# ગુજરાતી સાહિત્યનાં ઐતિહાસિક પ્રકાશનો

| | | |
|---|---|---|
| વીરની વાતો ૧ થી ૫ | તારાચંદ્ર પો. અડાલજા | ૧૦૫-૦૦ |
| વીરાંગનાની વાતો ૧-૨ | ” | ૨૪-૨૫ |
| ખાંડાના ખેલ | ” | ૧૧-૫૦ |
| નરબંકા | ” | ૧૦-૦૦ |
| વીર જગદેવ | ” | ૬-૦૦ |
| કાઠિયાવાડની દતકથાઓ | ” | ૧૧-૫૦ |
| દંભી દુનિયા | ” | ૧૮-૦૦ |
| પ્રેમપ્રભાવ | ” | ૯-૫૦ |
| સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ | ” | ૧૫-૦૦ |
| યુગપુરુષ પતંજલિ | જેઠાલાલ ત્રિવેદી | ૨૨-૦૦ |
| ભગવાન પતંજલિ | ” | ૧૪-૦૦ |
| ગ્રીક રાજકન્યા | ” | ૧૪-૨૫ |
| પુષ્પમિત્ર કલ્કી | ” | ૧૪-૦૦ |
| અવંતીપતિ સમ્રાટ વિક્રમ | ” | ૧૫-૫૦ |
| મહારાજ ચક્રપાલિત | નૌતમકાન્ત સાહિત્યવિલાસી | ૧૩-૦૦ |
| સેનાપતિ ભટ્ટાર્ક ૧-૨ | ” | ૨૪-૫૦ |
| સમ્રાટ શાલિવાહન | ” | ૧૫-૫૦ |
| રા’ ગજરાજ | ધનશંકર ત્રિપાઠી | ૧૦-૦૦ |
| જય ચિતોડ | હરિલાલ ઉપાધ્યાય | ૧૫-૦૦ |
| ચિતોડની રણગર્જના | ” | ૧૫-૦૦ |
| મેવાડનો કેસરી | ” | ૧૬-૦૦ |
| મેવાડના મહારથી | ” | ૧૬-૫૦ |
| શૌર્યપ્રતાપી મહારાણા પ્રતાપ | ” | ૧૨-૦૦ |
| દેશગૌરવ ભામાશાહ | ” | ૧૪-૨૫ |
| મેવાડની તેજછાયા | ” | ૨૦-૦૦ |

# મહાસતી મદનરેખા

લેખક :

ઉપાધ્યાય શ્રી પુષ્કર મુનિજી

સંપાદક :

દેવેન્દ્ર મુનિ શાસ્ત્રી



શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

Mahasati Madanrekha
Devendra Muni Shastri
Price : 25-00

પ્રકાશક :
ધનરાજ ઘાસીરામ કોઠારી
શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર
ગાંધી માર્ગ, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ૧૯૭૮



કિંમત : ૨૫-૦૦

મુદ્રક :
પુરષોત્તમ મોરલીધર બ્રહ્મભટ્ટ
જયશ્રી મુદ્રણ
ખાનપુર, અમદાવાદ

# પ્રકાશકીય

વાર્તા લોક-સાહિત્યનું હૃદય છે. સાક્ષર-નિરક્ષર, બાળક-વૃદ્ધ, ધનવાન કે ગરીબ બધાને તે સમાન રીતે ઉપયોગી છે વાર્તાસાહિત્યની આ એક વિશેષતા છે કે, જે જેટલી સાંભળવામાં અને વાંચવામાં આવે છે, તે બધી જ કુદરતી રીતે યાદ રહી જાય છે. જીવનમાં સસ્કાર રેડવા માટે વાર્તા કરતાં અન્ય કોઈ સુગમ સાધન નથી. આ જ કારણને લીધે વિશ્વના દરેક ભાગમાં વાર્તાસાહિત્ય લોકપ્રિય રહ્યું છે.

જૈન વાર્તાસાહિત્ય ખૂબ વિશાળ છે, જે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને વિવિધ પ્રાન્તીય ભાષાઓમાં લખાયેલુ છે શ્રદ્ધેય સદ્દગુરુવર્ય અધ્યાત્મયોગી ઉપાધ્યાય શ્રી પુષ્કર મુનિજી મહારાજે જૈન કથાઓને આધુનિક ભાવ-ભાષામાં રજૂ કરીને હિન્દી સાહિત્યને એક મહાન ભેટ આપી છે. કથાની ભાષા સરળ અને રોચક છે. કથાનું ઘટના અને વસ્તુ સ-રસ આકર્ષક છે.

આ કથાઓનુ સપાદન કરવાનુ શ્રેય સમર્થ સાહિત્યકાર શ્રી **દેવેન્દ્ર મુનિજી** તથા કલમ-કલાધર **શ્રીચન્દજી સુરાના 'સરસ'** ને છે. આ સાહિત્ય ગુજરાતીમાં પ્રગટ કરવાની અનુમતિ આપવા બદલ પૂજ્ય **ગુરુદેવ શ્રી પુષ્કર મુનિજી** તથા **શ્રી દેવેન્દ્ર મુનિજીનો** અત્યંત આભાર માનું છુ.

આવા સાહિત્યનુ ગુજરાતીમાં ભાષાંતર થાય અને ગુજરાતની જનતા તેનો લાભ લઈ શકે તે હેતુથી ગુજરાતીમાં આ પુસ્તક રજૂ કરતાં આનદ અનુભવું છુ.

મારા સ્નેહી **ચન્દ્રકાતભાઈ** અમીનને આ ગુજરાતી અનુવાદનું કામ સોંપવામાં આવ્યું અને તેમણે સહર્ષ ઉમગથી ત્વરિત અનુવાદ કરી આપ્યો તે બદલે શ્રી ચન્દ્રકાન્તભાઈ અમીનનો પણ આભાર માનું છુ.

આ જ રીતે મુનિજીનુ સાહિત્ય ગુજરાતની જનતા સમક્ષ પાંચ પુસ્તક રૂપે પ્રકાશન કરવાની યોજના છે. તેમાનુ આ પાંચમુ પુસ્તક વાચકોના કરકમળમાં મૂકતાં આનદ અનુભવુ છુ. ગુજરાતની જનતા આ સાહિત્યને આવકારશે એવી અપેક્ષા સાથે.

—પ્રકાશક

# સંપાદકીય

સાહિત્યમાં કથા સૌથી વધુ સરળ, સરસ અને શીઘ્ર અસર કરનારી વિદ્યા છે. વિશ્વ-સાહિત્યમાં વાર્તાસાહિત્ય સૌથી વધુ પ્રિય રહ્યું છે, તેથી બીજા સાહિત્ય કરતાં તેનો વિસ્તાર પણ વ્યાપક ફલક પર થયો છે. ભારતીય સાહિત્યમાં પણ વાર્તાઓના રૂપમાં વિશાળ સાહિત્ય જોવા મળે છે. વાર્તાસાહિત્યનો અખૂટ ભંડાર ભારતીય સાહિત્યની વિશેષ સંપત્તિ છે.

ભારતીય સાહિત્યમાં પણ જૈન તથા બૌદ્ધ કથાસાહિત્ય પોતાનું વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. શ્રમણ પરંપરા-જૈનો તથા બૌદ્ધોએ ભારતીય વાર્તા સાહિત્યમાં વધારો જ નથી કર્યો, પરંતુ તેને નવી દિશા પણ આપી છે. વાર્તાનો મૂળ હેતુ મનોરંજન તથા મનોરંજનના માધ્યમ વડે બોધ આપવાનો છે. શ્રમણ પરંપરાના વાર્તા-સાહિત્યમાં વાર્તા ફક્ત મનોરંજન માટે જ નથી, પણ મનોરંજન સાથે વૈરાગ્ય, આચાર, ધર્મ, દર્શન, નીતિ, પુનર્જન્મ, કર્મ-ફળ વિગેરે વિષયોની સજીવ રજૂઆત કરવાનું રહ્યું છે. બૌદ્ધોની જાતક કથાઓ પણ લગભગ આજ શૈલીની છે જૈન વાર્તાસાહિત્યનો તો મૂળ હેતુ જ આ પ્રમાણે રહ્યો છે—' વાર્તાના માધ્યમ દ્વારા કોઈને કોઈ સત્પ્રેરણા આપવી.'

આગમોથી શરૂ કરીને પુરાણ, ચરિત્ર, કાવ્ય, રાસ તથા લોકકથાના રૂપમાં જૈન ધર્મની હજારો વાર્તાઓ પ્રસિદ્ધ છે. પુરાણ, રાસ તથા આખ્યાનના રૂપમાં તે આજે પણ રસપૂર્વક વંચાય છે મોટા ભાગનું વાર્તા-સાહિત્ય પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, ગુજરાતી અને રાજસ્થાની ભાષામાં હોવાને કારણે, અને તે પણ પદ્ય-બદ્ધ હોવાને કારણે મોટા ભાગના વાચકો તેનો લાભ ઉઠાવી શકતા નથી, ફક્ત તેનો મહિમા અને વર્ણન સાંભળીને જ કંઈક જાણી શકે છે.

જૈન કથા-સાહિત્યના આ અમૂલ્ય ભંડારને આજની લોકભાષા -રાષ્ટ્રભાષા હિન્દીમાં રજૂ કરવાનું કાર્ય અત્યંત જરૂરી છે. એ અંગે

કેટલાક સુંદર પ્રયાસો પણ શરૂ થયા છે. પણ અપાર, અથાગ વાર્તા-સાહિત્યનો સંગ્રહ કરવો એ કોઈ એક વ્યક્તિનું કામ નથી. જેમ જગન્નાથના રથને હજારો હાથ ભેગા મળીને ખેંચે છે, તેવી રીતે પ્રાચીન કથાસાહિત્યનો પુનઉદ્ધાર કરવા માટે અનેક મનસ્વી ચિંતકોના લાંબા ગાળાના પ્રયત્નોની જરૂર છે. આ જરૂરિયાતને પૂર્ણ કરવાના હેતુથી પૂજ્ય ગુરુદેવ રાજસ્થાનકેસરી અધ્યાત્મયોગી ઉપાધ્યાય શ્રી પુષ્કરમુનિજી મહારાજ અનેક વર્ષોથી પ્રયત્ન કરી રહ્યા છે. પૂજ્ય ગુરુદેવશ્રીએ પોતાના વિશાળ અધ્યયન-અનુશીલનના આધારે સેંકડો જૈન વાર્તાઓ લખી છે. જે પ્રાચીનતમ સભ્યતા, સંસ્કૃતિ તથા માનવ-સ્વભાવને પારખવામાં ઉપયોગી છે.

અમારુ મોટું સદ્‌ભાગ્ય છે કે, પૂજ્ય ગુરુદેવ દ્વારા લખાયેલ ગદ્ય-પદ્યાત્મક એ વિરાટ કથાસાહિત્યનુ સંપાદનકરવાની જવાબદારી અમને મળી છે. એ પ્રયત્નમાં અમે કેટલા સફળ થયા છીએ તેનો નિર્ણય તો વિજ્ઞ વાચકો જ કરશે અમને તો એ વાતનો આનંદ થાય છે કે સાહિત્ય-સેવાનો શુભ પ્રસંગ અમને મળ્યો અને જન-સમુદાયને માટે સત્સાહિત્યના રૂપમાં એક સન્મિત્રને તમારી સમક્ષ મૂકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

—દેવેન્દ્ર મુનિ

# લેખકની કલમે

## જૈન કથાસાહિત્ય : પ્રયોજન અને સ્વરૂપ

જૈન આગમોના ઐતિહાસિક સંશોધનથી એટલું જાણવા મળે છે કે ભગવાન મહાવીર પોતાના ધર્મોપદેશમાં કથા-વાર્તા-રૂપક વગેરેનો પ્રયોગ કરીને ધર્મ તથા તત્ત્વજ્ઞાનના ગંભીર તત્ત્વને વધુમાં વધુ સરળ, સુબોધ અને રુચિકર બનાવવામાં અયત નિપુણ હતા. નાયધમ્મકહા, વિપાકસૂત્ર, નિરયાવલિકા, ઉત્તરાધ્યયન વગેરે આગમોમાંથી એટલી વાત તો સ્પષ્ટ છે કે ભગવાન મહાવીરે એવાં હજારો દૃષ્ટાન્તો અને રૂપકોનો ઉપયોગ પોતાના ઉપદેશમાં કર્યો હતો. દુર્ભાગ્યવશ તેમાંથી થોડોક જ ભાગ આજે પ્રાપ્ત છે અને મોટો ભાગ આજે નાશ પામ્યો છે.

ભગવાન મહાવીરના ઉપદેશોમાં વધુ તો લઘુકથા, આખ્યાયિકા અને લઘુ-રૂપકોનો પ્રયોગ જ થયા કરતો હતો. તે કથાઓનો એક પવિત્ર હેતુ રહેતો કે શ્રોતાઓની શુભ જિજ્ઞાસા જાગૃત થાય, અસદ્‌કર્મથી છૂટીને શુભકર્મ-પ્રવૃત્તિની પ્રેરણા મળે. કથા-રચનામાં આવો ઉચ્ચ અને ઉદાત્ત આદર્શ જૈન કથાસાહિત્યની પોતાની વિશિષ્ટતા છે. સામાન્ય રીતે કથાનો હેતુ મનોરંજન હોય છે, પણ જૈનકથા બાબતમાં અધિકારપૂર્વક કહી શકાય છે કે તેનો હેતુ મનોરંજન માત્ર નથી પણ મનોરંજનની સાથે કોઈ ઉચ્ચ આદર્શની સ્થાપના કરવી, અશુભ કર્મોનું કટુફળ-પરિણામ બતાવીને શુભકર્મ તરફ પ્રેરિત કરવાનું રહ્યું છે. ઉચ્ચતર સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોની પ્રતિષ્ઠા કરવી, વ્યક્તિત્વના મૂળભૂત ગુણ-સાહસ,

અનુશાસન, ચાતુરી, સજ્જનતા ઉદારતા, સદાચાર અને વ્રતનિષ્ઠા વગેરેને પ્રોત્સાહિત કરવા તથા તેમના ચારિત્ર્યમાં આ સંસ્કારોને રોપવા-આ જૈન કથાસાહિત્યનું મૂળ પ્રયોજન છે

આગમ સાહિત્ય પછી જે કથા-સાહિત્ય રચાયું, તેની ધારામાં એક નવુ પરિવર્તન આવ્યુ. આગમગત કથાઓ, ચરિત્રો અને મહા-પુરુષોના નાના-મોટા જીવન-પ્રસંગોને લઈને મૂળ કથાવસ્તુમાં આડ-કથાઓને ગૂંથી લઈને તથા મૂળ ચરિત્રને પૂર્વજન્મના પ્રસંગોથી સમૃદ્ધ કરવી, કથાવસ્તુનો વિકાસ અને વિસ્તાર કરવો પછીથી રચા-યેલા સાહિત્યની એક શૈલી બની ગઈ આ કથાશૈલી પર રામાયણ, મહાભારત તથા જાતક શૈલીનો પ્રભાવ જોવા મળે છે તેને જો આપણે પૌરાણિક કથાશૈલી કહીએ તો તેનો સૌથી પ્રાચીન કથાગ્રંથ વસુદેવહિંડી છે, (પ્રાકૃત ગદ્યબહુલ) જે સૌથી વધુ પ્રાચીન આકાર ગ્રંથ છે તે પછી વાલ્મીકિ રામાયણની શૈલી પર વિમલસૂરિએ 'પઉમ-ચરિય' અને વ્યાસના મહાભારતની શૈલી પર હરિવંસ-ચરિય' જેવા બે વિશાળ કથાગ્રંથોનું સર્જન કર્યું.

તે પછી તો પૌરાણિક શૈલી એટલી બધી લોકપ્રિય બની કે, મહાપુરુષોના જીવનચરિત્રને આધાર બનાવીને 'ચઉપ્પન્ન મહાપુરુષ-ચરિય', 'ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર,' 'આદિનાથચરિત્ર,' 'શાંતિનાથ-ચરિત્ર, 'મલ્લિનાથચરિત્ર,' 'નેમિનાથચરિત્ર,' 'પાર્શ્વનાથચરિત્ર,' 'મહા-વીરચરિત્ર' વગેરે અનેક તીર્થંકરો, ચક્રવર્તી વાસુદેવ, બલદેવ વગેરેના સ્વતંત્ર ચારિત્ર ગ્રંથોની રચના થઈ અને એ ચરિત્રગ્રંથોમાં સેંકડો આડકથાઓ ગૂંથી લઈને તેને રોચક ને વિસ્તૃત કરવામાં આવી

આખ્યાનપદ્ધતિ પર પણ જૈનાચાર્યોએ અનેક સરસ કથાગ્રંથોની રચના કરી પાદલિપ્તસૂરિની તરંગવતી અથવા તરંગલોલા, હરિભદ્ર-સૂરિની સમરાઈચ્ચ કહા ઉપદેશપદ,' ઉદ્યોતનસૂરિની 'કુવલયમાલા

કહા' વિજયસિંહસૂરિની 'ભુવનસુંદરી કથા, જિનેશ્વરસૂરિની 'નિર્વાણુ લીલાવતી કથા' વગેરે આખ્યાયિકા કથાશૈલીના મુખ્ય અને પ્રસિદ્ધ ગ્રંથ છે.

કથા ગ્રંથોની રચનામાં એક ત્રીજી શૈલીનો વિકાસ પણ થયો. જેને આપણે 'કથાકોશ' અથવા કથાસંગ્રહના રૂપમાં આજે પ્રાપ્ત કરીએ છીએ. જિનેશ્વર સૂરિનું 'કથાકોષપ્રકરણ,' આમ્રદેવસૂરિનુ 'આખ્યાનક મણિકોષ' હરિષેણનુ 'બૃહત્કથા કોષ,' ધર્મદાસ ગણિનું 'ઉપદેશમાલા' તથા શુભવર્ધન ગણિનું 'વર્ધમાન દેશના' વગેરે વિવિધ કથા-કુસુમોને ગુલછડીના રૂપમાં આ કથાગ્રંથો નાનાં નાનાં દૃષ્ટાન્તો દ્વારા સત્કર્મની શુભ પ્રેરણા-સુવાસ ફેલાવી રહ્યાં છે. તે ઉપરાંત વિદ્વાન આચાર્યોએ સમયે-સમયે કોઈ એક પૌરાણિક ચરિત્ર લઈને, કોઈ આગમગત કથાસૂત્રને લઈને અથવા સ્વતંત્ર રૂપથી પણ કથા સર્જન કરીને સેંકડો કથા ગ્રંથોની રચનાઓ કરી છે. આ કથા ગ્રંથો પહેલાં પ્રાકૃતમાં રચવામાં આવતા હતા, પછી સંસ્કૃત શૈલી ચાલી, પછી અપભ્રંશ યુગ આવ્યો તો અપભ્રંશમાં પણ લખાયું અને પછી તો અનેક જૈન કવિઓએ ગુજરાતી, ગુજરાતી મિશ્રિત રાજસ્થાનીમાં રાસ, ચોપાઈ, લખાણના રૂપમાં સેંકડો સરસ, રોચક અને પ્રેરણાદાયક કથાકાવ્યોની સૃષ્ટિથી સરસ્વતીના ભંડારને સમૃદ્ધ કર્યો પરંપરાની ભિન્નતા, અનુશ્રુતિઓનુ અંતર તથા સમયના લાંબા પટને કારણે કથાસૂત્રોમાં પરસ્પર ભિન્નતા અને પ્રસંગોની જોડ-તોડમા પણ ઠીક ઠીક ફેર પડી ગયો અનેક કથાઓ તો એવી છે, જે અત્યંત પ્રસિદ્ધ હોવા છતાં પણ કથાગ્રંથોમાં જુદી જુદી જોવા મળે છે કેટલીક કથાઓ આગમોમાં વર્ણવાયેલી છે, તેને પછીના સાહિત્યમાં આડકથાઓ વિસ્તૃત પણ કરવામાં આવી છે.

કથાસૂત્રોનુ આ વૈવિધ્ય જોયા પછી એ પ્રયત્ન કરવો રહ્યો કે કથાનો મૂળ સ્રોત ક્યાં છે-કેવો છે અને એમાં જે મતભેદ અથવા આડ-

કથાઓ છે તે માન્ય છે કે નહી–આ કામ ફક્ત જલમંથન કરવા જેવુ જ ગણાય.

કથાની ઐતિહાસિકતાને બદલે આપણુ લક્ષ્ય તેની પ્રેરકતા તરફ રહેવું જોઈએ હજારો લેખકોએ જુદા જુદા દેશ-કાળમાં જે કથા ગ્રંથ રચ્યા છે તેમનામાં મત-ભિન્નતા, કથાસૂત્રમાં જુદા જુદા પ્રકારની તોડ–જોડ તથા નામ વગેરેમાં વિવિધતા હોવી એ કુદરતી છે. અનેક કથા ગ્રંથોના અભ્યાસ પછી અમારો વિશ્વાસ છે કે આપણે પ્રાચીન ગ્રંથોની 'શબ-પરીક્ષા' ન કરતાં, 'શિવ-પરીક્ષા' (કલ્યાણકારી તત્ત્વની પરીક્ષા) કરવાની ટેવ પાડવી જોઈએ જે કથા ગ્રંથમાં જ્યાં જે ઉચ્ચ આદર્શ, પ્રેરકતત્ત્વ અથવા જીવન–નિર્માણ કરનારાં મૂલ્યો જોવા મળે છે, તેને કોઈ પણ પ્રકારના ભેદ-ભાવ વિના સ્વીકારી લેવાં જોઈએ. અનેક ગ્રંથોમાં એવુ જોવા મળે છે કે એક જ કથાનક જુદા જુદા પ્રસંગમાં જુદા જુદા રૂપમાં લખાયેલુ જોવા મળે છે. ક્યાંક કથાનો પૂર્વાર્ધ આપીને તેને છોડી દીધો છે, ક્યાક ઉત્તરાર્ધ, ક્યાક થોડો ભાગ જ. આવી સ્થિતિમાં કથાસૂત્રોને સંપૂર્ણ રૂપમાં લખવું અત્યત મુશ્કેલ બની જાય છે, અને તેમા વિવાદપ્રદ પ્રશ્ન પણ ઉપસ્થિત થઈ શકે છે. અમે એવા પ્રસગોએ એવો પ્રયત્ન કર્યો છે કે જ્યાં સુધી જે કથાસૂત્ર સપૂર્ણ મળ્યુ છે તેને બે-ત્રણ કથા ગ્રથના સદર્ભને જોડીને પૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ કથાસાહિત્યની વિશાળતા અને વિવિધતાને જોતાં કોઈ કથાનકની પૂર્ણતા, સમગ્રતા અને પ્રાચીનતાની પૂરેપૂરી ગેરટી આપી શકાય નહીં. એ તો બહુશ્રુત વાચકો પર જ આધાર રાખે છે કે, તેમને ક્યાંક કોઈ કથાસૂત્રના સંબધમાં નવું કથાનક મળે તો તેઓ લેખકને દર્શાવે, જેથી તેમના સશોધન-પરિવર્ધનમાં પ્રગતિ થઈ શકે

અમને વિશ્વાસ છે કે આનાથી અનેક વાચકોને અનેક પ્રકારનાં રોચક ચરિત્રોના માધ્યમથી વિવિધ પ્રકારની પ્રેરણા મળશે. આ

# મહાસતી મદનરેખા

મણિરથ અને યુગબાહુ બંને સગા ભાઈ હતા. મણિરથ મોટો ભાઈ હતો અને યુગબાહુ નાનો. મણિરથ સુદર્શનપુર નામના નગરનો રાજા હતો અને યુગબાહુ સદર્શનપુરનો યુવરાજ હતો.

બંને ભાઈઓ વચ્ચે ખૂબ પ્રેમ હતો. બંનેમાં એક બીજાને માટે અદ્દભુત ત્યાગભાવના હતી બંને ભાઇ પોત પોતાના કર્તવ્યને જ જોતા હતા. બંને ભાઈ અધિકારનો ઉપયોગ બીજા માટે છોડી દેતા હતા.

મણિરથ હંમેશા એ પ્રયત્ન કરતો કે, યુગબાહુને ક્યારેય સહેજ પણ દુખ ના પડે. યુગબાહુને કંઇ પણ કામ ના કરવું પડે તેનું તે ધ્યાન રાખતો. મણિરથ સતત ધ્યાન રાખતો કે યુગબાહુ નિશ્ચિત બનીને રાજ્યસુખ જ ભોગવે.

યુગબાહુ પણ સતત એ ધ્યાન રાખતો કે, હું મારા મોટા ભાઈની વધુમાં વધુ સેવા કરું. મોટા ભાઇને સાહેજ પણ કામ કરવા ના દઉં.

બંને ભાઈ આદર્શ ભાતૃપ્રેમ, ત્યાગ, સહાનુભૂતિ અને ઉદારતાના ઉદાહરણ હતા. વીરતા, પરાક્રમ શૌર્ય, યુદ્ધકૌશલ, ન્યાય નીતિ-નિપુણતા, પ્રજાપાલન, ધર્મપરાય-

ણુતા વગેરે ક્ષત્રિયોને યોગ્ય ગુણ બંને ભાઈઓમાં ઠાંસી ઠાંસીને ભરેલા હતા.

યુગબાહુની ધર્મપત્ની મયણરેખા અથવા મદનરેખા ખૂબ સુંદર હતી. તે એટલી બધી સુંદર હતી કે, જાણે એમ જ લાગતું કે, કામદેવે પોતાના જ હાથે તેનું ઘડતર ના કર્યું હોય !

અત્યંત સુંદર અને રૂપાળી હોવાને કારણે જ તેનું નામ મયણરેખા (મદનરેખા) હતું. મદનરેખા સતીઓ માટે આદર્શ હતી. જેમ ગમે તેવા તોફાનમાં પણ પર્વત ઊડી જતા નથી, તેમ તેનું સતીત્વ પણ અડગ અને અવિચલ હતું. પતિભક્તિ, પતિસેવા, ધર્માચરણ વગેરે ઉમદા ગુણોનો તે સાગર હતી.

o o o

હજુ તો યુગબાહુને રમવાની અને ખાવાની ઉંમર હતી. મણિરથ તેને પુત્રની જેમ ચાહતો અને તેથી જ તે તેના ઉજ્જ્વળ ભવિષ્યની સતત ચિંતા કરતો. યુગબાહુ હજુ સુધી યુવરાજ બન્યો ન હતો.

એક દિવસ મણિરથે વિચાર કર્યો:

યુગબાહુ હવે મોટો થઈ ગયો છે. હવે મારે તરત જ તેને યુવરાજ તરીકે જાહેર કરી દેવો જોઈએ. પદ પ્રાપ્ત થયા પછી તેની જવાબદારી વધશે એટલે આપોઆપ રાજ્યવ્યવસ્થામાં તેની રુચિ વધશે. ભવિષ્યમાં ક્યારેક તો તેણે જ આ રાજ્ય સિંહાસન સંભાળવાનું છે.

તેથી તેને અત્યારથી ટેવ પાડવી જરૂરી છે.

પોતાનો નિશ્ચય સંભળાવતાં એક દિવસ મણિરથે નાના ભાઈ યુગબાહુને કહ્યુ:

'યુગબાહુ! હવે પ્રજાપાલન અને રાજ્યની વ્યવસ્થામાં તારે મદદ કરવી જરૂરી છે એ માટે....'

વાત પૂરી સાંભળતાં પહેલાં જ યુગબાહુએ કહ્યું:

મોટાભાઈ! હું તનમનથી તમારો સેવક છું. જેમ લક્ષ્મણ રામના સેવક હતા. મારું રોમ રોમ લક્ષ્મણની જેમ જ તમારું છે. આજે તમે આમ કેમ કહી રહ્યા છો? જો મારી સેવામાં ક્યાંક કોઈ ખામી હોય તો હું રાત-દિવસ જોયા વિના તમારી સેવામાં જ રહીશ.'

મણિરથે કહ્યું:

યુગબાહુ! તું મને મારા પ્રાણથી પણ વધુ પ્રિય છે. તારી સેવામાં ખામી જોવી એ તાલિયાના માથામાં વેણી ગૂથવા જેવું હાસ્યાસ્પદ છે. મારું માનવું છે કે હવે તને યુવરાજ પદ આપવું. આ મારા અંતરની ઇચ્છા છે.

મણિરથની વાત સાંભળીને યુગબાહુ વ્યાકુળ બની ગયો. લાગણીવશ થઈને તે બોલ્યો.

'મોટાભાઈ! આ યુવરાજપદનું બંધન શા માટે? તમે મને ચાહો છો, તો પછી બંધનમા નાખવાની ઇચ્છા શા માટે રાખો છો? શું યુવરાજ બન્યા વિના હું તમારી સેવા કરવામાં અસમર્થ નીવડીશ? તમે મને યુવરાજ બનાવો અને હું તમારી સેવા કરું એ તો બદલો થયો.

મને તો નિષ્કામ ભાવથી કંઈ પણ મેળવવાની આશા રાખ્યા વિના જ સેવા કરવામાં સુખ મળે છે.'

મણિરથે હસીને કહ્યું:

'યુગબાહુ! એક પુરુષ અને એક સ્ત્રી પરસ્પર ખૂબ પ્રેમ કરે છે, એક બીજા માટે પ્રાણ આપે છે પણ આ પ્રેમને કાયમ માટે ટકાવવો હોય તો બંધન જરૂરી છે. એ બંધન છે લગ્ન. લગ્ન બંધનમાં બંધાયા વિના બંનેના દિલ આદાન પ્રદાન કરી શકતાં નથી.

એ જ રીતે યુવરાજ બનવાથી તારી સેવાને એક ગતિ મળશે. પ્રજામાં તારું માન વધશે. તું તારી ફરજ પ્રત્યે જાગૃત બનીશ. તે ઉપરાંત મને સુખી જોવાનું અને મારી ઇચ્છા પૂરી કરવાનું પણ તું કહે છે. તને યુવરાજ બનાવવામાં જ મારું સુખ છે અને એ જ મારી ઈચ્છા છે. હવે તું ના પાડી શકીશ નહીં.'

હવે યુગબાહુ નિરુત્તર થઇ ગયો ભાઇના પગનો સ્પર્શ કરીને તે પોતાના મહેલમાં પાછો ફર્યો. મોટાભાઈ સાથે આજે જે વાત થઇ તે પોતાની પત્ની મદનરેખાને કહી. યુગબાહુએ પોતાની પત્ની મદનરેખાને પૂછયું:

પ્રિયે! મોટાભાઈ મને યુવરાજ પદ આપવા માગે છે. હું ખૂબ મૂંઝવણમાં છું. તું જ કહે, હું શું કરું?

સુખ દુઃખમાં સમાન રહેનારી શ્રાવિકા મદનરેખા હોંશિયાર હતી પતિના પ્રશ્નોના જવાબ આપતા તેણે કહ્યું:

'પ્રાણેશ્વર ! જેઠજી તમને યુવરાજ બનાવીને સેવાનો વધુ ભાર નાખી રહ્યા છે. તેથી આ પદ સ્વીકારવું એ તમારે માટે ગૌરવની વાત બનશે. યુવરાજ બનીને તમે રાજ્યવ્યવસ્થામાં પણ તેમને મદદ કરી શકશો હું જાણું છું કે, તમને રાજ્યનો લોભ નથી. તમે પૂરેપૂરા નિસ્પૃહી છો પણ તેનાથી તમારી નિસ્પૃહતામાં કોઈ ખામી આવશે નહીં.

મોટાભાઈની આજ્ઞા સમજીને અને તેમની ઇચ્છા પૂરી કરવાની દૃષ્ટિથી આ પદ સ્વીકારી લો. મારી તો આ વિનમ્ર સંમતિ છે.'

શુભ મુહૂર્તે રાજકીય ઉત્સવ ઉજવીને મણિરથે યુગબાહુનો અભિષેક કરાવ્યો. વાદ્યધ્વનિ સાથે યુગબાહુ યુવરાજ–પદનો અધિકારી બન્યો

આખા નગરમાં બંને ભાઈઓના પરસ્પર પ્રેમની જ ચર્ચા થતી હતી. મણિરથના નાના ભાઈ પ્રત્યેના પ્રેમનાં લોકો ખૂબ-ખૂબ વખાણ કરતા હતા. યુગબાહુની વિનમ્રતા અને ભ્રાતૃ-સેવાની ચર્ચા કરતાં લોકો ધરાતા ન હતા.

o o o

મદનરેખાની ધર્મપરાયણતા, સાત્વિકતા અને સદ્‌ગુણોનો પ્રભાવ બીજા પર પડતો હતો. બીજાના દુર્ગુણ તેનું કંઈ પણ બગાડી શકતા નહીં. યુગબાહુ અને મદ-

નરેખા વચ્ચે અનન્ય પ્રેમ હતો. મદનરેખા મહાસતી, પતિપરાયણ અને સતી સ્ત્રીઓનો તાજ હતી.

કામી પુરુષ કદાપિ એટલું સાહસ પણ કરી શકતો નથી કે તે સતી સ્ત્રીની તરફ આંખ ઊંચી કરીને જોઈ શકે. પણ કયારેક કયારેક કેટલાક મૂર્ખ માણસો સાપના દરમાં હાથ નાખી દે છે. કામી કમજોર આંખોથી હજારો કિરણવાળા સૂર્યને જોવાની મૂર્ખતા કરી બેસે છે. પોતાની શકિતના અભિમાનમાં કેટલાક લોકો સતીને ખરાબ નજરથી જોવાનું ખરાબ સાહસ કરી બેસે છે. એ લોકો સાચા અર્થમાં તો મોતને આમંત્રણ આપે છે

પણ ફૂંક મારવાથી પર્વત કંઈ ઉડયો નથી, ઉડશે નહીં. સૂર્ય પર આજ સુધી કોઈ માણસ કાદવ ઉછાળી શકયો નથી. જેણે આજ સુધી સૂર્ય પર કાદવ ઉછાળવાનો પ્રયત્ન કર્યો છે, તે કાદવ પાછો ફરીને તેની પર જ પડયો છે. સૂર્ય તો કદાપિ બગડયો નથી.

કામી પુરુષ પર જ્યારે કામનું ભૂત સવાર થાય છે ત્યારે તે નીતિ મર્યાદા બધું જ ભૂલી જાય છે. મણિરથ પણ એવો જ પુરુષ હતો. મણિરથ વીર, નીતિને જાણનારો અને પ્રજાવત્સલ રાજા હતો. પણ આજે–

'અનુજબધૂ ભગિની સૂત–નારી।
સુન સઠ યે કન્યાસમ ચારી ।।

આ નીતિ–કથનને તે બિલકુલ ભૂલી ગયો હતો. વાત એમ બનેલી કે સ્નાન કર્યા પછી સાંજના સમયે મદ-

નરેખા પોતાની સાહેલીઓ તથા દાસીઓ સાથે મહેલની અગાશીમાં બેસીને ઠઠ્ઠા-મશ્કરી કરી રહી હતી. તેના લાંબા લાંબા છૂટા વાળ પર તથા ફૂલની માફક ખિલેલા ચહેરા પર સંધ્યાનાં સોનેરી કિરણો પડતાં હતાં ત્યારે તેનું સૌંદર્ય અદ્ભુત રીતે ખીલી ઊઠતું હતું. સોનેરી લાલિમાથી તેનું રુપ-લાવણ્ય ઝગારા મારતું હતું.

મણિરથ તે જ સમયે પોતાના મહેલની અગાશીમાં આવ્યો હતો. તેની નજર અચાનક મદનરેખાના સોનેરી સૌંદર્ય પર પડી. તેનું સૌંદર્ય જોઇને તેનો તો જાણે શ્વાસ થંભી ગયો. નજર સ્થિર થઈ ગઇ. તે એક બાજુ છુપાઇને મદનરેખાની રુપ-મદિરાને પીતો રહ્યો. મદનરેખાના રુપનો નશો તેના પર છવાઇ ગયો. પોતાના નાનાભાઇની વહુ મદનરેખાને જોઇને તેને ભારે કામવાસના થઇ તે મનમાં ને મનમાં મદનરેખાને મેળવવાનો મનોરથ ઘડવા લાગ્યો. મણિરથે નિશ્ચિય કર્યો .

'જ્યાં સુધી હું મદનરેખાને નહીં મેળવું ત્યાં સુધી આરામથી બેસીશ નહીં. મારી પાસે રાજ-વૈભવ અને લશ્કરની શકિત છે હું બધી રીતે તેને મારી શય્યાભાગિની તથા પ્રેમિકા બનાવવામાં સમર્થ છું. બસ, કોઇ રીતે આ યુગબાહુ દૂર થઇ જાય મારા મનોરથને પૂર્ણ કરવામાં એ જ એક મુશ્કેલી છે. કોઇપણ રીતે તેને પહેલાં દૂર હટાવું અને પછી મારા લાંબા સમયથી સંગ્રહી રાખેલી ઇચ્છાને પૂરી કરું.'

મણિરથના આ ખરાબ વિચારને જોઇને એક રાજાની વાત યાદ આવે છે. રક્ષક જ ભક્ષક બની જાય તો ન્યાય કોણ કરે ? મદનરેખા મણિરથની ફક્ત નાનાભાઇની વહુ જ ન હતી. તેની પ્રજા પણ હતી. પ્રજાના શીલ ધર્મનું રક્ષણ કરવું, એ રાજાનો ધર્મ છે. પણ રાજા પોતે જ નીચ બની જાય તો ન્યાયનો પોકાર કોની આગળ કરવો ?

બહુ જૂના જમાનામાં ગુજરાતમાં એક હિંદુ રાજા હતો. તેના રાજ્યમાં એક સુંદર છોકરી હતી. એક વખત રાજા ઘોડા પર સવાર થઇને ક્યાંક જઈ રહ્યો હતો. અંગરક્ષકો પણ તેની સાથે હતા. રાજાએ તે સુંદર છોકરીને જોઇ તો તે તેના પર મોહિત થઈ ગયો. તે સુંદરીને પોતાની અંકશાયિની બનાવવાનો નિશ્ચય કર્યો. રાજાએ અંગરક્ષકોને પૂછ્યું કે આ કોની છોકરી છે? અંગરક્ષકોએ તેના પિતાનું નામ જણાવ્યું. રાજાએ તેને મેળવવાનો નિશ્ચય કરી લીધો.

રાત્રે રાજા પલંગ પર સૂતો સૂતો વિચાર કરતો હતો :

' હું રાજા છું. આ કન્યા મારા રાજ્યની બેટી છે. તેથી તે મારી પણ બેટી જ કહેવાય. પ્રજા રાજાની સંતાન છે. મારી જ બેટી સાથે વ્યભિચાર કરવાનો ખરાબ વિચાર મને કેમ આવ્યો ? જો કે, મેં તેના શરીરનો સ્પર્શ પણ

નથી કર્યો. પણ મનથી તો મેં તેની સાથે ભોગ કર્યો જ છે તેથી મારે પ્રાયશ્ચિત્ત કરવું જરૂરી છે '

બીજા દિવસે સવારે રાજા દરબારમાં આવ્યો. રાજા ચિંતિત હતા, તેથી દરબારીઓને પણ ચિંતા થઈ. રાજાએ મહા અમાત્યને કહ્યું:

' આજે મારે એક ખાસ વાત કરવી છે. તેથી શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણોને માનસહિત બોલાવી લાવો.'

મંત્રી બ્રાહ્મણોને બોલાવી લાવ્યા. રાજાએ પ્રશ્ન પૂછયો :

' બ્રાહ્મણો ! જો કોઈ માણસ પોતાની બેટી સાથે વ્યભિચાર કરે તો તેને સજા કરવા માટે શાસ્ત્રમાં શું લખ્યું છે ? '

બ્રાહ્મણોએ એક અવાજે કહ્યું:

' મહારાજ ! ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે, એવા માણસોએ ચિતા પર ચડીને બળી મરવુ જોઈએ.'

રાજાની ચિન્તા દૂર થઇ ગઇ. તેણે મહામંત્રીને કહ્યું:

' અમાત્ય ! મારે માટે ચિતા તૈયાર કરાવો. હું જીવતાં જ ચિતા પર ચડીને મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. '

દરબારમાં ત્રાહિ-ત્રાહિ મચી ગયું. બ્રાહ્મણ પણ પોતાના શાસ્ત્ર-કથન માટે પસ્તાવા લાગ્યા :

'અમને શી ખબર કે રાજા પોતાને માટે જ દંડની વાત પૂછે છે ?'

આંખમાં આંસુ સાથે રાજાની આજ્ઞાનું પાલન કરવામાં આવ્યું. એક મોટા મેદાનમાં મોટી ચિતા તૈયાર કરવામાં આવી. સળગતી ચિતા પર ચડવા માટે રાજા આગળ વધ્યો કે તરત જ દોડીને બ્રાહ્મણોએ તેને પકડી લીધો. રાજાએ છૂટવાનો પ્રયત્ન કર્યો તો બ્રાહ્મણો બોલ્યા.

'મહારાજ ! સજા પૂરી થઇ ગઇ. તમે ધર્મશાસ્ત્રો પ્રમાણે પ્રાયશ્ચિત કરી લીધું. તમે મનથી ભોગ કર્યો છે, તમે મનથી ચિતામાં બળી મરવાનો સંકલ્પ પણ કર્યો. તમે બળી મરવા તૈયાર થયા એટલે તમારું મનનું પાપ બળી ગયું. મન તમારું બળતી ચિતા પર ચડયું. શરીરથી તમે કોઇ પાપ નથી કર્યું. તેથી શરીરથી બળવાની કોઈ જરૂર નથી. હવે જો શરીર બાળશો તો તે એક પ્રકારનું પાપ છે'

હવે રાજાને શાન્તિ વળી. બધાએ રાજાની ધર્મપરાયણતાની ખૂબ-ખૂબ પ્રશંસા કરી.

o o o

આ તરફ મણિરથનું હૃદય તેનાથી બિલ્કુલ ઊલટું હતું તેણે તો નાનાભાઈની વહુ મદનરેખાને મેળવવા માટે કમર કસી હતી. તેનું પહેલું કામ યુગબાહુને દૂર કરવાનું હતુ મણિરથ ચતુર હતો. તેણે યુગબાહુને પોતાના

રસ્તામાંથી દૂર કરવાનો ઉપાય વિચારી લીધો હતો.

કેટલાક લોકો અગ્નિનો ઉપયોગ રસોઇ બનાવવામાં કરે છે. કેટલાક લોકો બીજાનું ઘર બાળી મૂકવા અગ્નિનો ઉપયોગ કરે છે. એવી જ રીતે બુદ્ધિનો ઉપયોગ કેટલીક વાર બીજાનું ભલું કરવા માટે કરવામાં આવે છે. કેટલાક બીજાનું અનિષ્ટ કરવા માટે તેનો ઉપયોગ કરે છે. મણિરથે પણ પોતાની હોશિયારીનો ઉપયોગ યુગબાહુને દૂર કરવામાં–પોતાના જ ભાઇનું અનિષ્ટ કરવા માટે કર્યો.

મણિરથે યુગબાહુને દૂર કરવાની યોજના શરૂ કરી દીધી. જો કે એ સાચું છે કે, મણિરથ યુગબાહુને પુત્રની જેમ ચાહતો હતો, પણ કામને વશ થયેલું પ્રાણી શું નથી કરતું ?

વ્યભિચારિણી સ્ત્રીઓ તો પોતાના સંતાનને પણ મારી નાખે છે. તો પુરુષ પોતાના નાનાભાઈને દૂર કરવાનો પ્રયત્ન કરે તેમા શી નવાઇ ? મણિરથે એક દિવસ ખાસ સભા બોલાવી. યુવરાજ યુગબાહુ તથા મુખ્ય દરબારાઓ સભામાં હાજર હતા. રાજા મણિરથે દરબારીઓને કહ્યું.

'આજે મેં સભાનું આયોજન ખાસ હેતુથી કર્યું છે. આપણા રાજ્યની સરહદ પર કેટલાક લૂંટારાઓએ ઉત્પાત મચાવ્યો છે. એ બળવાખોરોએ આપણા ક્ષત્રિયત્વને પડકાર ફેંક્યો છે. માટે લશ્કરને તૈયાર કરો. હું જાતે જ જઈને એ નાગની ફેણને કચડી નાખીશ.'

સભામાં એક ક્ષણ માટે સન્નાટો છવાઈ ગયો. થોડા સમય પછી યુવરાજ યુગબાહુ ઊઠયો અને પોતાના મોટા ભાઈ મણિરથને કહ્યું :

'મહારાજ ! જુલમગારોને બોધપાઠ આપવો એ બધી રીતે યોગ્ય છે, પણ આ કાર્ય એટલું મોટું નથી કે, તેને માટે તમારે તકલીફ લેવી પડે. એ કાર્યને તો તમારો આ સેવક પતાવી દેશે. તમે મને આજ્ઞા આપો. હું બળવાખોરોને તમારી આજ્ઞા માનવા માટે લાચાર બનાવી દઈશ અથવા તેમને કચડી નાખીશ.'

મણિરથ પણ આ જ ઈચ્છતો હતો પણ તે તેનું નાટક પૂરી સફળતાથી કરવા માગતો હતો. તેથી પોતાના મનની લાગણી દબાવીને કહ્યું :

'યુગબાહુ ! યુદ્ધ કરવાનો તને અનુભવ નથી. હજુ યુદ્ધમાં જવા માટે તું લાયક નથી થયો. તેથી હું પોતે જ જઈશ '

આ સાંભળીને યુગબાહુનું શૌર્ય જાગી ઊઠયું. તેણે મોટાભાઈને કહ્યું :

'શું તમને મારી શૂરવીરતામાં વિશ્વાસ નથી ? શું મારી નસોમાં એ લોહી નથી વહેતું, જે તમારી નસોમાં વહે છે? જો તમે આ નાના યુદ્ધને માટે મને તક નહીં આપો તો હું મોટાં યુદ્ધ કેવી રીતે લડી શકીશ ? તમે નિશ્ચિત બનીને મને પ્રસ્થાન કરવાની આજ્ઞા આપો.'

મણિરથે હસીને કહ્યું :

'યુગબાહુ! તારી હઠ હું કદાપિ ટાળી શકયો નથી. મને વિશ્વાસ છે કે, તું મારું ગૌરવ વધારીશ જા, તને આજ્ઞા આપું છું. યુદ્ધ કરીને જુલમગારોના દાંત ખાટા કરી નાખજે.'

યુગબાહુનો ચહેરો ખીલી ઊઠયો. સતી મદનરેખાએ યુદ્ધભૂમિ તરફ પ્રસ્થાન કરતા પતિને વિજયતિલક કરીને પ્રોત્સાહન આપ્યું. રણવાદ્યોના ઉત્સાહ વધારનાર અવાજ સાથે યુવરાજ યુગબાહુ લશ્કર લઈને બળવાખોરોને દાબી દેવા માટે નીકળી પડયો

મણિરથે હવે શાન્તિનો શ્વાસ લીધો. નાટકનો એક અંક પૂરો થયો અને બીજા અંકનો અભિનય કરવા માટે મણિરથ તૈયાર થઇ ગયો. મણિરથના હિતેચ્છુ સલાહકારો મણિરથના આ કુવિચારનો વિરોધ કરતા. તો મણિરથ તેમને ઠપકો આપીને ચૂપ કરી દેતો. પણ આવા લોકો થોડા જ હતા. મોટા ભાગના લોકો તો તેની ખુશામત કરતા, તેની 'હા' માં 'હા' મિલાવતા. તેને મોટા ભાગના લોકોની સંમતિ મળી ગઇ, એટલે તેનો ઉત્સાહ બેવડો થઇ ગયો. ગોસ્વામી તુલસીદાસે કહ્યું છે:

સચિવ વૈદ ગુર તીન જો,
પ્રિય બોલહિં ભય આસ ।
રાજધર્મ તન તીનિ કર,
હોઇ બેગહી નાસ ।।

એટલે કે મંત્રી, વૈદ અને ગુરુ બીકને કારણે મન-

પસંદ વાત કરે તો, રાજ્ય, શરીર અને ધર્મનો ઝડપથી નાશ થાય છે. મણિરથના ખુશામતિયા સલાહકારો પણ રાજભયને કારણે મણિરથને મનપસંદ વાત કહેતા હતા.

o o o

મદનરેખાએ એક વખત ચંદ્રનું સ્વપ્ન જોઈને પુત્રને જન્મ આપ્યો. તેનું નામ ચંદ્રયશ રાખવામાં આવ્યુ. ચંદ્રયશ સુંદર, સુશીલ, માતા-પિતાનો આજ્ઞાકારી અને વિદ્યાપ્રેમી હતો.

થોડા સમય પછી મદનરેખા ફરીથી ગર્ભવતી થઈ. તેણે સ્વપ્નમાં એક ફળ-ફૂલથી ખીલેલું કલ્પવૃક્ષ જોયું. જ્યોતિષીઓ કહેતા કે, મદનરેખાની કૂખે આ જે બીજો પુત્ર ઉત્પન્ન થશે, તે કલ્પવૃક્ષની જેમ બધી ઇચ્છાઓ અને કામનાઓ પૂર્ણ કરનારો બનશે.

એક દિવસ ગર્ભવતી મદનરેખા એક વખત ફરીથી મહેલની અગાશીમાં સખીઓની વચ્ચે બેસીને ધર્મની ચર્ચા કરતી હતી. મણિરથે પોતાના ઓરડાની બારીમાંથી બેઠેલી મદનરેખાને જોઈ. તે વિચાર કરવા લાગ્યો :

'તારાની વચ્ચે રહેલો આ ચંદ્ર કેવો શોભી રહ્યો છે! હવે તો મારી રાહનો કાંટો યુગબાહુ પણ નથી. એવો દિવસ ક્યારે આવશે, જ્યારે હું તેને મારા હાથમાં ભરી લઈશ? પહેલાં તો સીધી આંગળીએ જ ઘી કાઢવું જોઈએ. જરૂર પડશે તો આંગળી વાંકી પણ કરીશ.'

આવો નિશ્ચય કરીને મણિરથે એક ચતુર દાસીને પોતાની પાસે બોલાવીને કહ્યું :

'ચતુર દૂતી! આજે તારી પરીક્ષા છે. શું તું મારી ઈચ્છા પૂરી કરી શકશે? જો તું મારું કામ સફળ કરી આપે તો તને મોં માગ્યું ઈનામ આપીશ. પહેલું ઈનામ મારું કામ કરવાના બદલામાં અને બીજું ઈનામ તારું મુખ બંધ કરવાનું'

દૂતીએ કહ્યું ·

'મહારાજ! ભલે મારો પ્રાણ ચાલ્યો જાય, પણ તમારું રહસ્ય પ્રગટ નહીં કરું. હવે તમે કામ બતાવો. મેં મારી ચતુરાઈથી મોટાં મોટાં કઠિન કામ કર્યાં છે. હવે તમે સ્પષ્ટ કહો કે મારે શું કરવાનું છે.'

જ્યારે મણિરથને દૂતી પર પૂરો વિશ્વાસ બેસી ગયો કે દૂતી મારું કામ કરી દેશે, ત્યારે તેણે પોતાના મનની વાત કહી.

'તું યુવરાજ્ઞી મદનરેખાને તો જાણે છે ને? તેણે મારું ખાવા પીવાનું અને ઊંઘ પણ હરામ કરી દીધી છે. તું કોઈ પણ યુક્તિથી મારો પ્રેમ સંદેશ તેના સુધી પહોંચાડી દે. તેને મારી પ્રેયસી બનાવવા માટે રાજી કર'

'મહારાજ! આ કોઈ મુશ્કેલ કામ નથી. મેં ભલભલી સતી સ્ત્રીઓને કાબૂમાં લીધી છે. તમે કંઈક દિવ્ય વસ્ત્ર, આભૂષણ અને મિષ્ટાન્નની વ્યવસ્થા કરી

આપો. હું દાણા નાંખીને જોઉં છું કે ચકલી ફસાશે કે નહીં. જો મારો આ દાવ સફળ થશે તો પછી એવી જાળ બિછાવીશ કે ચકલીએ ફસાવું જ પડશે '

દુતીએ પોતાનું કથન પૂરું કર્યું. રાજા મણિરથે દુતીના કહેવા પ્રમાણે બધી વસ્તુની વ્યવસ્થા કરી. બધી સામગ્રી લઇને દુતી મદનરેખા પાસે ગઈ. વસ્ત્રાભૂષણ અને મિષ્ટાન્નથી ભરેલી તથા રેશમી વસ્ત્રોથી ઢાંકેલી ત્રણ થાળીઓ દુતીએ મદનરેખા સામે મૂકી અને બોલી :

' આ ભેટ રાજા મણિરથે તમારે માટે મોકલી છે. એનો સ્વીકાર કરીને મહારાજને ઉપકૃત કરો. '

આમ કહીને દુતીએ થાળીઓ ઉપરથી કપડું હટાવી દીધું મદનરેખા રત્નજડિત આભૂષણો, દિવ્ય વસ્ત્રો અને વિવિધ પ્રકારની મિઠાઈઓ જોઈને વિચારવા લાગી :

' મારા લગ્નને ઘણા દિવસ થઇ ગયા. મેં એક પુત્રને જન્મ આપ્યો અને બીજાને પણ જન્મ આપીશ. જેઠજીએ આજ સુધી કાંઇ મોકલ્યું નથી. આજે આ ભેટ મોકલવાનું કારણ શું ? દાળમાં કંઇ પણ કાળું તો નહીં હોય ને ? '

આવો વિચાર આવતાં તેણે ફરીથી વિચાર કરીને પોતાના મનને સમજાવ્યું :

' મારા સ્વામી યુદ્ધ કરવા ગયા છે. કદાચ તેમની ગેરહાજરીનો ખ્યાલ કરીને જેઠજીએ ભેટ મોકલી હોય.

જેઠજી મારો ખૂબ ખ્યાલ રાખે છે. તેમણે વિચાર્યું હશે કે નાના ભાઈની ગેરહાજરીમાં તેની વહુને કોઈ દુઃખ પડવું જોઈએ નહીં. તેથી જ આ બધું મોકલ્યું છે. પૂજ્ય જેઠજીનો આ પ્રસાદ મારે સ્વીકારી લેવો જોઈએ. તેઓ તો સસરા સમાન ગણાય.'

આવું વિચારીને સીધા સરળ સ્વભાવથી મદનરેખાએ બધી સામગ્રી રાખી લીધી. દુતીને ઈનામ આપીને વિદાય કરી.

દુતી અત્યંત ખુશ થઈ ગઈ. તે દોડતી મણિરથ પાસે આવી અને બોલી :

'મહારાજ ! ચકલીએ દાણા ચણી લીધા છે. તમારી બધી જ ભેટ સામગ્રી યુવરાણી મદનરેખાએ ખૂબ આનંદથી સ્વીકારી લીધી છે. હવે બાજી આપણા હાથમાં છે. એક દિવસ તે પાલક બકરીની માફક ખેંચાઈ આવશે '

મણિરથે કહ્યું :

દુતી ! તું જાણતી નથી. આ બધી સામગ્રી તેણે સીધા-સરળ સ્વભાવથી જ રાખી લીધી છે. તું કેવી રીતે ખાત્રી આપીને કહી શકે કે, તેણે મારો મનોભાવ સમજીને આ ભેટ સ્વીકારી છે ?'

સાત–આઠ દિવસ પછી મણિરથે ફરીથી એ પ્રકારની ભેટ સામગ્રી આપી અને દુતીને કહ્યું :

'હવે ફરીથી જા અને મારી આ પ્રેમ ભેટ આપી આવ.'

દૂતી ભેટ લઈને મદનરેખા પાસે પહોંચી. મદનરેખાએ સ્પષ્ટ કહ્યું :

'હજુ મારી પાસે પ્રથમ આપેલી વસ્તુઓ પણ પડી છે. પ્રથમ આપેલી વસ્તુઓ મેં પૂજ્ય જેઠજીનો પ્રસાદ માનીને રાખી લીધી છે. હવે આને તું પાછી લઈ જા.'

દૂતીએ કહ્યું :

'રાણીજી ! જો તમે આ વસ્તુઓ નહીં રાખો તો મહારાજનું દિલ તૂટી જશે. તે તમને ખૂબ ચાહે છે. તમે તેમની ભેટનો સ્વીકાર કરો.'

આમ કહીને દૂતી લુચ્ચાઈભર્યું હાસ્ય હસી. મદનરેખા મણિરથનો દૂષિત ભાવ સમજી ગઈ. દૂતીની કુટિલતા પર તેને એટલો બધો ગુસ્સો આવ્યો કે, તેણે તત્કાળ દાસી પાસે તલવાર મંગાવી. મ્યાનમાંથી ચમકતી તલવાર કાઢીને તે બોલી :

'દુષ્ટા ! હું તને હમણાં જ યમલોકમાં પહોંચાડી દઉં છું.'

દૂતી તો થર થર ધ્રૂજવા લાગી. ગળગળી થઈને તે બોલી :

'રાણીજી ! મને પ્રાણની ભીખ આપો. હવે હું કદાપિ નહીં આવું.'

મદનરેખાએ તલવાર નીચી કરતાં કહ્યું :

'જા. મારી આંખો સામેથી દુર થઇ જા હવે કદી તારું કાળું મો લઇને અહીં ના આવીશ.'

દુતી દોડતી હાંફતી રાજા મણિરથ પાસે આવી અને બોલી :

'મહારાજ ! તમે તો સિંહણનું દુધ દોહવાનું કામ સોંપ્યું છે. હું તો હવે તે ચંડી પાસે કદી જવાની નથી. આજે તે તલવાર લઈને મારા ઉપર તૂટી પડી. જેમ તેમ કરીને મેં પ્રાણ બચાવ્યા છે. હવે જો હું તેની પાસે જઇશ તો મને જીવતી છોડશે નહીં. તમે પણ તેને મેળવવાનો વિચાર છોડી દો. એમાં જ તમારું ભલું છે.'

મણિરથે દુતીને વિદાય કરી દીધી અને મનમાં ને મનમાં ખુશ થતો વિચારવા લાગ્યો :

'મદનરેખા તો વીર ક્ષત્રિયાણી તો છે જ. સાથે સાથે ચતુર પણ છે. તેણે દુતીને બીક બતાવીને હોંશિયારીથી સંકેત આપી દીધો છે કે, બે પ્રેમીઓના મિલનમાં ત્રીજા માણસનું કામ નથી.

'મદનરેખા નથી ઇચ્છતી કે અમારા બંનેના પ્રેમનો ભેદ દુતી જાણી જાય. દુતી પર ગુસ્સે થઇને તેણે

દુતીને એમ જણાવ્યું કે, તે મને ચાહતી નથી. પણ ખરેખર તો તે મને પ્રેમ કરે જ છે.

'જો એમ ન હોત તો મારી પહેલાં મોકલેલી ભેટ સામગ્રીનો તે સ્વીકાર કરત નહીં. હવે મારે એકલા જ જઈને તેને મળવું જોઈએ. દુતી તો તેની ચતુરાઇ સમજી શકી નહીં, પણ હું તો સમજી ગયો પ્રેમિકાના હૃદયની વાત સાચો પ્રેમી જ જાણી શકે છે.'

'શ્રાવણના આંધળાને તો બધું લીલું જ લીલું દેખાય છે.' મણિરથને પણ સતી સાધ્વી મદનરેખા પ્રેમમાં આસક્ત દેખાઇ. ચકોર નામનું પક્ષી પણ અંગારાને શીતળ ચદ્રમા સમજે છે. એ અંગારાનું ભક્ષણ કરીને તે પોતાની ચાંચ બાળે છે.

મણિરથે મદનરેખાના મહેલ સુધીનો છૂપો રસ્તો શોધી કાઢયો. મદનરેખા કયા ઓરડામાં અને કયાં સૂઈ જાય છે તેની માહિતી પણ મેળવી લીધી.

એક એકાંત રાત્રે જ્યારે બધા સૂઈ ગયા હતા ત્યારે મણિરથ ગુપ્ત માર્ગે દબાતે પગલે મદનરેખાના સૂવાના ઓરડા સુધી પહોંચી ગયો. મદનરેખા નિદ્રાધીન હતી.

બારીમાંથી મણિરથે અંદર ડોકિયું કર્યું. મદનરેખા સૂઈ ગઈ હતી. ઓરડામાં પ્રકાશ ફેલાયેલો હતો. મણિરથ અપલક દૃષ્ટિએ મદનરેખાની રુપમાધુરીનું પાન

કરતો હતો. જ્યારે તેની આંખો તૃપ્ત થઇ ગઇ ત્યારે તેણે ધીમે ધીમે બોલવાનું શરૂ કર્યું:

'હે વિશ્વમોહિની મદનરેખા! ઊઠો. તમારા પ્રેમનો તરસ્યો તમારા દ્વાર પર ઊભો છે અને મને કૃતાર્થ કરો.'

મદનરેખા બેદરકારોથી સૂતી ન હતી. ધાર્મિક માણસો સહેજ પણ પગરવ સાંભળીને જાગી જાય છે. મણિરથનો અવાજ તેના કાન પર પડયો. તે તરત જ ઊઠીને બેઠી થઇ.

હવે મણિરથનો વિશ્વાસ પાકો થઈ ગયો. તે વિચારવા લાગ્યો:

'હુતીને તતડાવ્યા પછી તે ચોક્કસ મારી રાહ જોતી હોવી જોઈએ. એટલા માટે જ એક જ અવાજે ઊઠીને બેઠી થઈ ગઇ.'

મદનરેખા વિચારતી હતી:

આ અવાજ ક્યાંથી આવ્યો હતો? અહીં કોણ હતું?'

તે જ વખતે મણિરથ ફરીથી બોલ્યો:

'મદનરેખા! ગભરાઇશ નહીં. હું તારો મણિરથ છું. દરવાજો ખોલ. તારા પ્રેમનું એક બુંદ પિવડાવીને મને તૃપ્ત કરી દે.'

પોતાના જેઠ મણિરથની આવી કલ્પનામાં ના આવે

તેવી વાણી સાંભળીને મદનરેખા ચિંતા સાગરમાં ડૂબી ગઈ. તે વિચારવા લાગી:

'મારું આ રૂપ આજે અનર્થનું મૂળ બની ગયું. આ રૂપને કારણે મારા ધર્માત્મા, વિવેકશીલ, ન્યાયપ્રિય, પ્રજાવત્સલ, સદાચારી, વીર-ધીર નરશ્રેષ્ઠ જેઠ પથભ્રષ્ટ થઈ ગયા છે.

'જો હું રૂપવતી ન હોત તો મારા જેઠ વિવેક ના ચૂકી ગયા હોત. હવે જો હું ચોકીદારોને જગાડું તો મારા જેઠને તેમની સામે શરમાવું પડશે. રાજ્યમાં તેમનાં નિન્દા થશે.'

'મારા પતિ સાંભળશે તો તેમનું ક્ષાત્રતેજ ભાઈનો બદલો લેશે. ભાઈ ભાઈ વચ્ચેની દુશ્મનાવટ સર્વનાશ કરી દેશે. તેથી નીતિ કથન દ્વારા જેઠને સારા માર્ગે વાળું. તેનાથી જેઠ પણ સાચા માર્ગે આવી જશે અને કોઈને કંઈ ખબર પણ પડશે નહીં'

આવો નિશ્ચય કરીને મદનરેખાએ મણિરથને સંબોધીને કહ્યું:

પૂજ્ય જેઠજી! તમે ભૂલથી તમારા નાના ભાઈના મહેલમાં આવી ગયા છો. જેઠાણીજી તમારી રાહ જોતાં હશે. તમે તમારા મહેલમાં જાઓ. જો તમે મારા કુશળ ક્ષેમ પૂછવા આવ્યા હો તો હું કુશળ છું. તમારી કૃપા માટે તમારા નાના ભાઈની વહુ ખૂબ આભારી છે'

જવાબમાં મણિરથે કહ્યું :

'હે મૃગલોચને ! હું તને પટરાણી બનાવવા આવ્યો છું. આ આખું રાજ્ય હું તારા પર ન્યોછાવર કરી દઉં. તારા જેવી બુદ્ધિશાળી પટરાણી મેળવીને હું રાજ્ય વધારી શકીશ.

'તારી બુદ્ધિના સહયોગથી મારું રાજ્ય સમૃદ્ધ બનશે. રાજ્યની સમૃદ્ધિ અને પ્રજાનુ હિત કરવું એ તો ધર્મકાર્ય ગણાય છે. તેથી તું મારી પટરાણી બનીને તારી બુધ્ધિનો સહયોગ રાજ્ય–શાસનને આપ '

મદનરેખા બુધ્ધિશાળી હતી. તેણે પોતાના જવાબમાં પોતાની બુધ્ધિનો પરચય આપ્યો. તેણે પોતાના જેઠ મણિરથને કહ્યું.

પૂજ્ય જેઠજી ! મારી બુધ્ધિનો સદુપયોગ તો તમને પહેલેથી જ મળેલો છે. તમારા નાના ભાઇ યુવરાજ છે અને તમારી બુધ્ધિમતી નાના ભાઇની વહુ તેમની સહ ધર્મિણી–યુવરાજ્ઞી બનીને રાજ્યને પહેલેથી જ પોતાની બુદ્ધિનો ઉપયોગ આપી રહી છે.

'તમારા નાના ભાઇ આ રાજ્યના ઉત્તરાધિકારી છે. આગળ જતા તે રાજા બનશે અને હું રાણી બનીશ. તે વખતે મારી બુદ્ધિનો પૂર્ણ સહયોગ રાજ્યને મળશે. જો એ પણ ઓછું હોય તો તમે તમારા નાના ભાઇને સિંહાસન પર બેસાડી દો. એ રીતે રાજ્યને મારો સહયોગ મળતો રહેશે.'

મદનરેખાના આ કથનથી મણિરથ નિરુત્તર થઈ ગયો. છતાં પણ તે સહેલાઇથી પીછો છોડે તેવો ન હતો. તે તો કોઈપણ રીતે મદનરેખાને મેળવવા માટે કમર કસીને આવ્યો હતો. તેથી વાતને બદલી નાંખતા તેણે કહ્યું:

'મદનરેખા ! હું તારી વાત સમજી ગયો. તું યોગ્ય જ કહે છે. મારી ભૂલ હું સમજી ગયો છું. હવે તું બારણું ખોલ. હું અંદર આવીને એક ક્ષણ માટે તારી પાસે બેસીને ચાલ્યો જઈશ. હવે મારા મનમાં તારા માટે પવિત્ર ભાવ છે.'

મદનરેખા સમજી ગઈ કે જેઠજી પર કામનું ભૂત સવાર થયેલું છે. અત્યારે તો એ માનશે નહીં. એ કોઈ પણ રીતે સફળતા મેળવવા પ્રયત્ન કરશે. તેથી મદન-રેખાએ તેમને સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું:

'નાના ભાઈની વહુના ઓરડામાં એકલા આવવામાં તમારી શોભા નથી. તમે ખાત્રીપૂર્વક જાણી લો કે, તમે તો શું પણ સાક્ષાત ઈન્દ્ર પણ મને મારા પ્રતિવ્રતના ધર્મમાંથી ડગાવી શકે નહીં. તમે તમારો આ ખરાબ પ્રયત્ન છોડી દો અને અધર્મનો ડર રાખો. હું તમને પ્રાર્થના કરું છું કે તમે તમારા મહેલમાં પધારો. તમારી કપટજાળ મારી આગળ ચાલશે નહીં.

'ભૂતકાળનો ઇતિહાસ તપાસો. રાવણ, પ્રદ્યોત્તર

અને કીચકનો વિનાશ સતી નારી પર ખરાબ ભાવના રાખવાને કારણે જ થયો હતો. તમારો પણ જો એ પ્રકારે અંત આવશે, તો તમારા બાપદાદાની કીર્તિમાં કલંક વાગશે. હું નથી ઇચ્છતી કે સંસારમાં તમારી અપકીર્તિ થાય.

'એટલા જ માટે મેં તમારું અપમાન થાય એવા શબ્દોનો પ્રયોગ નથી કર્યો. વળી મેં ચોકીદારોને પણ જગાડયા નથી. ભવિષ્યમાં હું કોઈને કંઇ પણ કહીશ નહીં. તમે તો વિવેકી અને ધર્માત્મા છો.

'સવારનો ભૂલો પડેલો માણસ જો સાંજે પાછો ફરે, તો તેને ભૂલો પડેલો માનવામાં નથી આવતો. અત્યારે પાછા ફરવામાં જ તમારી બધી રીતે ભલાઈ છે.'

મદનરેખાના આ શબ્દોની મણિરથ પર કોઇ અસર પડી નહીં. તે વારવાર આગ્રહ કરતો રહ્યો :

'મદનરેખા! થોડીવાર તો બારણું ખોલ.'

મદનરેખાને ખાત્રી થઈ કે હવે તે માનશે નહી. તેથી તે પલંગમાંથી ઊઠી અને ગુપ્ત માર્ગેથી પોતાની સાસુના ઓરડામાં ગઇ. તેણે સાસુને જણાવી દીધું : 'જેઠજી બારણું ખોલાવવાનો આગ્રહ રાખે છે. મેં તેમને ખૂબ વિનંતિ કરી જોઈ, પણ તે પાછા ફરવાની ઇચ્છા રાખતાં નથી, તમે જ આવીને તેમને સમજાવો.'

મદનરેખાની સાસુ, મણિરથ–યુગબાહુની માતા

તરત જ ઊઠીને આવી. તેણે મણિરથને ત્યાં આગળ ઊભેલો જોયો. તેણે કહ્યું:

'મણિરથ ! અહીં કેમ આવ્યો છે ? શું તું જાણતો નથી કે આ મહેલ તારા નાના ભાઈ યુગબાહુનો છે. રાત્રિના સમયે નાની વહુના મહેલમાં એકલા આવવું તારે માટે યોગ્ય નથી જા તારા મહેલમાં જા. મોટી વહુ તારી રાહ જોતી હશે.'

મણિરથે વિચાર્યું પણ ન હતું કે અત્યારે મા આવી જશે. માતાને જોઈને તે ઢીલો પડી ગયો અને શરમાઈ ગયો. ધીમે પગલે તે પોતાના મહેલમાં પાછો ફર્યો. મણિરથ વિચાર કરતો હતો:

'મદનરેખા જેટલી રૂપાળી છે, એટલી જ બુદ્ધિશાળી પણ છે. તેણે તેઃ સીધી આંગળીએ જ ઘી કાઢી લીધું. હું પણ પ્રતિજ્ઞા કરું છું કે, આવી રૂપાળી અને બુદ્ધિશાળી સ્ત્રીને પ્રાપ્ત કરીને જ જંપીશ

'પણ જ્યાં સુધી યુગબાહુ જીવતો રહેશે ત્યાં સુધી હું કદાપિ તેને મેળવી શકીશ નહિ. જ્યારે યુગબાહુ આ દુનિયામાં નહીં હોય ત્યારે તે જખ મારીને મારી થઈ જશે. નિરાધાર સ્ત્રીઓ જલ્દીથી નવા આધારને શોધી લે છે. હવે મારે મદનરેખાને મેળવવાનો પ્રયત્ન હમણાં છોડી દેવો જોઈએ સૌ પ્રથમ તો યુગબાહુનો નાશ કરવો જોઈએ. જ્યારે યુગબાહુ મરી જશે, ત્યારે મદનરેખા જાતે જ મારી બની જશે.'

આ તરફ મદનરેખાની સાસુ વહુના ગુણોની મનમાં ને મનમાં પ્રશંસા કરતી હતી :

'આ કેટલી બુદ્ધિશાળી છે! જો તે ઇચ્છતી હોત તો, બૂમાબૂમ કરીને મણિરથને કેદી બનાવી શકત. આખી પ્રજા પણ મદનરેખા અને યુગબાહુને જ સાથ આપત. મારા કૂળની આબરૂ ધૂળમાં મળી જાત.

'પણ નાની વહુએ મને જગાડીને પોતાનું સતીત્વ પણ બચાવી લીધું અને ઘરની બદનામી પણ થવા દીધી નહીં. આવી કુલભૂષણ અને શીલવતી વહુઓ કુળને તારનારી હોય છે ભગવાન હંમેશાં, તેનું રક્ષણ કરે, એ જ મારી કામના છે.'

મણિરથ વિચારતો હતો :

'યુગબાહુ બળવાખોરોને હરાવીને પાછો ફરવાની તૈયારીમાં છે. જો તેને આ વાતની ખબર પડી જશે તો મોટો અનર્થ થશે તે પ્રજામાં ખૂબ લોકપ્રિય થઇ ગયો છે. આ યુદ્ધથી તો તેની પ્રતિષ્ઠા અનેક ગણી વધી જશે

'પણ મદનરેખા ખૂબ હોંશિયાર છે. તે યુગબાહુને કઇ પણ કહેશે નહીં. હું પણ તે આવશે એટલે પહેલાંના જેવો જ વ્યવહાર બતાવીશ. હું પણ તેને એવો પ્રેમ બતાવીશ, કે જો મદનરેખા તેને કંઇ પણ કહેશે તો પણ યુગબાહુ તેની વાતમાં વિશ્વાસ મૂકશે નહી.

'પણ મારે જલ્દીથી તેનો નાશ પણ કરવાનો છે. આ રીતે તેને બહાર મોકલીને હું મદનરેખાને મેળવી

નહીં શકું. જ્યારે યુગબાહુ હંમેશ માટે આ દુનિયા છોડી દેશે, ત્યારે મદનરેખાને કોઇ સહારો રહેશે નહીં અને તેને જખ મારીને મારી બનવું પડશે'

o o o

સરહદ પર તોફાન કરનાર બળવાખોરોએ કોઈના આક્રમણની તો આશા રાખી જ ન હતી. યુવરાજ યુગબાહુના હુમલાથી બળવાખોરોની હિંમત તૂટી ગઈ. જ્યારે તે બધી રીતે નિરાધાર અને નિરુપાય થઇ ગયા, ત્યારે તેમણે સમાધાન કરવામાં જ પોતાની સલામતી માની.

બળવાખોરોના નાયકે હાથમાં સફેદ ઝંડો લીધો અને દાંતમાં તરણું લીધું. આ રીતે તે યુગબાહુને શરણે આવ્યો. યુગબાહુએ તેની સામે શરત મૂકી કે, તારે મહારાજ મણિરથની આજ્ઞાનું પાલન કરવું પડશે. તારી જાતને તેમની પ્રજા માનીને રાજભક્ત બનીને રહેવું પડશે.

બળવાખોરોના સરદારે યુવરાજની બધી શરતો સ્વીકારી લીધી કરના રુપમાં યુવરાજને ઘણું બધું ધન અને શસ્ત્રની ભેટ આપી. આ વિજયના સમાચાર યુવરાજે નગરમાં મોકલાવ્યા.

રાજા મણિરથે યુવરાજના વિજય અને તેના આગમનના સમાચાર જાણીને આખા નગરની સજાવટ કરી. તેણે યુવરાજના સ્વાગતમાં એવો ઉત્સાહ બતાવ્યો કે, નગરજનો મણિરથના ભ્રાતૃપ્રેમના ખૂબ ખૂબ વખાણ કરવા લાગ્યા.

દીવાના ઝગમગાટથી રાત્રે પણ દિવસનો ભ્રમ થતો

હતો. સુગંધિત દ્રવ્યોથી રાજમાર્ગ સુવાસિત બની ગયો હતો. ધજાઓ અને તોરણોથી નગરની સજાવટ કરવામાં આવી હતી સવારે યુવરાજે પોતાના લશ્કર સાથે નગરમાં પ્રવેશ કર્યો.

મણિરથ પોતે યુવરાજનો સત્કાર કરવા માટે નગરના દરવાજે ઉત્સાહથી પહોંચી ગયો. આનંદથી વિહ્વળ બનીને મણિરથે યુગબાહુને પોતાની સાથે ચાંપી દીધો. તેને પોતાની સાથે જ ઘોડા પર બેસાડીને નગરમાં ફેરવ્યો. આખો દિવસ નૃત્ય તથા ગીત સાથે વિજયનો ઉત્સવ ઉજવવામાં આવ્યો.

બીજા દિવસે રાજદરબારમાં મણિરથે યુગબાહુને પોતાની જોડે જ સિંહાસન પર બેસાડયો. ખૂબ આનંદ થતો હોય તેવો દેખાવ કરીને મણિરથે કહ્યુ :

'યુગબાહુ! હવે તું મને પૂરી વાત સંભળાવ. તેં દુશ્મનોને કેવી રીતે હરાવ્યા? આજે તેં મારું ગૌરવ વધાર્યું છે. તારા જેવો ભાવિ રાજા મેળવીને હું જ ધન્ય નથી, રાજ્યની સમસ્ત જનતા પણ તને જોઇને ગૌરવ અનુભવે છે.'

યુગબાહુએ નમ્રતાથી કહ્યું :

'પૂજ્ય મોટાભાઈ! તમે તમારા પુત્રનો અધિકાર ઝૂંટવીને મને યુવરાજ બનાવ્યો. તમારો આ અમાપ પ્રેમ કોનામાં શકિત ના ભરી દે? જો સ્નેહ ના હોય તો દીપક પણ પોતાનો પ્રકાશ ફેલાવી શકતો નથી.

'મારામાં પણ એ જ લોહી છે, જે તમારામાં છે,

તે ઉપરાંત તમારા વાત્સલ્યથી ભરેલા લાડ-પ્યારથી તો મારી શક્તિ બેવડી થઈ ગઈ છે. તમારા કૃપાથી તમારો આ દાસ મોટામાં મોટા પરાક્રમી શત્રુને પણ હરાવી શકે છે.'

'યુગબાહુ! તું ખૂબ શરમાળ છે આટલું મોટું કામ કર્યાં છતાં તું તારા શૌર્યના વખાણ કરવા માગતો નથી. હવે તું તો તારા મુખે તારા વખાણ કરશે નહીં. હું બીજા સામંતને જ પૂછીશ કે તેં દુશ્મનોને કેવી રીતે હરાવ્યા? તારાં શૌર્ય અને પરાક્રમ સાંભળવા માટે મારા કાન આતુર બની ગયા છે.'

યુગબાહુ અને મણિરથની આ વાત બધા દરબારીઓ સાંભળી રહ્યા હતા. એક સામંતે યુવરાજનો સંકોચ અને મણિરથની આતુરતા જોઈ. એ સામંત યુવરાજની સાથે સરહદનું રક્ષણ કરવા ગયો હતો. તે એકદમ ઊભો થઈને બોલ્યો:

'મહારાજ! યુવરાજ જેટલા વીર-ધીર અને પરાક્રમી છે, તેટલા જ સંકોચશીલ છે. એક બાજુ તે યુદ્ધવીર છે, તો સાથે સાથે દયાવીર, ધર્મવીર અને દાનવીર પણ છે

'હવે હું તમને પૂરો વૃત્તાન્ત સંભળાવું છું કે, યુવરાજે કેવી રીતે પોતાની આજ્ઞા માનવા અને તેમને રાજભક્ત બનવા લાચાર કર્યા. દુશ્મનો તો એટલા બધા ડરી ગયા હતા કે, સમાધાન કરવા સિવાય તેમની પાસે બીજો કોઈ માર્ગ ન હતો.

'યુવરાજના હાથમાં, તેમની તલવારમાં જ શક્તિ નથી. પણ તેમની વાણીમાં પણ પ્રભાવ અને વીરતા છે. જ્યારે બળવાખોરોએ આત્મસમર્પણ કર્યું ત્યારે તેમની પ્રભાવ ભરેલી વાણીએ બધાને અસર કરી અને હમેશને માટે તમારા ભક્ત બનવાના સોગંદ લીધા.

પોતાનું કથન પૂરું કરીને સામંત બેસી ગયો. હર્ષ અને પ્રસન્નતાનો સફળ અભિનય કર્યા પછી મણિરથે સભા બરખાસ્ત કરી. યુગબાહુ અને મણિરથ પોતાના મહેલમાં ગયા.

મણિરથ વિચાર કરતો હતોઃ

'યુગબાહુ રાજદરબારમાં અને પ્રજામાં ખૂબ લોકપ્રિય અને સમ્માનિત થઈ ગયો છે. જો મદનરેખા તેને મારે વિષે કંઈક કહેશે અને તે બળવો કરશે તો બધા જ લોકો તેને સાથ આપશે. પછી મારો ભાવ તો ટકે શેર પણ નહીં પુછાય.

'જો હું બધા લોકો સમક્ષ એવો દેખાવ કરું કે યુવરાજ યુગબાહુ તો મને પ્રાણથી પણ અધિક પ્યારો છે તો લોકો મારા પર શંકા કરશે નહી પણ યુગબાહુને મારવો તો હવે ખૂબ જરૂરી છે. તે હશે ત્યાં સુધી મને મદનરેખા મળશે નહીં. વળી તે હશે તો પ્રજામાં મારું મહત્ત્વ ઘટી જશે. મારા જીવતાં જ તે રાજા બની જશે.

'આ બે કારણોને લીધે તેને મારવો ખૂબ જરૂરી છે. વળી હવે તો હું જ તેને ખતમ કરી નાખીશ. મારા

કહેવાથી કોઈ તેનો વધ કરવા તૈયાર થશે નહીં. ઉપરથી મારી પોલ ખુલી જશે.'

ખટાશનું એક ટીપું પણ દૂધને ફાડી નાખે છે. એક દિવસ એવો હતો જ્યારે મણિરથ ખરેખર યુગબાહુને પુત્ર કરતાં પણ વિશેષ ચાહતો હતો. એટલા માટે જ પોતાના પુત્રને યુવરાજ ન બનાવતાં ભાઈને બનાવ્યો

પણ આજે તેનો ભાઈ પ્રત્યેનો પ્રેમ એક છેતર પીંડી, એક કપટ અને અભિનય હતો અને મણિરથ પોતાની ખરાબ વાસનાનો શિકાર બની ગયો હતો અને એટલા માટે જ તેણે ભાઈનો વધ કરવાનો નિશ્ચય કર્યો હતો. સ્વાર્થથી પ્રેમ નાશ પામે છે. આ તથ્ય મણિરથે સાબિત કરી દીધું હતું.

o o o

યુગબાહુ પોતાના મહેલમાં ગયો. મદનરેખા પોતાના પ્રાણપ્રિય પતિના દર્શનની આશામાં બેઠી હતી. પોતાના વિજયી પતિનાં દર્શન કરીને તેનો આનંદ પારાવાર વધી ગયો હતો. આનંદ વિભોર બનીને તેણે પોતાના પતિનું સ્વાગત કર્યું. બંને પાસે બેઠાં અને એકબીજાના કુશળ સમાચાર પૂછ્યા. તે પછી પોતાના મોટાભાઈ મણિરથનાં વખાણ કરતાં યુગબાહુએ કહ્યું:

'પ્રિયે! આજે મોટાભાઈ ખૂબ ખુશ હતા. તે કહેતા હતા કે, મેં યુવરાજનું પદ એક યોગ્ય માણસને જ

આપ્યું છે. યુગબાહુ જેવો ધીર–વીર યુવરાજ મેળવીને મને મારી પસંદગી પર આનંદ છે. પ્રજા તથા દરબારી઼ઓને પણ વર્તમાન યુવરાજ અને ભાવિરાજા યુગબાહુ માટે ગર્વ છે. પ્રિયે ! મારા ભાઈ કેટલા સારા છે ! વાત્સલ્યનો સાગર એવા ભાઇ, મોટું સૌભાગ્ય હોય તો જ મળે છે.'

મદનરેખા વિચાર કરતી હતી કે, હું મારા કોઇ પણ શબ્દથી ભાઈ–ભાઇ વચ્ચે શંકા પેદા થવા દઇશ નહીં. કુળની લાજ અને પૂર્વજોની કીર્તિ ત્યારે જ સુરક્ષિત રહેશે, જ્યારે આ ભાઈઓનો પ્રેમ અખંડ રહે. આવો શુભ વિચાર કરીને મદનરેખાએ પતિનું સમર્થન કરતાં કહ્યું:

'સ્વામી ! તમે સાંચું જ કહો છો. તમે પણ તેમને પિતાની જેમ પૂજ્ય જ માનો છો ને ! તમે બંને ભાઈ બે દેહ એક પ્રાણ છો. બંને ભાઇઓ વીર–ધીર, પરાક્રમી, ધર્મપ્રિય અને કુલ–ભૂષણ છો. મારી તો એ જ એક અભિલાષા છે કે, તમારી બંનેની જોડી ચિરંજીવ રહે. તમારા બંનેનો પ્રેમ ભવિષ્યમાં આવનારી પેઢી માટે આદર્શ અને અનુકરણીય બની રહે.'

મદનરેખાના આવા શબ્દોથી યુગબાહુને ખુબ આનંદ થયો. યુગબાહુને મણિરથમાં ખૂબ શ્રધ્ધા હતી. શ્રધ્ધા હંમેશાં વિસ્તાર ઈચ્છે છે. જ્યારે આપણે કોઇ પર શ્રદ્ધા રાખીએ છીએ, તો એ જાણીને પ્રસન્નતા થાય છે કે, આપણા ઉપરાંત બીજા લોકો પણ તેમના પર શ્રદ્ધા રાખે છે. શ્રદ્ધાળુ શ્રધ્ધેયની નિંદા સાંભળી શકતો નથી.

જો મદનરેખાએ મણિરથનો કોઈ દોષ બતાવ્યો હોત તો, યુગબાહુને ખોટું લાગત પણ શ્રદ્ધાળુ અસલી અને શ્રધ્ધેય નકલી હતો. અસલી-નકલીનો મેળ હંમેશાં અનિષ્ટ અને અમંગલનો જનક છે.

મદનરેખાએ પોતાના સતીત્વનું રક્ષણ કર્યું હતું. પણ તેનામાં અભિમાન આવ્યું ન હતું. તે એ જ વિચારતી હતી કે પતિના પ્રતાપથી જ હું મારા સતીત્વનું રક્ષણ કરી શકી છું.

ગુણવાન અને ઊંચી કક્ષાના માણસો પોતાની સફળતાનો યશ હંમેશાં બીજાને જ આપે છે મદનરેખા મણિરથના જંગલી વ્યવહારને એવી રીતે ગળી ગઈ, જાણે કંઈ બન્યું જ નથી.

લાંબા સમય સુધી વાતો થતી રહી. તે પછી યુગબાહુએ મદનરેખા સમક્ષ એક પ્રસ્તાવ મૂક્યો.

'પ્રિયે! હંમેશની જેમ આ વખતે પણ નગરમાં વસંતોત્સવ મનાવવામાં આવશે. રાજા, પ્રજા બધાં જ જંગલમાં જઈને મહોત્સવ ઉજવશે. મારી ઇચ્છા છે કે, આપણે બધાં થોડા દિવસ જંગલમાં નિવાસ કરીએ જંગલના એકાન્ત, શાન્ત અને રમણીય વાતાવરણમાં કેટલાક દિવસ રહેવાથી મનને શાંતિ પણ મળશે.

'ઉત્સવ તો એક દિવસ મનાવવામાં આવશે. તે દિવસે એટલી ભીડ અને કોલાહલ હશે કે, આખું જંગલ

નગરમાં બદલાઇ જશે. આપણે તો ઉત્સવ પછી પણ જંગલમાં રહેવું છે બોલો, તમારી શી ઇચ્છા છે?'

મદનરેખા આનંદમાં આવીને બોલી :

'સ્વામી! તમે ઘણા ચતુર છો. તમે તો મારા મનની વાત જ ઝૂંટવી લીધી છે. હું પોતે જ તમને જંગલમાં નિવાસ કરવા માટે કહેવાની હતી. વિવિધ પ્રકારના પક્ષીઓનો મધુર અવાજ, ઝરણાનું મીઠું પાણી, જંગલનાં મધુર ફળ, પ્રકૃતિની શોભા, કૂદકા મારતાં હરણ એ બધાને આનંદ આપે તેવી બાબત છે. એને કોણ ના ઇચ્છે?

તે ઉપરાંત મારા પેટમાં તમારો પ્રકાશ પણ પોષણ મેળવી રહ્યો છે. જંગલમાં રહેવાથી ગર્ભમાં રહેલા બાળક પર શાંતિ, ભકિત અને ધર્મના શુભ સંસ્કાર પડશે. તમે ઝડપથી જંગલમાં રહેવાની વ્યવસ્થા કરો. તે આપણા અખંડ પ્રેમનું જ પ્રતીક છે કે બન્નેના મનમાં એક જ વિચાર એક સાથે આવ્યો.

વસંતોત્સવનો દિવસ હજુ દૂર હતો. બધા લોકો અત્યંત રસથી તે દિવસની રાહ જોઇ રહ્યા હતા.

મદનરેખા પતિની સેવા, પોતાના પુત્ર ચંદ્રયશનું લાલનપાલન અને ગર્ભમાં રહેલા બાળકની દેખભાળ રાખ્યા કરતી. યુગબાહુ એક ચિત્તે પત્ની અને પુત્રનું

રક્ષણ કરતો. મદનરેખા અને યુગબાહુનું દાંપત્યજીવન સુખ અને આનંદથી વીતી રહ્યું હતું.

લાંબા સમયથી જેની રાહ જોવાતી હતી તે વસંતોત્સવનો દિવસ આવી ગયો. બધાએ જંગલમાં જઈને વસંતનો ઉત્સવ ઉજવ્યો. સૂર્ય આથમતા પહેલાં બધા નગરમાં પાછા ફર્યા. મણિરથ પણ નગરમાં પાછો આવ્યો.

પણ યુગબાહુ અને મદનરેખા જંગલમાં જ રહી ગયાં. યુગબાહુએ પોતાના રહેવા માટે તંબુ ખેંચાવીને પોતાને માટે આવાસની વ્યવસ્થા પહેલેથી જ કરી રાખી હતી. રહેવા માટે દાસ-દાસીઓ હતાં અને શસ્ત્ર સાથેના સૈનિકોનો કડક ચોકી પહેરો હતો.

સંભવિત હતી તેટલી બધી જરૂરી વસ્તુઓની વ્યવસ્થા યુગબાહુએ કરાવી રાખી હતી. જંગલમાં ભ્રમણ, જંગલની સમૃદ્ધિનું અવલોકન, આનંદ-પ્રમોદ અને ધર્મની ચર્ચા કરવામાં બંનેના દિવસો પસાર થતા હતા.

આ તરફ મણિરથ યુગબાહુને મારવાનું કપટ રમતો હતો. તે મદનરેખા પર એટલો બધો આસક્ત થઇ ગયો હતો કે, નાના ભાઈના વધ સિવાય તે બીજું કંઈ પણ વિચારતો જ ન હતો. એક દિવસ મણિરથે વિચાર કર્યો :

'મારું નસીબ સારું છે. યુગબાહુ જંગલમાં રહ્યો એ ઠીક થયું. આજે તો હું તેને મારીને જ સૂઈ જઈશ.

તે ચોકીદારોના વિશ્વાસે નીડર બનીને જંગલમાં રહ્યો છે. પણ હું તો રાજા છું. મારી સામે તેના ચોકીદાર મારું કંઈ પણ બગાડી શકવાના નથી.'

આવી યોજના બનાવીને મણિરથ થોડી રાત પસાર થઈ ગયા પછી ઊઠયો. ઘોડા પર બેઠો અને હાથમાં લીધી ખુલ્લી તલવાર. તે એકલો જ જંગલ તરફ નીકળી પડયો. મણિરથ ચોકીદારોથી છુપાઈને યુગબાહુ સુધી પહોંચી જવા માગતો હતો. પણ ચોકીદારોએ તેને તરત જ રોકયો. ચોકીદારોએ કડક અવાજે કહ્યું :

'આપ અંદર જઈ શકતા નથી. અમે હોવા છતાં તમે પૂછયા વિના જ અંદર પ્રવેશ કરવાનું ખરાબ સાહસ કર્યું'.

મણિરથને રાજા તરીકે અભિમાન હતું. તેણે અક્કડાઈને કહ્યું ·

'તમે લોકો જાણતા નથી કે, હું તમારા માલિક યુગબાહુનો મોટો ભાઇ અને તમારો રાજા મણિરથ છું. શું રાજા હોવા છતાં, મારે મારા ભાઇ પાસે જવા માટે કોઈની આજ્ઞા લેવાની જરુર ખરી ? તમારું ભલું એમાં છે કે, મને યુવરાજ પાસે જવા દો.'

ચોકીદારો પણ શેર ને માથે સવાશેર જેવા હતા. તેમણે કહ્યું :

'તમે ગમે તે હો. અમે તમને અંદર નહીં જવા

દઈએ. જો અમારા માલિકની એ આજ્ઞા હોત કે, અમારે તમને કદાપિ રોકવા નહીં, તો અમે તમને રોકત નહીં. તમને રોકવા માટેની જે કંઈ સજા યુવરાજ અમને કરશે તે અમે સહન કરી લઈશું. તમને તો કોઈ પણ ભોગે અંદર નહીં જવા દઈએ. અમારી એટલી ભલમનસાઈ છે કે, અમે તમને કેદી નથી બનાવી દીધા.'

મણિરથ તો આશ્ચર્યમાં ડૂબી ગયો. તેણે વિચાર કર્યો :

'હવે તો યુક્તિથી કામ કાઢવું પડશે. જો આ પ્રસંગ હાથમાંથી જતો રહેશે, તો પછી મારો મનોરથ ક્યારેય પૂરો નહીં થાય.'

તેથી તેણે નમ્ર બનીને કહ્યું :

'ચોકીદારો ! હું તમારી સ્વામીભક્તિ અને ફરજ પાલનની ભાવના જોઈને ખૂબ ખુશ થયો છું. હુ ખરેખર તમારી કસોટી કરતો હતો.

'મને ડર હતો કે, આવા એકાંત જંગલમાં મારો ભાઈ કોઈ સંકટમાં ના પડી જાય પણ તમારા લોકોની નીડરતા અને ફરજ પાલનની ભાવના જોઈને, હવે મને વિશ્વાસ બેસી ગયો છે કે, યુગબાહુ જંગલમાં પણ સુરક્ષિત છે.'

પોતાના મૂળ હેતુને પૂર્ણ કરવા માટે, મણિરથે કહ્યું :

'હવે તમારામાંથી એક માણસ યુગબાહુ પાસે જાઓ, તેને કહો કે મોટા ભાઈ મણિરથ તેમને મળવા માગે છે જો તે મને રજા આપે તો મને અંદર જવા દેજો. જો તે રજા નહિ આપે તો હું પાછો ફરી જઈશ. હું રાજ્યના એક જરૂરી કામે અહીં આવ્યો છું.'

મણિરથની યુક્તિ ભરેલી વાત ચોકીદારો સમજી ગયા. તેમણે વિચાર્યું કે, યુવરાજને સમાચાર આપવામાં કંઇ ખોટું નથી.

એક ચોકીદાર અંદર ગયો. તેણે બૂમ પાડીને યુવરાજ યુગબાહુને ઉઠાડીને કહ્યું :

'યુવરાજ ! તમારા મોટા ભાઈ બહાર ઊભા છે. તે એકલા જ આવ્યા છે. કોઇ જરૂરી કામ અંગે તમને મળવા માગે છે. તમારી આજ્ઞા પ્રમાણે પાલન કરીએ.'

યુગબાહુએ અંદરથી જ કહ્યુ.

'થોડી વાર રોકાઈ જા. થોડા સમયમાં જ હું મારી આજ્ઞા તને કહું છું.'

...ચોકીદાર બહાર ઊભો રહીને રાહ જોવા લાગ્યો. યુગબાહુએ મદનરેખાને પૂછ્યું :

'પ્રાણાધિકે ! અત્યારે મોટા ભાઈ મળવા આવ્યા છે તું બુદ્ધિશાળી છે. કહે, મોટા ભાઇનું અહીં આવવાનું શું કારણ હોઈ શકે ? મને તો એવું લાગે છે કે, ભાઇથી મારો વિયોગ સહન થઈ શકયો નહી હોય.

પ્રેમની અધિકતાને કારણે જ મને મળવાનો તેમને ઉમંગ થયો હશે. એટલે જ તે દોડતા ચાલ્યા આવ્યા લાગે છે.'

મદનરેખા ડરી ગઈ. જે રહસ્યને તે અત્યાર સુધી છુપાવતી હતી, તે જ કારણે મણિરથ આજે કંઈ અનિષ્ટની સંભાવનાથી જ અહીં આવ્યો હતો. મદનરેખા આ આગમનથી ખૂબ ડરતી હતી. પ્રગટ રીતે તો તેણે યુગબાહુને કહ્યું :

'સ્વામી! કોઈ પણ અંગરક્ષક વિના જેઠજીનું અહીં આગળ એકલા આવવું યોગ્ય નથી. જરૂર તે કોઈ ખરાબ વિચારથી જ અહીં આવ્યા છે. તમે તેમને અહીં ના બોલાવશો.'

મદનરેખાની વાત સાંભળીને યુગબાહુ ચિડાઈ ગયો. થોડો ગુસ્સો પ્રગટ કરીને તે બોલ્યો :

'પ્રિયે! તું બુદ્ધિશાળી ખરી, પણ છેવટે તો સ્ત્રી જ ને! સ્ત્રી સુલભ–કાયરતા, શંકા, ડરપોકપણું વગેરે દુર્ગુણો દરેક સ્ત્રીમાં હોય છે. આજે તેં સ્ત્રીસ્વભાવને અનુકૂળ મારા પિતા જેવા ભાઈ પર શંકા પ્રગટ કરી છે. શું તારી આવી ખરાબ ભાવથી ભરેલી શંકા, સૂર્ય સામે ધૂળ ઉડાડવા બરાબર નથી?

મદનરેખાની આંખમાં આંસુ હતાં. આંખમાં આંસુ સાથે તેણે કહ્યું :

'સ્વામી! તમે બંને ભાઇઓ વચ્ચે પહેલાં ખૂબ પ્રેમ હતો પણ એ પ્રેમ હવે એક બાજુ રહી ગયો છે. જેઠજીના મનમાં હવે પહેલાં જેવો ભાવ નથી, અભિનય ભલે હોય. હવે તમારા બંનેના પ્રેમમાં ઇર્ષ્યાની ખટાશ પડી ગઇ છે.'

યુગબાહુએ વિચાર કર્યો :

'મદનરેખા કોઈ કારણ વિના આવી વાત ના કરે. તેના શબ્દોમાં કોઈ રહસ્ય લાગે છે.'

તેથી યુગબાહુએ પ્રગટ રીતે પૂછયું :

'પ્રિયે! તારો કહેવાનો આશય એ જ છે ને, કે મોટા ભાઇનો પ્રેમ માત્ર અભિનય છે. તારે જે કહેવાનું હોય તે સ્પષ્ટ કહે.'

મદનરેખાએ રહસ્ય ખુલ્લુ કરતાં કહ્યું :

'સ્વામી! જેઠજી અહીં ખરાબ ભાવનાથી આવ્યા છે, એમ મેં કહ્યું છે તેની પાછળ જે રહસ્ય છે, તે આજે તમારી સમક્ષ ખુલ્લુ કરું છું.

'જ્યારે તમે સરહદનું રક્ષણ કરવા માટે અને બળવાખોરોને દબાવી દેવા માટે ગયા હતા, ત્યારે જેઠ. જીએ એક દૂતી દ્વારા મને થોડી ભેટ મોકલી હતી. તેને મેં જેઠનો પ્રસાદ ગણીને રાખી લીધી હતી.

'દૂતી બીજી વખત ભેટ લઇને આવી. બીજી

વખત આવી ત્યારે ભેટના રહસ્યની મને ખબર પડી. મેં દૂતીને તતડાવીને કાઢી મૂકી.

'તે પછી જેઠજી એક રાત્રે મારા શયનખંડનાં બારણાં પર ટકોરા મારવા લાગ્યા. મેં તેમને ખૂબ વિનંતિ કરી. નીતિની વાતો કહીને તેમને સારા માર્ગે લાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે એકના બે ના થયા. દરવાજો ખોલાવવા માટે તે વારંવાર પ્રયત્ન કરવા લાગ્યા.

'જ્યારે મારા બધા પ્રયત્ન નિષ્ફળ ગયા ત્યારે તે પોતાના મહેલમાં પાછા ફર્યા

'એટલા માટે જ હું કહું છું કે, તમારા તરફ તેમનો પ્રેમ માત્ર પ્રદર્શન અને અભિનય જ છે વળી આ સમયે તેમનું અહીં આવવું પણ ભાવિ અમંગલની સૂચના જ છે.'

મદનરેખાની વાત સાંભળીને યુગબાહુનું લોહી તપી ઊઠ્યું. તેની આંખો લાલ થઈ ગઈ. તેણે મદનરેખાને કહ્યું :

'પ્રિયે! તેં મને પહેલાં કેમ ના કહ્યું? હું મોટા ભાઈને તેમના પાપી વહેવારની મજા ચખાડી દેત. નાગને તો ફેણ ઉઠાવતા પહેલાં જ મારી નાખવો જોઈએ. ચાલો, જે થયું તે થયું, હવે હું પણ તેમને બતાવી દઈશ કે સતી નારી તરફ કુદૃષ્ટિથી જોવાનું શું પરિણામ આવે છે'

મદનરેખાએ કહ્યું :

'સ્વામી! શાન્ત થાઓ. ગૃહ-કલેશ અને પૂર્વજોની ઉન્નત કીર્તિને કલંકિત થવાના ડરથી મેં આ પ્રસંગને રહસ્ય બનાવી રાખ્યો હતો. આજે જ્યારે વાત આટલી હદે પહોંચી કે, તેઓ તમારું અનિષ્ટ કરવા માટે અહીં સુધી આવી ગયા, ત્યારે મારે બધું જ કહેવું પડયું.

'હવે મારી તમને એક જ પ્રાર્થના છે કે, તમે તેમને શાન્તિથી અહીંથી વિદાય કરો. અત્યારે તેમના પર હિંસા અને વાસનાનું ભૂત સવાર થયું હોય એમ લાગે છે.'

યુગબાહુએ પડકાર ફેંકતો હોય એવા અવાજે કહ્યું :

'પ્રિયે! હું પણ ક્ષત્રિય છું. મારામાં પણ શક્તિ છે. જો તે ખરાબ વિચારથી આવ્યા છે, તો મેં પણ હાથમાં બંગડીઓ નથી પહેરી. તેમને આવવા દે. જરૂર પડશે તો હાથો-હાથની લડાઈ કરી લઈશ.'

આવો નિશ્ચય કરીને યુગબાહુએ બહાર ઊભેલા ચોકીદારને બૂમ પાડીને બોલાવ્યો અને કહ્યું :

'મારા મોટા ભાઈ મણિરથને આદરપૂર્વક અંદર લઈ આવો.'

ચોકીદારે બહાર આવીને મણિરથને કહ્યું :

'આપને યુવરાજ અંદર બોલાવે છે'

મણિરથની બધી ઈચ્છા તો પૂરી થઇ ગઈ. યુગબાહુએ ભાઇનું સ્વાગત કર્યું અને માનથી એક ઊંચા આસન પર બેસાડયા. મદનરેખા ઊઠીને પડદાની પાછળ જતી રહી. યુગબાહુએ પૂછયું :

'મોટા ભાઈ! આવી રીતે તમે કેમ આવ્યા? આજ્ઞા મોકલીને મને બોલાવી લેવો હતો.'

મણિરથે પોતાની લાગણી પ્રગટ કરી :

'વત્સ યુગબાહુ! હું તને લેવા આવ્યો છું. તું અહીં જંગલમાં એકલો રહી શકે નહીં. હવે તો તું યુવરાજ છે અને સુદર્શનપુરનો ભાવિ સમ્રાટ છે. તારું પદ જવાબદારીવાળું પદ છે. એવા માણસોના સેંકડો દુશ્મનો હોય છે. આપણા દુશ્મનો હોય ત્યારે તારે જંગલમાં રહેવું જોઇએ નહીં. તારે તો કિલ્લામાં જ રહેવું યોગ્ય છે તું જોખમમાં રહે એ મારાથી સહન નથી થતું. અત્યારે જ મારી સાથે નગરમાં ચાલો હું એટલા માટે જ અહીં આવ્યો છું'

યુગબાહુ મણિરથની ચાલ સમજી ગયો હતો. ભાઈના ઢોંગનો પડદો ફાડી નાખતાં યુગબાહુએ શુષ્ક વાણીમાં કહ્યું :

'પૂજ્ય મોટાભાઇ! જે વાત તમે મારે માટે કરી રહ્યા છો, તે ખરેખર તો તમારે માટે જ છે જેમ યુવ-

રાજના ગુપ્ત શત્રુ અનેક હોય છે, તેમ રાજાના ગુપ્ત શત્રુઓ પણ ઓછા નથી હોતા. તમે કેમ કિલ્લો છોડીને એકલા–કોઇ પણ અંગરક્ષક વિના અહીં આવ્યા? શું તમારે કોઇ ભય નથી? જો હું ચોકીદારોથી ઘેરાયેલો હોવા છતાં સલામત નથી, તો તમે એકલા શી રીતે સલામત કહી શકાય? તમારે કિલ્લો છોડીને આવવું જોઇએ નહીં. માર્ગમાં કંઇ અનિષ્ટ થઈ જાય તો શું થાય?'

યુગબાહુની વાતમાં સચ્ચાઇ હતી. મણિરથનો ચહેરો ફિક્કો પડી ગયો. હવે તેની પાસે કોઇ જવાબ ન હતો, છતાં પણ પોતાની ઝાંખપ દૂર કરવા, કંઇક બોલવું પડે એટલે બોલ્યો :

'યુગબાહુ! મારી વાત જુદી છે હું તારા કરતાં વધારે અનુભવી છું. હું તો તારા પરના પ્રેમને કારણે તને લેવા આવ્યો હતો. લાંબા સમય સુધી જંગલમાં રહેવાથી લોકો કપટ રચતા હોય છે.

'હું તો મારી ફરજ સમજીને આજે ચાલ્યો આવ્યો. મારા અનિષ્ટની સંભાવના ઓછી છે. મારી સરખામણીમાં તું વધારે અરક્ષિત છે છતાં જેવી તારી ઇચ્છા. તારી આવવાની ઇચ્છા ના'હોય તો ના આવીશ, અહીં રહે, હું જઉં છું. હા, થોડું પાણી તો પિવડાવી દે.'

યુગબાહુએ વિચાર કર્યો :

'પાણી તો બારણે આવેલા દુશ્મનને પિવડાવવું પડે. આ તો મારા ભાઈ છે. છુપાયેલા રૂપમાં તે ગમે તે હો, પ્રગટ રીતે તો મારા પિતા સમાન મોટા ભાઈ જ છે. તેથી પાણી પિવડાવવામાં કોઈ નુકસાન નથી.'

તે વખતે કોઈ નોકર હતો નહીં. યુગબાહુ પોતે જ જલાધાર રાખેલા કળશમાંથી પાણી લેવા ગયો અને કળશમાંથી જળપાત્રમાં પાણી કાઢવા લાગ્યો.

મણિરથે તક જોઈને યુગબાહુના માથા પર તલવારનો ઘા કર્યો. યુગબાહુ સાવધાન ન હતો. તલવારથી તેને ઊંડો ઘા પડ્યો.

'અરે દુષ્ટ ભાઈ....' કહીને યુગબાહુ ધરતી પર પડ્યો અને તડપવા લાગ્યો.

# મુનિ મણિચૂડ

છેવટે મણિરથ સફળ થયો.

તેણે યુગબાહુને તલવાર મારી દીધી. તલવાર ઝેરમાં બોળેલી હતી. તેથી તેના શરીરમાં ઝેર ફેલાવા લાગ્યું. શરીરમાંથી લોહીનો ફૂવારો છૂટયો.

પોતાનું કામ પૂરું કરીને મણિરથ લોહીથી તરબોળ તલવાર લઈને બહાર દોડયો. પણ ચોકીદારો સાવધાન હતા. તેમણે રાજાને ચારે બાજુથી ઘેરી લીધો. હવે મણિ-રથનો જીવ ગળે આવી ગયો. તે વિચારવા લાગ્યો :

'હવે બચવું મુશ્કેલ છે. આ દુષ્ટ ચોકીદારો મને જીવતો છોડશે નહીં.'

આવો વિચાર કરતો મણિરથ કોઈ પણ ઉપાયે બચવાની યુક્તિ શોધવા લાગ્યો પણ જેવી રીતે જાળમાં ફસાયેલી માછલીના બધા પ્રયત્ન નિષ્ફળ જાય છે, તેવી રીતે મણિરથને કોઈ ઉપાય સૂઝતો નહોતો. ચોકીદારોએ ગુસ્સે થઇને કહ્યું :

'અરે દુષ્ટ! ભાઈના હત્યારા! અમારી હાજરીમાં જ તેં અમારા સ્વામીને ઘાયલ કર્યા? હવે તું બચીને

જીવતો જઈ શકીશ નહીં. હવે તું તારાં કર્મનાં ફળ ભોગવવા તૈયાર થઇ જા.'

આ તરફ પતિની દશા જોઇને મદનરેખા બેભાન થઇ ગઈ. યુગબાહુ ધરતી પર પડયો પડયો બબડાટ કરતો હતો.

'અરે દુષ્ટ ભાઇ! તેં કપટથી મારા પર ઘા કર્યો? જો તું વીર હોત તો તેં પડકાર ફેંકીને મારી સાથે યુદ્ધ કર્યું હોત. તો તો પછી હું પણ દેખત કે તારા હાથમાં કેટલું બળ છે.'

યુગબાહુ પૂરેપૂરો નિરૂપાય હતો. ઘણું બધું લોહી વહી જવાને કારણે તથા ઝેરની અસરને કારણે તેનામાં બેઠા થવાની શક્તિ ન હતી. છતાં પણ તે ભાઈ સાથે બદલો લેવા માટે નિષ્ફળ પ્રયત્ન કરતો હતો.

મદનરેખા ભાનમાં આવી. હવે તેણે ધીરજ ધારણ કરી લીધી. પતિના મસ્તકને પોતાના ખોળામા મૂક્યું. મદનરેખાને જોઈને યુગબાહુ ફરીથી બડબડવા લાગ્યો.

'મદનરેખા! ધિક્કાર છે મારા પુરુષત્વને મારે કારણે તારા પર તો દુઃખના ડુંગર તૂટી પડયા. હવે મારો દુષ્ટ ભાઇ તારી દુર્ગતિ કરશે. તને તારા સતીત્વમાંથી ડગાવવા માટે કોણ જાણે તને કેવાં-કેવાં દુઃખ આપશે. તારું રક્ષણ કેવી રીતે થશે? તારો પુત્ર ચંદ્રયશ વીર છે, પણ હજુ તો તે નાનો છે. દુષ્ટ મણિરથ તે બાળક પર પણ જુલમ ગુજારશે.'

મદનરેખા પર એક સાથે અનેક મુશ્કેલીઓ આવી પડી હતી. પતિ ઘાયલ અવસ્થામાં તડપી રહ્યો હતો. તે છેલ્લા શ્વાસ ગણતો હતો. પતિનો હત્યારો દુષ્ટ જેઠ હવે તેના એક માત્ર પુત્ર પર પણ જરૂર તેનો ઘાતકી હુમલો કરશે. વળી આવા નિરાધાર અવસ્થામાં તે પોતાના સતીત્વને લૂંટવા માટે દરેક રીતે પ્રયત્ન કરશે.

આવી કલ્પનાઓથી મદનરેખાનો દેહ ધ્રૂજી ગયો. મદનરેખા સિંહણ હતી, સતી હતી, સમય આવે હિંમત રાખીને મુશ્કેલીઓને પડકાર ફેંકવાનું જાણતી હતી. સંકટના કાંટામાંથી પણ ભાવિ સુખનાં ફૂલ ખિલવવાની કળામાં ચતુર હતી. તે પોતાના સ્વાર્થનું પણ બલિદાન આપીને પતિનું હિત ચાહનારી મહાસતી હતી.

તેણે વિચાર કર્યો :

'પતિના હૃદયમાં મારે માટે પ્રેમ છે અને પોતાના ભાઈ માટે ધિક્કાર છે. જો તેમનું મૃત્યુ ક્રોધ–પ્રેમ અને પ્રેમ–ધિક્કારની લાગણી સાથે થશે તો તેમને ચોક્કસ નરકમાં જવું પડશે. હવે તો જે થયું તે થયું. હવે તેમનો પરલોક બગડવો ના જોઈએ.'

કેટલો ઊંચો વિચાર ! પોતાની બધી ચિંતાઓ છોડીને મદનરેખા યુગબાહુના પરલોકની ચિંતા કરતી હતી. મદનરેખાનું આવું ઉદાત્ત રૂપ હંમેશા વંદનીય છે. ધન્ય છે એવી નારીને, જે પતિના બંને લોકને સુધારે છે. તે પોતાના સુખ–દુઃખની ચિંતા કરતી નથી. મદનરેખાએ

પોતાના દિલ પર પથ્થર મૂકી દીધો. ધીરજ અને ધર્મને પોતાના સહાયક બનાવીને તે પતિના હિતમાં મગ્ન બની.

મદનરેખા બહાર આવી અને સાવધાનીથી ચોકીદારોને કહ્યું :

'સ્વામીભક્ત ચોકીદારો ! હવે તેને છોડી દો. તેને મારવાથી તમારા સ્વામીનું જીવન બચી શકવાનું નથી. હવે તેમનું જીવન થોડો સમય માટે જ છે. હું ઇચ્છું છું કે, તેમનો પરલોક ના બગડે. ખૂનથી ખૂન મિટાવી શકાતું નથી. તેણે જે પાપ કર્યું છે, તેનું ફળ તે જાતે જ ભોગવશે. પણ હવે તમે તેનો વધ કરવાનું પાપ ના કરશો. તમને બેવડું નુકસાન થશે. વધ કરવાનું પાપ પણ મળશે અને તમારા સ્વામી પણ બચી શકશે નહીં.

મદનરેખાની વિવેકપૂર્ણ વાણીની ચોકીદારો પર અસર પડી. તેમણે મણિરથને છોડી દીધો. મણિરથ હાથમાં લોહિચાળ તલવાર લઈને, જે ઘોડા પર બેસીને આવ્યો હતો, તેની પર બેસીને ભાગી ગયો

મદનરેખા યુગબાહુની પાસે આવી અને પતિને કહેવા લાગી :

'નાથ ! તમે ભાઈ પ્રત્યે કોઇ ખરાબ ભાવ રાખશો નહીં. કોઈ કોઇને મારી શકતું નથી. દરેક પ્રાણી પોતાના પૂર્વ જન્મનાં ફળ કોઈ ને કોઇ નિમિત્તના માધ્યમથી ભોગવે છે.

'તમારા ભાઇ તો નિમિત્ત માત્ર છે. તમારું મોત

સમભાવપૂર્વક થવું જોઈએ. દ્વેષ, ઘૃણા અને ક્રોધનો ત્યાગ કરીને તમે મૃત્યુનું સ્વાગત કરો. મનમાં વીતરાગ પ્રભુનું સ્મરણ કરો.

પાત્ર ભરેલું હોય તો એમાં બીજું કંઈ પણ જઈ શકે નહી. પાત્ર ખાલી કર્યા પછી જ તેમાં બીજી વસ્તુ ભરી શકાય છે. યુગબાહુ ગુસ્સે ભરાઇને બેઠો હતો. તેથી મદનરેખાના ઉપદેશની તેના પર કોઈ અસર પડી નહીં. ઊલટું તેનાથી તો તેનો ક્રોધ વધી ગયો. તે બડબડવા લાગ્યો :

'મદનરેખા ! આ તું શું કહી રહી છે ? જે દુષ્ટે પોતાના નાના ભાઈની સતી સ્રીને મેળવવાનો, તેના સતીત્વને ડગાવવાનુ ખરાબ સાહસ કર્યું અને છેવટે પોતાના ભાઇના મસ્તક પર તલવારનો ઘા કરીને તેને મૃત્યુના મુખમાં ધકેલી દીધો, એવા વિશ્વાસઘાતી દુષ્ટ પ્રત્યે શું હું ઉદાર બનું ?

'તું તારા પોતાના જ દુશ્મન બાબતમાં આવો વિચાર રાખે છે ? મને દુખ થાય છે કે, તારા મનમાં એના માટે મારા જેવો ક્રોધ કેમ નથી ? હવે તું તેનું નામ પણ ના લઈશ. મને મારી તલવાર આપ. હું એને મારીને જ મરવાની ઇચ્છા રાખું છું. એને મારીશ, તો જ મને શાંતિ મળશે.'

મદનરેખા વિચારવા લાગી :

'હવે સ્વામી થોડા સમયના જ મહેમાન છે. જો

તે આવો ભાવ લઈને મરશે તો પરલોકમાં કોણ જાણે તેમની કેવી ગતિ થશે ? જો તે છેવટની ઘડીએ મારા પ્રત્યેના પ્રેમ અને ભાઈ પ્રત્યેના તિરસ્કારની આગને શાન્ત નહીં કરી શકે, તો પછીના જન્મમાં પણ ક્રોધ અને દ્વેષની આગમાં બળ્યા કરશે. અત્યારે મારે મારાં દુઃખ રડવાનો સમય નથી. મારે તો પતિની છેવટની ઘડી સુધારવી છે.'

હિંમત કરીને મદનરેખા ફરી બોલી :

'સ્વામી ! તમારા મસ્તક પર તલવારનો ઘા તમારા ભાઈએ નથી કર્યો, પણ મેં કર્યો છે. હું તમને તેનુ પ્રમાણ આપું છું, પછી તો તમે માનશો ને ?

'સ્વામી ! રાજ્ય માટે ભાઈ ભાઈનો વધ કરે છે. એ રાજ્યને તુચ્છ સમજીને તમારા ભાઈએ પોતાના પુત્રને યુવરાજ ન બનાવતાં તમને બનાવ્યા. તમારા માટે તેમના મનમાં જે વાત્સલ્ય છે, તે તો નિઃશંક છે જ.

'છતાં પણ તમારે માટે તેમના મનમાં જે દુશ્મન-ભાવ જાગ્યો, તે મારા કારણે જ. જો હું ન હોત તો તેમનો પ્રેમ અને ભ્રાતૃભાવ એવો જ રહેત. મેં જ આ ભાતૃપ્રેમના અમૃતમાં ઝેર રેડ્યું છે.

'જ્યાં સુધી તેમણે મને જોઈ ન હતી, ત્યાં સુધી તેઓ તમારા વિયોગમાં એક પળ પણ રહી શકતા ન હતા. પણ જ્યારથી તેમણે મને જોઈ, ત્યારથી તે સદાને માટે તમારો વિયોગ સહન કરવા તૈયાર થઈ ગયા.

'તેથી આ તલવાર તમારા ભાઈ મણિરથ દ્વારા

મારવામાં નથી આવી, તે તો નિમિત્ત માત્ર હતા. તલવારનો ઘા કરાવનારી તો હું બની. મેં પોતે નથી મારી તો શુ થયું ? જેણે પણ મારી હોય, તેણે મારે કારણે જ મારી છે.

'એટલા માટે ભાઇ તરફ દ્વેષ કે ક્રોધ કરવો નકામો છે. મૂળ તો તેમનાં પ્રેમમાં કપટ હતું જ નહીં. આપણે સળગતી દીવાની સામે જેવા રંગનો કાચ રાખીશું તેવા રંગનો પ્રકાશ દેખાશે. લીલા કાચમાંથી લીલો પ્રકાશ દેખાશે અને લાલ કાચમાંથી લાલ પ્રકાશ ફેલાશે.

'જોનારા તો એમ જ કહેશે કે પ્રકાશનો રંગ લીલો અથવા લાલ છે. પણ મૂળ પ્રકાશનો રંગ લીલો કે લાલ નથી. મૂળ રંગ તો એ છે, જે કાચની પાછળ છે. તે કાચના આવરણને કારણે દેખાતો નથી.

'તેવી રીતે તમારા ભાઈ રૂપી દીપક પર હું મદનરેખા રૂપી કાચનો પડદો હતી. તમે બરોબર વિચાર કરી જુઓ મૂળ તો તમારા ભાઈ ભ્રાતૃપ્રેમી જ હતા. કાચનો રંગ દીપક પર ના લગાવવો જોઇએ. મારો દોષ તમે તમારા ભાઇ પર શા માટે લગાવો છો ? આ ઘાનું કારણ હું જ છું, ફક્ત હું....'

યુગબાહુ પર મદનરેખાના શબ્દોની અનુકૂળ અસર પડી. તેના હોઠ પરનું મંદ હાસ્ય બતાવતું હતું કે મદનરેખાએ ભાઇ પ્રત્યેના દ્વેષની અસર દૂર કરી દીધી છે.

જ્યારે મદનરેખાએ આ જોયું કે મારી વાતોની મારા

સ્વામી પર અનુકૂળ અસર પડી છે ત્યારે તે ખુશ થઈને આગળ કંઈક વધુ કહેવા વિચાર કરવા લાગી. તે વખતે તેને પોતાના વૈધવ્ય કે પતિ–વિયોગની ચિંતા ન હતી. તેને ચિંતા બે હતી: એક તો પતિના મરણને સુખદ બનાવવું. બીજું પતિના પરલોકને પણ સુખી બનાવવો. તે ફરીથી કહેવા લાગી:

'સ્વામી! હવે જરા વધુ ઉન્નત બનીને વિચાર કરો. તમે ધર્મપ્રેમી અને સદાચારી છો. માણસ તેની નિશ્ચિત ઉંમર કરતાં વધુ એક પળ પણ જીવતો રહી શકતો નથી. વળી આયુષ્ય પૂરું થતાં પહેલાં એક પળ વહેલો પણ શરીર છોડી શકતો નથી. જ્યારે આયુષ્ય પૂરું થાય છે ત્યારે તેને મરવું પડે છે. એક ક્ષણ પણ આગળ પાછળ થતી નથી.

'જ્યાં સુધી તમારું જીવન હતું, ત્યાં સુધી તમે જીવ્યા. જ્યારે આયુષ્ય પૂરું થયું ત્યારે આ મરણતોલ ઘા થયો. મારનારો તો ફક્ત નિમિત્ત છે. કોઈ પાણીમાં ડૂબીને મરે છે, કોઈ તલવાર ખાઈને–કોઈ બિમાર પડીને પોતાનું શરીર છોડી દે છે.

'દરેક પ્રાણી પોતાના કર્મનું ફળ ભોગવે છે. કર્મ પ્રમાણે જ સુખ–દુ:ખ મળે છે. કર્મ પ્રમાણે જ આયુષ્ય મળે છે અને કર્મ પ્રમાણે જ મૃત્યુ અને પરલોકમાં સ્વર્ગ કે નરક મળે છે. હવે તમારું જે જીવન બાકી રહ્યું છે, તેમાં અરિહન્ત ભગવાનનું ધ્યાન કરો અને રાગ–દ્વેષથી પર થઈને બધા પ્રત્યે સમભાવ રાખો.

'ભાઈ, પત્ની, પુત્ર આ બધા સંસારી સંબંધો છે, તેમાં આસક્ત રહેનાર મરણધર્મી સદ્દગતિ પામતો નથી. નથી મેં તમને કદાપિ સુખ આપ્યું અને નથી તમારા ભાઈએ તમને કદાપિ દુઃખ આપ્યું. આ બધું તમે તમારા પૂર્વ જન્મનાં કર્મ પ્રમાણે મેળવ્યું છે.'

'તેથી તમારા મસ્તક પર જે તલવાર પડી, તેને માટે તમે તમારી જાતને જ ગુનેગાર ગણો, તમારા ભાઈને નહીં. તમે કરેલાં અશુભ કર્મનું જ તમને ફળ મળ્યું છે. ભાઈએ કંઈ નથી કર્યું.

'પ્રાણનાથ! તમારી જીવનલીલા સમાપ્ત થવામાં હવે ઝાઝો સમય નથી. જીવનની જે કંઈ ક્ષણો બાકી છે તેનો ઉપયોગ આત્મકલ્યાણ માટે કરો. બધા જીવોમાં સમભાવ રાખો. અઢાર પાપનો ત્યાગ કરીને તથા પોતાનાં પૂર્વ જન્મનાં કર્મો માટે પશ્ચાત્તાપ કરીને પોતાના નિર્મલ ચિત્તમાં ભગવાન અરિહન્ત દેવનું ધ્યાન કરો. નિર્ગ્રંથ ગુરુ તથા કેવલી-ભાષિત ધર્મને સ્થાન આપો. આમ કરવાથી જ તમારી સદ્દગતિ થશે.

'તમારા સંસારી જીવનમાં અનેક માણસો પર તમને રાગ-દ્વેષ રહ્યો હશે. ઘણા માણસોએ તમને દુઃખ આપ્યું હશે. અનેક માણસોને તમે પણ હેરાન કર્યા હશે. તમે બંને પ્રકારના માણસો તરફ મૈત્રીભાવ રાખો. બંને પાસે ક્ષમા માગી લો. આવો મૈત્રીપૂર્ણ સમભાવ રાખવાથી તમે નિષ્કામ બનશો. મૈત્રીની ભાવનાથી તમારું હૃદય પ્રફુલ્લિત થઈ ઊઠશે.

'શરીર અને આત્મા બંને જુદી ચીજો છે. શરીરના લાભ-અલાભ, સુખ-દુઃખ આત્માને અસર કરતા નથી. શરીર અને આત્માનો સંયોગ પૂર્વે કરેલાં કર્મોને કારણે છે. વળી, બંનેનો સંબંધ કાયમનો પણ નથી. શરીર નાશવંત છે અને આત્મા તો અજર-અમર છે. તેને તલવાર કાપી શકતી નથી અને અગ્નિ બાળી શકતો નથી. તેથી શરીર નાશ માટે તમે કંઇ પણ વિચાર કરશો નહીં.

'તમારા આત્માએ વારંવાર અનેક શરીર ધારણ કર્યાં છે. તે બધાં નાશ પામી ગયાં, પણ તમારો આત્મા તો એ જ છે. ફાટેલું-જૂનું વસ્ત્ર છોડીને નવું વસ્ત્ર પહેરવામાં તમને કદાપિ દુઃખ નહીં થયું હોય. તે જ રીતે શરીરને છોડી દેવાથી તમારા આત્મા પર કોઇ અસર પડતી નથી તેથી જ જ્ઞાની માણસો મૃત્યુનું સ્વાગત કરે છે. મૃત્યુનો મહોત્સવ મનાવે છે. જ્ઞાની પુરુષોનો હમેશાં એવો પ્રયત્ન હોય છે કે, જન્મ-મરણમાંથી છૂટકારો મળે.

'હવે તમારે પ્રસન્ન થવું જોઇએ. તમારા મસ્તક પર તલવારનો ઘા પડયો છે. તેનાથી તમારા જીવનનો અંત નથી આવ્યો. તમને તો આત્માનું કલ્યાણ કરનારી વાતો કરવાની તક મળી. જ્યારે કોઈ પતિ પ્રવાસે જાય, ત્યારે તેની પત્ની પોતાના પતિને ભાતું (પાથેય) આપે છે. તે જ રીતે તમારી સહધર્મિણી મદનરેખા તમારા પરલોક-ગમન માટે પોતાની ધર્મ કમાઈમાંથી તમને કંઇક ભાતું આપી રહી છે.'

મદનરેખાનો ઉપદેશ યુગબાહુએ શાન્તિથી સાંભળ્યો. શાંત અને વિવેકપૂર્ણ પાણીના છંટકાવથી તેના દિલનો ધધકતો દ્વેષ-અગ્નિ શાન્ત પડી ગયો. તેને પોતાનામાં જ શાન્તિ અને પ્રસન્નતાનો અનુભવ થવા લાગ્યો. આત્મ સ્મૃતિથી જાણે ધીરે-ધીરે તે આનંદિત થવા લાગ્યો. પોતાના બંને હાથ ઉઠાવીને મસ્તક પર લગાવ્યા અને ઈશારાથી સમજાવ્યું કે, મેં તારા કથનનો સ્વીકાર કર્યો છે

ઘાની વેદનાથી અને કાતિલ ઝેરની અસરથી યુગ-બાહુનું શરીર તડપતું હતું. છતાં પણ યુગબાહુએ તે તડપનનો અનુભવ ના કર્યો. તેણે બધા પ્રત્યે સમભાવ રાખીને શાન્તિપૂર્વક શરીર છોડી દીધું.

હવે મદનરેખા પોતાની બાબતમાં વિચાર કરવા લાગી કે, મારે શું કરવું ? મદનરેખા વિચારવા લાગી.

'હવે મારા સ્વામી આ દુનિયામાં નથી. જ્યારે ઝાડનો જ નાશ થઇ ગયો, પછી વેલ કોના આધારે ટકી શકે ? મારું સૌંદર્ય જ બધા અનર્થનું મૂળ છે આ જ સૌંદર્યને કારણે ધર્માત્મા જેઠનું મન દૂષિત થયું. એ જ સૌંદર્યને કારણે તેમણે ભાઇની હત્યા કરી.

'જ્યારે મારા સ્વામી હતા ત્યારે શૃંગાર કરીને મારી સુંદરતા વધાર્યા કરતી હતી. પતિને ખુશ કરવા માટે હું મારા શૃંગાર અને સૌંદર્યને ધન્ય માનતી હતી. પણ હવે તો આ સૌંદર્ય મારો સર્વનાશ કરી દેશે.

'પુત્ર ચંદ્રયશને પણ સંકટમાં પડવું પડશે. જો હું મારા શરીરનો અંત લાવી દઉં તો બધા અનર્થનું મૂળ મારું આ સૌંદર્ય સદાને માટે નષ્ટ થઈ જશે પણ આજે તો હવે હું મરવા માટે પણ સ્વતંત્ર નથી. મારા પેટમાં તેમનો પ્રકાશ છે. ગર્ભમાં રહેલા બાળકને મારવાનો મને શો અધિકાર? જો હું મરીશ, તો ગર્ભનું બાળક પણ મરશે.

'પણ મારા રક્ષણ માટે કંઈ ને કંઈ ઉપાય તો કરવો જ પડશે. હવે મારે જંગલમાં સંતાઈને જ મારું રક્ષણ કરવું પડશે. જંગલમાં પણ કેવી રીતે ભાગું? ચોકીદાર મને કદાપિ જવા દેશે નહીં. જો હું કોઈને કંઈ કહીશ, તો કોઈ મને મદદ કરશે નહીં.

મદનરેખા પોતાના ભાવિ જીવન અને પોતાના રક્ષણ માટે સંકલ્પ-વિકલ્પમાં ઝૂલતી હતી. અત્યારે તો તેને કોઈ ઉપાય સૂઝતો ન હતો. યુગબાહુનો પુત્ર ચંદ્રયશ નગરમાં જ હતો યુગબાહુના વધના સમાચાર આખા નગરમાં ફેલાઈ ચૂક્યા હતા.

ચંદ્રયશે પણ આ સમાચાર સાંભળ્યા. તે પોતાની સાથે વૈદ્યને લઈને જંગલના નિવાસ સ્થાન તરફ દોડી આવ્યો પણ તે પહોંચે તે પહેલાં તો યુગબાહુનું પ્રાણ-પંખી ઊડી ગયું હતું. ચંદ્રયશ પિતાના શબ પર માથું રાખીને જોર-જોરથી રડતો હતો. મદનરેખાએ પુત્રને ધીરજ બંધાવી અને કહ્યું:

'બેટા ! આ શોક કરવાનો સમય નથી. ઊઠો, પિતાની અંતિમ વિધિની વ્યવસ્થા કરો.'

ચંદ્રયશ શાન્ત થયો. રડવાનું છોડીને તે પિતાની અંતિમ વિધિમાં લાગી ગયો. બીજા લોકો પણ યુગબાહુની ચિતાની વ્યવસ્થામાં લાગી ગયા. મદનરેખાએ જોયું કે, બધા લોકો પોત–પોતાના કામમાં મગ્ન છે. આવી તક જવા દેવી જોઇએ નહીં. મદનરેખા બધા માણસોને પોત પોતાના કામમાં લાગેલ જોઈને ધીમેથી ભાગી ગઇ. કોઈને કંઇ ખબર ના પડી

o o o

બીક અને હિંમત આ બંને ગુણ નારીમાં તેની ચરમ સીમા સુધી જોવા મળે છે. સ્ત્રી એટલી બધી ડરપોક અને ભીરુ હોય છે કે, રાતના સમયે એકલા ઘરનો દરવાજો ખોલવામાં પણ ડરે છે. ઉંદરના ખટ ખટ અવાજથી પણ તેનું હૃદય ધક ધક કરી ઊઠે છે.

પણ એ જ સ્ત્રી જ્યારે પોતાના પ્રેમીને મળવા જતી હોય તો જંગલ–ઝાડી, પર્વત, સ્મશાન વગેરે જગ્યાએથી રાત્રિના સમયે પણ એકલી નીડર બનીને ચાલી જાય છે અથવા જ્યારે તેના ચારિત્ર્ય પર કલંક લાગવાની સંભાવના હોય, ત્યારે તે મોટામાં મોટા ભય અને મુશ્કેલીઓની પણ પરવા કરતી નથી. જંગલ અને હિંસક પશુઓ પણ તેનો માર્ગ રોકી શકતાં નથી.

પોતાના ચારિત્ર્યનું રક્ષણ કરવા માટે તે પર્વતને

પણ ઉખાડીને પોતાનો રસ્તો બનાવી લે છે. અગ્નિની ધગધગતી જ્વાળાઓમાંથી પણ નીકળી જાય છે. ઉછાળા મારતા અને ગર્જના કરતા સાગરમાં પણ તે છલંગ મારીને પડે છે પોતાના સતીત્વ માટે તે પ્રાણનું પણ બલિદાન આપી દે છે.

મદનરેખા કદાપિ એકલી ઘરની બહાર નીકળી ન હતી. ફૂલ જેવી કોમળ પથારી પર સૂવાનું, દાસ–દાસીઓની સતત સેવા અને વિવિધ પ્રકારના રાજવી સુખમાં તેનું જીવન પસાર થયું હતું. પલંગથી નીચે ધરતી પર તેણે પગ તો ચોક્કસ મૂક્યો હશે, પણ પગે ચાલવાની તેને ટેવ જ ન હતી.

આજે તે જ ફૂલ જેવી કોમળ મદનરેખા પોતાના ચારિત્ર્યનું રક્ષણ કરવા માટે રાજવી વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને રાતની ભયાનક શાન્તિમાં પૂર્વદિશા તરફ આગળ વધતી હતી. રાત્રિનું નીરવ અને શાન્ત વાતાવરણ ખૂબ ભયાનક હતું. કુદરત રૂપી નદીએ રાતની કાળી ચાદર ઓઢી લીધી હતી. જંગલી પશુઓના વિવિધ પ્રકારના અવાજ અને પગ નીચે આવતાં સૂકાં પાંદડાંના ચરચરાટથી રાતની શાંતિનો ભંગ થતો હતો.

મદનરેખાને ભય હતો કે, જો મારા નીકળી જવાની કોઈને ખબર પડશે તો ચોકીદાર મને શોધવા આવશે અને શોધી પણ કાઢશે જ. તેથી તે મુખ્ય રસ્તો છોડીને ચાલતી હતી. જંગલમાં નવો જ રસ્તો પાડતી હતી. મદનરેખા

આખી રાત ચાલતી રહી. તે કોઇ પણ જગ્યાએ રોકાઇ નહીં.

ચાલતાં ચાલતાં તે એકદમ અટકી ગઇ. થોડે જ દૂર સામે એક સિંહ ગર્જના કરતો હતો. એકાદ પળ રોકાઇને તેણે વિચાર કર્યો :

'સિંહનો ખોરાક બની જવાય તો સારું. જો એના દ્વારા જ મારા જીવનનો અંત આવવાનો હોય તો હું બધાં સંકટમાંથી છૂટી શકું.'

એક પળ રોકાયા પછી તે સિંહની સામે જ ચાલી. પણ સિંહ તો તેને જોઈને પૂંછડું દબાવીને બેસી ગયો, જાણે કોઈ પાળેલો કૂતરો ન હોય! મદનરેખા સિંહની સામે અડગ બનીને ઊભી જ રહી. તેના મનમાં એમ હતું કે સિંહ હુમલો કરશે. પણ અહિંસાનો પ્રભાવ તો અમોઘ હોય છે. હિંસાથી હિંસા વધે.

પણ મદનરેખાના ચારિત્ર્ય અને શાંતિએ તો સિંહ જેવા હિંસક પ્રાણીને પણ અહિંસક બનાવી દીધું. છેવટે સિંહ ત્યાંથી ઊઠયો અને જંગલની ઝાડીના ઝૂંડમાં અદૃશ્ય થઈ ગયો. મદનરેખા આગળ વધતી જ ગઇ. આખી રાત ચાલ્યા પછી રાત્રિનો અંત આવ્યો. પ્રભાતનું તેજ ધરતી પર ફેલાવા લાગ્યું.

આકાશમાં સૂર્ય પોતાની યાત્રા કરી રહ્યો હતો. મદનરેખા પણ જંગલમાં અનિશ્ચિત દિશામાં આગળ વધતી હતી. આજે તેના પગમાં ગતિ હતી, સાહસ હતું;

અને પોતાનું ચારિત્ર્ય તથા ગર્ભમાં રહેલા બાળકનું રક્ષણ તથા ધર્મનું પાલન કરવાની ઉત્કટ ઈચ્છા હતી. તેના હોઠ પર મહામંત્ર નવકારનો જાપ હતો.

સાંજ પડતા પહેલાં મદનરેખા એક જગ્યાએ રોકાઈ. મદનરેખાને પોતાના રહેઠાણ માટે આ જ જગ્યા યોગ્ય લાગી. લતા મંડપથી ઘેરાયેલી આ જગ્યા સુરક્ષિત અને એકાંતમાં હતી. ત્યાં બેસીને તેણે આરામ કર્યો. ગર્ભમાં રહેલા બાળકનું રક્ષણ કરવા માટે ભૂખ્યા રહેવાનો વિચાર તેણે છોડી દીધો.

જંગલનાં મીઠાં ફળ ખાઈને પોતાની ભૂખ સંતોષી. ઝરણાનું મીઠું અને ઠંડું પાણી અને પોતાની તરસ છિપાવી. એક દિવસ અને એક રાત સતત ચાલવાને કારણે થાકેલી મદનરેખા ઘેરી ઊંઘમાં પડી ગઈ. મધરાત પછી તેને પ્રસવ-વેદના થવા માંડી. તે ઊઠીને બેઠી થઈ.

આજે તેને મદદ કરનારું કોઈ ન હતું. જેમ તેમ કરીને મદનરેખાએ ધીરજ રાખી. પ્રસવનું મરણતોલ દુઃખ સહન કર્યા પછી તેણે એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. કહેવત છે કે-

કુલ સપૂત જાન્યૌ પરૈ, લખિ સુભ લચ્છન ગાત !
હોનહાર વિરવાન કે, હોત ચીકને પાત !

મદનરેખા પોતાના સારાં લક્ષણવાળા સુંદર પુત્રને જોઈને બધાં દુઃખ ભૂલ ગઈ. આજે તે જો સુદર્શનપુરમાં

હોત અને યુગબાહુ જીવતો હોત તો તેનો જન્મોત્સવ કેટલા ઉત્સાહ, આનંદ અને ધામ-ધૂમથી મનાવ્યો હોત! પણ મહાપુરુષોનો જન્મોત્સવ કૃત્રિમ રીતે ઉજવવામાં આવતો નથી. આવા નવજાત બાળકોનો જન્મોત્સવ પ્રકૃતિ પૂરા આનંદથી ઉજવે છે.

પ્રભાતનું સ્વાગત કરવા માટે ઝાડ પર બેઠેલાં પંખીઓ પોતાના કલગાન દ્વારા મંગળ ગીત ગાઈ રહ્યાં હતાં. સિંદૂરનાં છાંટણાં છાંટીને ઉષા જાણે મદનરેખાને વધાઈ આપતી હતી. પછી સૂર્યએ ધરતી પર સોનું પાથરી દઈને મદનરેખાના પુત્ર-જન્મના પ્રસંગે પોતાનો આનંદ પ્રગટ કર્યો હતો

મદનરેખા પ્રસવમાંથી ઉદ્‌ભવેલી અશુદ્ધિ દૂર કરવા માટે સ્નાન કરવા જવાનો વિચાર કરતી હતી. બાળકને લઈને કેમ જવાય? બાળકને અહીં છોડીને પણ કેમ જવાય? મદનરેખા માટે આ સમસ્યા હતી. જો કે, સમસ્યા ગમે તેટલી મોટી હોય, ધીર પુરુષો તેનો માર્ગ તો શોધી જ કાઢે છે.

મદનરેખાએ એક ટુકડો ફાડયો. નવજાત બાળકને તેમાં સૂવડાવીને ઝાડની ઊંચી ડાળી પર બાંધી દીધું. પછી તે સ્નાન કરવા માટે પાણીની શોધમાં નીકળી પડી.

વિધિની રમત નિશ્ચિત હોવા છતાં આપણને તેનું જ્ઞાન નથી હોતું. જે બનવાનું છે તે અટલ છે. તેને

કોઈ ટાળી શકતું નથી. શોધતાં-શોધતાં મદનરેખાને એક સરોવર મળ્યું. મદનરેખા સરોવરમાં દાખલ થતી હતી ત્યાં જ એક પર્વતકાય જંગલી હાથી આવી પહોંચ્યો. હાથીએ મદનરેખાને જોઇ તો ચીસ પાડીને તે મદનરેખાની પાછળ પડયો. મદનરેખા હથેળીમાં જીવ લઇને દોડી. હાથી તેની પાછળ પડયો.

જ્યારે જીવ જોખમમાં મુકાય છે ત્યારે નિર્બળમાં પણ બળનો સંચાર થાય છે. મદનરેખા એક રાત અને એક દિવસ ચાલવાને કારણે ખૂબ થાકી ગઈ હતી. વળી તે પ્રસૂતા હતી. આમ હોવા છતાં પણ પ્રાણભયથી હાથીને પાછળ આવતો જાણીને એક શ્વાસે દોડતી રહી. પણ તે વધુ દોડી શકી નહીં. છેવટે તે બેભાન બનીને પડી ગઇ. ભયાનક હાથીએ તેને સૂંઢમાં વીંટીને આકાશમાં ઉછાળી દીધી.

'જેને રામ રાખે, તેને કોણ ચાખે?' તે જ વખતે મણિપ્રભ નામનો એક વિદ્યાધર આકાશમાર્ગે વિમાનમાં મુનિના દર્શન કરવા માટે જઈ રહ્યો હતો. તેણે મદનરેખાને ઉપર ઉછળતી જોઇ. તેણે વીજળીની ઝડપે આકાશમાંથી પડતી મદનરેખાની નીચે વિમાનને ધરી દીધું અને મદન-રેખાને ધરતી પર પડતો બચાવી લીધી.

મદનરેખા હજુ પણ બેભાન જ હતી. મણિપ્રભ વિદ્યાધરને દયા આવી. તેણે પાણીના છાંટા નાખીને તેને ચેતનવંતી કરી હવે તેણે મદનરેખાને નખશિખ જોઇ.

તેને જોઇને મણિપ્રભની દયા વાસનામાં ફેરવાઇ ગઇ વિષયી વિદ્યાધર મણિપ્રભ વિચારવા લાગ્યો :

'હું મુનિનાં દર્શન કરવા જતો હતો. મને મુનિનાં દર્શન તો ના થયાં, પણ દર્શનના સંકલ્પ માત્રથી આ અણમોલ રત્ન આકસ્મિક રીતે જ મારી ઝોળીમાં આવીને પડ્યું. અમે બંને ભાગ્યશાળી છીએ. આ નિરાધાર સ્ત્રીને મારા જેવો પ્રતાપી અને ઐશ્વર્યવાન વિદ્યાધરોનો સમ્રાટ પતિ તરીકે મળ્યો. મને અનુપમ સુંદરી પટરાણી મળી ગઇ. તેના સૌંદર્યનો પ્રકાશ ચોક્કસ મારા મહેલને પ્રકાશિત કરશે.'

મદનરેખા ભાનમાં આવી. તેને તો ખૂબ નવાઈ લાગી. પોતે વિમાનમાં એક પર–પુરુષ સાથે બેઠી છે, એ જોઈને તેના રૂંવાડાં ઊભાં થઈ ગયાં. મહાસતી વિચારવા લાગી :

'આ શું ? ભઠ્ઠીમાંથો નીકળી તો ચૂલમાં આવી પડી જે બીકને કારણે હું જંગલમાં ભાગી હતી, તે મહાભય અહીં પણ આવી ગયો. નાગનાથ અને સાપનાથ બંને ઝેરી છે. મારે માટે તો જેવો મણિરથ, તેવો જ આ માણસ હવે કેવી રીતે મારા ચારિત્ર્યનું રક્ષણ થાય ?'

મદનરેખાએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યો. વિદ્યાધર મણિપ્રભ પોતાના મનની લાગણી પ્રગટ કરે, તે પહેલાં જ મદનરેખાએ તેની વાસનાનો નાશ કરવાના વિચારથી કહ્યું :

'ભાઈ ! હું કેટલી નસીબદાર છું કે, મને આવા જંગલમાં પણ એક ભાઈ મળી ગયો. તમે આ બહેનને બચાવીને બહુ મોટો ઉપકાર કર્યો છે. તમારી આ બહેન સદાને માટે તમારી આભારી રહેશે. તમારા જેવા ભાઈ મેળવીને હું ધન્ય થઈ.'

મણિપ્રભને મનમાં ખૂબ ગુસ્સો આવ્યો બેચેન બનીને તે મદનરેખા તરફ જોવા લાગ્યો. તેણે વિચાર્યું:

'આ સ્ત્રીએ મને ભાઈ કેમ બનાવ્યો ? હજુ સુધી તે મને સામાન્ય માણસ સમજે છે. જ્યારે તે જાણશે કે, હું કોણ છું ત્યારે મને તેનો પતિ માનવામાં ગૌરવ અનુભવશે.'

આવો વિચાર કરીને તેણે મદનરેખાને કહ્યું:

'સુંદરી ! અજ્ઞાનને લીધે તેં જેને ભાઈ કહ્યો છે, તેને વિષે જાણી લે કે તે કોણ છે. હું મણિપ્રભ નામનો વિદ્યાધર છું. બધા વિદ્યાધરોનો પ્રતાપી અને ઐશ્વર્ય-વાન રાજા છું. વૈતાઢયગિરિની બે હારમાં વિદ્યાધરોનાં ૧૧૦ નગર છે. એ નગરોનો હું માલિક છું.

'વિદ્યાધરોના બધા રાજાઓમાં હું શિરોમણિ છું. બધામાં શ્રેષ્ઠ છું. એ તો તારું સૌભાગ્ય છે કે, હું તને મારી પટરાણી બનાવવા માગું છું. હવે તારે કોઈ દુઃખ રહેશે નહીં. નસીબે જ આપણને બંનેને મેળવ્યા છે. મારી સાથે રહીને આનંદથી બધા સુખને ભોગવ.'

મણિપ્રભના વચન સાંભળીને મદનરેખા ચિંતા-સાગરમાં ડૂબી ગઇ. તે વિચારવા લાગી :

'જેમ જેમ હું સંકટથી દૂર દૂર ભાગું છું, તેમ તેમ સંકટ મારી આગળ જ આવીને ઊભું રહે છે. હજુ મારા નસીબમાં મુશ્કેલીઓ લખાયેલી છે, એટલે જ હું મૃત્યુમાંથી બચી ગઇ. મારું સૌંદર્ય જ મારું દુશ્મન થઇ ગયું છે.

'પવિત્ર મનના અને ભ્રાતૃપ્રેમી જેઠને આ સૌંદર્યે જ પથભ્રષ્ટ કર્યા અને પતિની હત્યા કરાવી. આ દયાળુ અને પરોપકારી વિદ્યાધર પણ વિકારી બની ગયો. ગમે તે થાય હું મારા, પ્રાણ આપીને પણ મારા ચારિત્ર્યની રક્ષા કરીશ.

'મારો પુત્ર અરક્ષિત અવસ્થામાં જંગલમાં પડયો છે. હું મારા પ્રાણના ભોગે તેનું રક્ષણ કરવા ઈચ્છું છું. પણ ચારિત્ર્યને બચાવવા માટે તો પ્રાણ અને પુત્ર-બનેનું બલિદાન આપીશ. એક કામાંધે મારા સ્વામીના શરીરને નષ્ટ કર્યું. આ બીજો કામાંધ મારા શરીરને નષ્ટ કરશે.

'જો તે સહેલાઇથી સારા માર્ગે આવી જાય તો ઠીક છે. નહીં તો છેવટનો ઉપાય પ્રાણ-વિસર્જન તો છે જ.'

આ રીતે ચિંતા કરતી મદનરેખા મણિપ્રભને કહેવા લાગી :

'હે ભદ્રપુરુષ ! તમે વીર અને પરોપકારી છો. તમે મને નવો જન્મ આપ્યો છે, એટલે તમે મારા પિતા સમાન છો. જેને તમે મોતના મુખમાંથી બચાવીને નવું જીવન આપ્યું, તે તમારું સંતાન જ ગણાય. તમે મારા તરફ પુત્રી કે બહેન જેવો ભાવ જ રાખો. તમારા જેવા વીર પુરુષ ખોટા માર્ગે જઇ શકે નહીં. મને બચાવતી વખતે તમારો જે ભાવ હતો, તે તમારો મૂળ અને સાચો ભાવ હતો. તે જ ભાવને અખંડ રાખો.'

કામાંધ અને ગુસ્સે થયેલા માણસો પર સારી વાતોની કોઈ અસર પડતી નથી. મદનરેખાનાં યુક્તિ ભરેલાં વચન સાંભળીને મણિપ્રભ ખૂબ ગુસ્સે થયો. ગુસ્સામાં આવીને તે કહેવા લાગ્યો :

'તું મારી તાબેદાર છે. હું તને કહું તે જ તારે કરવું પડશે. જેની બહેન અને જેની પુત્રી તું હોય, તેની જ રહે. હું તો તને મારી પટરાણી બનાવીશ. મારી પટરાણી બનવા માટે તારે આનંદથી તૈયાર થઈ જવું જોઈએ. તને દરેક રીતે સુખી રાખવી, તારી દરેક ઈચ્છા પૂરી કરવી એ મારી ફરજ છે. તું આટલા મોટા રાજ્યની સ્વામિની બનીશ. તને દાસ–દાસીઓની સેવા મળશે. તેથી તારા મૂર્ખામી ભરેલા વિચારો છોડીને મારી સાથે મહેલનું સુખ ભોગવ.'

મણિપ્રભે વૈતાઢ્યગિરિ તરફ વિમાનને લીધું મદનરેખાએ તરત જ બીજી યુક્તિ અપનાવી. તેણે નમ્રતાથી મણિપ્રભને કહ્યું :

'હવે હું તમને પિતા કે ભાઈ નહીં કહું, કારણ કે તેનાથી તમે નારાજ થાઓ છો. હું તમને રાજા જ કહીશ. હું તમને પૂછું છું કે, હે રાજા! જ્યારે તમે મને બચાવી, ત્યારે તમે ક્યાં જતા હતા? હવે તમે એ બાજુ ના જતાં આમ પાછા કેમ જાઓ છો?'

મણિપ્રભના મોઢામાં પાણી આવ્યું. તે વિચારવા લાગ્યો કે તે હવે મારી પટરાણી બનવા માટે તૈયાર થઇ જશે. સ્ત્રી ખૂબ શરમાળ હોય છે. તે ધીમે ધીમે જ સાચા માર્ગે આવે છે. તે મને રાજા કહી રહી છે અને મારી સાથે વાતો પણ કરે છે.'

મનમાં ખુશ થતાં મણિપ્રભે કહ્યું:

'સુંદરી! રાજા મણિચૂડ મારા પિતા થાય. પોતાનું રાજ્ય મને આપીને તેમણે સંયમ ધારણ કર્યો છે. તેઓ સંપૂર્ણ સંયમી છે અને તેમણે ચાર જ્ઞાન મેળવ્યાં છે. તે મુનિ મણિચૂડનાં દર્શન કરવા જતો હતો. રસ્તામાં તું મળી ગઈ.

'હવે મેં વિચાર કર્યો છે કે, તને મહેલમાં મૂકી આવું. ત્યાં તારી સેવા-ચાકરી થશે. તું અસ્વસ્થ છે અને તારે ઉપચારની જરૂર પણ છે, તને ઘેર મૂકી આવીને પછી હું મુનિનાં દર્શન કરવા જઇશ. પછી પાછો આવીને તને મળીશ.'

ડૂબતાને તરણાનો સહારો મળ્યો. મદનરેખાએ મણિ-પ્રભને કહ્યું:

'મહારાજ! મારી એક ઇચ્છા છે. હું ઈચ્છું છું કે, મારી એ ઇચ્છા તમે પૂરી કરો. અત્યારે તો મને તમારો જ આધાર છે. જો તમે મને રજા આપો તો હું મારી ઈચ્છા તમારી સામે પ્રગટ કરું.'

મણિપ્રભને હવે પૂરો વિશ્વાસ થઇ ગયો કે, હવે મદનરેખા મારી થઇ ચૂકી જો તે મારી ના થઇ હોત, તો પોતાની ઇચ્છા સંતોષવા માગણી ન કરત. સ્ત્રી જયારે સમર્પણ કરે છે, ત્યારે જ પોતાની ઇચ્છા પ્રગટ કરે છે.

આ તરફ મદનરેખા વિચારતી હતી:

'મણિપ્રભ કુલીન છે. તે સંયમી અને ચાર જ્ઞાનના ધારક મુનિવર મણિચૂડનો પુત્ર છે. કોઇ પણ રીતે તે મને મુનિ પાસે લઈ જાય, તો તે સાચા માર્ગે આવી જશે. જન્મથી કુલીન માણસો પથભ્રષ્ટ થાય છે તો ઝડપથી સન્માર્ગ પર આવી જાય છે.'

બંને પોત-પોતાની ભાવિ સફળતા પર ખુશ હતાં. મણિપ્રભે કહ્યું:

'સુંદરી! તું તારી ઇચ્છા સંકોચ વિના કહે. હું તારી દરેક ઇચ્છાને પૂરી કરવાની મારી ફરજ સમજું છું. તારે માટે તો હું આકાશના તારા પણ તોડીને લાવી શકું છું. તેં મને પહેલી વખત એને માટે યોગ્ય ગણ્યો કે હું તારી ઇચ્છા પૂરી કરું. હવે જલદીથી તારા મનની ઇચ્છા મને બતાવી દે. હું તારી મનોકામના પૂરી કરવા માટે વ્યગ્ર છું.'

મદનરેખાએ કહ્યું :

'રાજન્ ! મારી ઈચ્છા તો ઘણી નાની છે. પણ મારે માટે એનું એટલું બધું મહત્ત્વ છે કે, તેને માટે હું પ્રાણ પણ આપી શકું.'

મણિપ્રભે વચન આપ્યું :

'તારે પ્રાણ આપવાનો પ્રસંગ જ નહીં આવે. હું તારી ઈચ્છા પૂરી કરવાનું વચન આપું છું. તું તારી ઇચ્છા તો પ્રગટ કર.'

મદનરેખાને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ એટલે તેણે મણિપ્રભને કહ્યુ :

'મુનિનાં દર્શન કરવાની મારી પણ અભિલાષા છે. તમે મને પહેલાં મુનિ દર્શન કરાવો. હું તમારા પિતા મુનિશ્રી મનિચૂડનાં દર્શન કરવા ખૂબ ઉત્કંઠિત છું'

વિદ્યાધરે મનમાં જ વિચાર કર્યો :

'આ તો અત્યંત સામાન્ય બાબત છે. મુનિનાં દર્શન કરાવીને તેને મારી સાથે જ મહેલમાં લઈ જઇશ. તેને પટરાણી બનાવીને પછી સુખેથી રહીશ.'

આવો વિચાર કરીને તેણે મદનરેખાને કહ્યું :

'એમાં શી મોટી વાત છે! તેં કેટલી નાની ઇચ્છા જાહેર કરી છે ! મારી પાસે વિમાન છે. પહેલાં તને મુનિનાં દર્શન કરાવીશ અને પછી મહેલમાં લઈ જઈશ'

મણિપ્રભ અને મદનરેખા બંને પોતપોતાની સફ-ળતા પર ખુશ હતાં. એક વિચારતો હતો કે આ મારી

પટરાણી બનશે. બીજી વિચારતી હતી કે હવે હું મારા ચારિત્ર્યનું રક્ષણ કરી શકીશ.

૦

સંત મહાત્મા, મુનિ અને જ્ઞાની પુરુષોનો સાથ સત્સંગ કહેવાય છે. સત્સંગની એક પળ પણ જીવનને બદલી નાખે છે. ઘણા માણસોએ એક ક્ષણનો સત્સંગ કરીને આત્માનું કલ્યાણ કર્યું છે. પોતાનો ઉદ્ધાર કર્યો છે. સત્સંગનો મહિમા કવિઓએ અનેક રીતે ગાયો છે. કહેવાયું છે કે—

સઠ સુધરહિં સત સંગતિ પાઈ !
તાત સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિય તુલા ઇક અંગ !
તૂલ ન તાહિ સકલ મિલિ, જો સુખ લવ સત્સંગ !!

એ સત્સંગનો જ પ્રભાવ છે કે પારસમણિના સંસર્ગથી લોઢું પણ સોનું બની જાય છે. નસીબ જોગે જો સજ્જન ખરાબ સંગમાં પડી જાય છે તો કુસંગમાં પડેલો હોવા છતાં તે પોતાના ગુણોને છોડતો નથી. જેવી રીતે સાપના સંસર્ગમાં રહેવા છતાં મણિ પોતાનું દૈવી તેજ છોડતો નથી. એ જ રીતે મદનરેખા પણ મણિપ્રભના કુસંગમાં પડવા છતાં પોતાના શીલનું રક્ષણ કરવામાં સમર્થ બની.

મુનિ મણિચૂડની ધર્મસભામાં વિદ્યાધર મણિપ્રભ અને મદનરેખા બંને પહોંચ્યાં. બંને મુનિને વંદન કરીને બેઠાં. ચાર જ્ઞાનનાં ધારક આગમ–વિહારી મુનિ મણિ-

ચૂડ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળને જાણનાર હતા. તેઓ મદનરેખા બાબતમાં બધું જ જાણતા હતા. તેના પૂર્વ જન્મની પણ તેમને ખબર હતી. મદનરેખાને જોઈને તેમને એ જાણતાં વાર ના લાગી કે મદનરેખા મણિપ્રભ સાથે શા માટે આવી છે.

તેમને પોતાના પુત્ર મણિપ્રભની ખરાબ ભાવના જાણીને દુઃખ થયું. તે એ પણ જાણતા હતા કે મારો પુત્ર મણિપ્રભ સતી–સાધ્વી મદનરેખાને જોઈને કામાસક્ત થયો છે. તે તેને પોતાની પટરાણી બનાવવા માગે છે. મદનરેખાને બહેન કે પુત્રી બનાવવાનું તે સ્વીકારતો નથી. મારા પુત્રને સન્માર્ગે લાવવા માટે જ તે તેને અહીં લાવી છે. ધર્મના માર્ગે ચાલનાર માણસ પોતાનું જ કલ્યાણ નથી કરતા, બીજાનું કલ્યાણ પણ ઇચ્છે છે.

આમ મુનિને સમગ્ર પરિસ્થિતિનું જ્ઞાન હતું. તેમણે પોતાના ધર્મ–બોધમાં એ પ્રકારનાં જ દૃષ્ટાન્ત અને પ્રસંગનું વર્ણન કર્યું. એ સાંભળીને મણિપ્રભનું અજ્ઞાન એવી રીતે દૂર થઈ ગયું જેમ સૂર્યોદયથી અંધ કારનો નાશ થાય છે મણિપ્રભને પોતાના વર્તન માટે ખૂબ દુ.ખ થયું. મણિપ્રભ મદનરેખા બાબતમાં વિચાર કરવા લાગ્યો :

'આ સ્ત્રી કેટલી મહાન છે! મેં તો તેને પૃથ્વી પર પડતી જ બચાવી હતી. પણ તેણે તો મને નરકમાં પડતો બચાવી લીધો. ધિક્કાર છે મારી વિદ્યાધરની

જાતને ! હું ગગનમાં વિહાર કરનારો હોવા છતાં ઉન્નત બની શકયો નહીં. જ્યારે આ ધરતી પર રહેતી હોવા છતાં પોતે તો ઉન્નત બની સાથે મને પણ બનાવ્યો. હું કેટલો પાપી છું ! બહેન અને પુત્રી જેવા પવિત્ર બંધનને માનવાની પણ મેં ના પાડી દીધી. આ મહાસતીએ પોતાના શીલનું રક્ષણ પણ કર્યું અને મને નરકમાં પડતો પણ બચાવી લીધો

મણિપ્રભના મનમાં વારવાર આવા વિચાર આવવા લાગ્યા. તેના મનમાં પ્રાયશ્ચિત્ત અને પશ્ચાત્તાપની ભાવના જાગી ઊઠી મુનિ સામે હાથ જોડીને તે ઊભો રહ્યો અને પોતાની જ ટીકા કરવા લાગ્યો:

'પ્રભુ ! હું જે મહાસતી સાથે તમારી ધર્મસભામાં આવ્યો છું તેના માટે મારા મનમાં ખરાબ વિચાર પેદા થયો હતો. અહીં આવીને હું વારંવાર એ જ વિચાર કરતો હતો કે, અહીંથી કયારે છૂટકારો મળે અને કયારે એની સાથે પાછો ફરું. મને તો તેની સાથે પાછા ફરવાની ઉતાવળ હતી. હું તેને મારી પટરાણી બનાવવાનો નિશ્ચય કરી બેઠો હતો. પણ આજે તેણે મને અને મારા કુળને કલંકિત થતું બચાવી લીધું. હવે હું પ્રાયશ્ચિત્ત સ્વરૂપે એ પ્રતિજ્ઞા કરું છું કે, મારી પત્ની સિવાય દરેક સ્ત્રી મારે માટે માતા, પુત્રી અને બહેન જ હશે કૃપા કરીને તમે મને પરસ્ત્રીનું પ્રત્યાખ્યાન કરાવો.'

દયાના સાગર મુનિએ પરસ્ત્રીનું પ્રત્યાખ્યાન કરાવ્યું. મુનિ પાસેથી પરસ્ત્રીનું પ્રત્યાખ્યાન લઈને મણિપ્રભ મદનરેખા સામે દુઃખથી બોલ્યો:

'બહેન! મદનરેખા! હું બહુ મોટો અપરાધી છું. તું કોમળ હૃદયની સ્ત્રી છે. મને માફ કરી દે. મેં અજ્ઞાનને કારણે જે અપવિત્ર શબ્દોથી તને સંબોધી છે. તે ભૂલી જા. તે વખતે કોઇ બીજો મણિપ્રભ હતો હવે તારો ભાઇ મણિપ્રભ બીજો છે. બહેન, તેં મને પાપના ખાડામાં પડતો બચાવ્યો છે તેં મારા બંને લોક સુધારી દીધા છે. તું કેટલી મહાન છે! મેં તારો આટલો મોટો અપરાધ કર્યો છતાં તે તો મારું કલ્યાણ જ કર્યું. જો તું તારી ચતુરાઇથી મને અહીં ન લાવી હોત તો હું ક્યાંયનો ના રહેત તેં તારા શીલનું પણ રક્ષણ કર્યું અને મારો પણ ઉદ્ધાર કર્યો.

પોતાની વાત કહેતાં કહેતાં મણિપ્રભનું ગળું રુંધાઇ ગયું અને આંખમાંથી અસુ પડવા લાગ્યા. મણિપ્રભ મદનરેખાના પગમાં પડ્યો. મદનરેખાએ તેને ઊભો કરીને કહ્યું:

'ભાઈ મણિપ્રભ! સવારનો ભૂલો પડેલો જો સાંજે પાછો ફરે તો તે ભૂલો પડેલો ગણાતો નથી. હું જાણતી હતી કે તમે કુલીન અને પુણ્યશાળી આત્મા છો. જો એમ ન હોત તો દયાળુ બનીને મને પૃથ્વી પર પડતી બચાવો ના હોત. હુ એ પણ જાણતી હતી કે કુલીન

અને સુસંસ્કાર સંપન્ન પુરુષ સત્સંગની અસરમાં જલદી આવી જાય છે.

'તેથી જ હું તમને અહીં લાવી. હવે તમે દુઃખ છોડી દો. તમે વીર છો. વીર પુરુષો જ ભૂલનું પ્રાય-શ્ચિત્ત કરી શકે છે. તમે પશ્ચાત્તાપ કરી લીધો. તમારી ભૂલ માની લીધી એ જ પૂરતું છે. હવે તમારે ચિંતા કે અસંતોષ રાખવાની કોઈ જરૂર નથી. તમે તો મારા પર ઉપકાર જ કર્યો છે. તમે મને મરતી બચાવી અને કલ્યાણમૂર્તિ મુનિનાં દર્શન કરાવ્યાં.

'તમારા એ ઉપકારને હું કેવી રીતે ભૂલી શકું ? હવે તમારે ખુશ થવું જોઈએ. તમે હંમેશને માટે પર-સ્ત્રીનો ત્યાગ કર્યો છે. વિશ્વની માતૃજાતિ માટે તમે કેવો પવિત્ર સંકલ્પ કર્યો છે ?'

આ પ્રમાણે પોતાની વાણીથી મણિપ્રભને શાન્ત કર્યો. પછી તે વિચારવા લાગી :

'આ સંકટમાંથી તો હું બચી ગઈ. ભાઈનો મનો ભાવ પણ બદલાઈ ગયો' પણ મારા તાજા જન્મેલા બાળકનું શું થયું હશે ? હું તેને નિરાધાર અવસ્થામાં છોડીને આવી છું. જ્ઞાની મુનિ તો બધું જ જાણે છે. તેમને જ પૂછું કે બાળકનું ભવિષ્ય શું છે ? તેનું લાલન પાલન કેવી રીતે થશે ?'

મદનરેખાને આ વિચાર આવ્યા પછી તેણે ભરેલા હૃદયે મુનિને પૂછ્યું :

'પ્રભુ ! મારા નવજાત બાળકનો વર્તમાન અને ભવિષ્ય કેવું છે ! કૃપા કરીને તે મને બતાવીને કૃતાર્થ કરો.'

મુનિએ કોમળ વાણીથી કહ્યું :

'ભદ્ર મદનરેખા ! તું તારા પુત્રને ઝોળીમાં મૂકીને ઝાડની ડાળીએ લટકાવીને આવી છે. તારો એ પુત્ર મિથિલાપુરીના રાજા પદ્મરથને ત્યાં આનંદથી રહે છે. આજે તેનો જન્મોત્સવ પદ્મરથના પુત્રના રૂપમાં ઉજવાઈ રહ્યો છે. પદ્મરથને બાળક નથી. તેના પડોશી શત્રુ રાજાઓ એ વિચારથી મનમાં ને મનમાં ખુશ થતા હતા કે પદ્મરથના મૃત્યુ પછી ગમે ત્યારે મિથિલાનું રાજ્ય આપણને જ મળશે આજે તે જ રાજાઓ વિવિધ પ્રકારની ભેટ આપીને પદ્મરથને નમન કરી રહ્યા છે. પદ્મરથ રાજાઓના નમનનું કારણ તારા પુત્રને માને છે. તેથી તારા પુત્રનું નામ 'નમિરાજ' રાખ્યું છે'

આનંદિત બનીને મદનરેખાએ આશ્ચર્યથી પૂછ્યું :

'ભગવન ! આ બધું કેવી રીતે બન્યું ?'

સતીની આતુરતા સંતોષતાં મુનિ બોલ્યા :

'હવે તું આખો પ્રસંગ સાંભળ કે, તારો પુત્ર પદ્મરથને કેવી રીતે મળ્યો.

'તું પુત્રને ઝોળીમાં લટકાવીને સ્નાન કરવા માટે સરોવર-કિનારે ગઈ હતી. તે જ વખતે પદ્મરથ પોતાના

સૈનિકો તથા સાથીદારો સાથે વનભ્રમણ કરવા જંગલમાં આવ્યો હતો. અચાનક પદ્મરથનો ઘોડો પોતાના પર બેઠેલા રાજાને લઈને ભાગ્યો. પદ્મરથના બધા સાથીદારો તેનાથી છૂટા પડી ગયા. ઘોડો અટકયા વિના દોડતો જ રહ્યો. પદ્મરથે લગામ ખેંચીને ઘોડાને રોકવાના ઘણા પ્રયત્ન કર્યા પણ ઘોડો રોકાયો નહીં.

'છેવટે ઘોડો ત્યાં રોકાયો, જ્યાં તારો પુત્ર ઝોળીમાં લટકતો હતો. રાજા ઘોડા પરથી નીચે ઊતર્યો અને આરામ લેવાના હેતુથી ઘોડાને ત્યાં જ બાંધીને ઝાડ નીચે સૂઇ ગયો. રાજાને ઊંઘ આવી ગઈ. જ્યારે તેની આંખ ઉઘડી ત્યારે તેની નજર ઝાડ પર લટકતી ઝોળી પર પડી. ઝોળી-માંથી કોઇ બાળકના રડવાનો અવાજ આવતો હતો.

'રાજાને કુતૂહલ અને જિજ્ઞાસા થઇ તેણે ઝોળી ઉતારીને જોયું તો શુભ લક્ષણોવાળું બાળક જોયું. તે ખુશ થઈ ગયો. એકાદ પળ માટે રાજા પોતાનો આનંદ પણ ભૂલી ગયો. તે વિચારવા લાગ્યો કે, શુભ લક્ષણોવાળું આ નવ-જાત બાળક અહીં વનમાં કયાંથી આવ્યું ? શકય છે કે કોઇ દુઃખી દેશનિકાલ પામેલી રાજરાણીએ તેને અહીં જન્મ આપ્યો હોય અને તે વનફળ વગેરે લેવા માટે કયાંક ગઈ હોય.

વિધવિધ પ્રકારના વિચારો કરતો પદ્મરથ કોઈ નિર્ણય પર આવી શકયો નહીં. છેવટે તેણે વિચાર કર્યો:

'મારે સંતાન નથી. મારા રાજ્યનો કોઈ ઉત્તરાધિકારી નથી. મારી પટરાણી પુષ્પમાલાની કૂખ અને ખોળો હંમેશા સૂનો રહ્યો છે. હું તેની કૂખ તો નથી ભરી શક્યો, પણ આજે તેનો ખોળો તો ભરાશે. બધા પ્રકારનાં સુખ હોવા છતાં મારી રાણી બાળક વિના કેટલી દુઃખી છે! હું આ બાળકના જન્મ બાબતમાં વધારે ઊંડો શા માટે ઊતરું ? મને તો કેરી ખાવામાં રસ છે, ઝાડ ગણવાની ચિંતામાં શા માટે પડું ? નસીબે જ્યારે મને પુત્ર આપ્યો છે. ત્યારે શા માટે એને મારા ઘરની શોભા ના બનાવું ? મારા સૂના ગૃહ-મંદિરમાં એક દીવો સળગી ઊઠયો છે– વિધિનો આ તો ચમત્કાર છે'

આવો વિચાર કરીને રાજા તે બાળકને પોતાના રાજમહેલમાં લઈ ગયો.

'મદનરેખા! પ્રાણીનાં પુણ્ય જ તેનું રક્ષણ કરે છે. તારો પુત્ર અનેક પુણ્યોનો સાગર છે. તેના પુણ્ય પ્રતાપે જ તેને રાજા પદ્મરથનું લાલન-પાલન મળ્યું. ઘણો વિચાર કર્યા પછી રાજા તારા પુત્રને લઈને પોતાની રાજધાની મિથિલાપુરીમાં આવી પહોંચ્યો. તેણે તારા પુત્રને એવી રીતે લીધો હતો કે, કોઈ પણ જાણી ન શકે.

'રાજા પદ્મરથ સીધો રાણીવાસમાં ગયો. તેની પટરાણી પુણ્યમાલા સંતાનના દુઃખને કારણે ઉદાસ મુખે બેઠી હતી. રાજાએ આનંદથી 'પ્રિયે'નું સંબોધન કર્યું. રાણી રાજાની તરફ પીઠ કરીને ઊભી થઇ ગઇ. તે પોતાનું શોકા-

તુર, ઉદાસ મુખ લઈને રાજા સામે આવવા માગતી ન હતી. પોતાના દુઃખે રાજા દુઃખી થાય એ તેનાથી સહન થતું ન હતું. રાણીએ વિચાર્યું કે જો મારા સ્વામી મને દુઃખી જોશે તો તેઓ પણ દુઃખી થશે તેથી તે રાજાની તરફ પીઠ રાખીને ઊભી રહી.

રાજાએ ઉત્સાહથી કહ્યું:

'પ્રિયે! જો હું તારે માટે એક અણમોલ રત્ન લાવ્યો છું. એ જોઈને તને એટલો બધો આનંદ થશે, જેટલો તને અત્યાર સુધી ક્યારેય નહીં થયો હોય.'

રાણીએ ઊભાં ઊભાં જ કહ્યું:

'સ્વામી! રત્નોની તો આપણે ક્યાં ખોટ છે? જો કોઈ ખૂબ કીંમતી રત્ન હોય તો તેને ખજાનામાં જમા કરાવી દો. રત્નને હું શું કરું?'

રાજાએ ફરીથી કહ્યું:

'પણ પહેલાં એક વખત આ રત્નને જો તો ખરી. કદાચ આ રત્ન આજે તારાં બધાં દુઃખનો અંત લાવી દે'

મદનરેખા! રાણીએ એ રત્નને જોયું, જાણે કોઈ સ્વપ્ન ના જોતી હોય! હર્ષવિભોર બનીને તેણે તારા પુત્રને પોતાના ખોળામાં લઈ લીધો. રાણીના એ આનંદનું વર્ણન કોણ કરી શકે? થોડા સમય પછી રાણીનો આનંદ સ્થિર થયો ત્યારે તે વિચારવા લાગી:

'મારા આનંદ માટે મારા સ્વામી કોઈનો પુત્ર ઝુંટવી તો નહીં લાવ્યા હોય ને? રાજાએ જો પોતાની શક્તિનો પ્રયોગ કર્યો હોય અને તેની માતાને પુત્ર વિનાની કરી હોય તો ધિક્કાર છે મારા આનંદને! બીજાનો ખોળો ખાલી કરીને મારો ખોળો ભરવો, એના કરતાં તો હું વાંઝણી જ સારી હતી.'

પોતાની શંકા રાણીએ રાજા સમક્ષ પ્રગટ કરી.

'સ્વામી! આ પુત્રરત્ન તમને ક્યાંથી મળ્યું?'

રાજાએ આખી વાત સંભળાવી. તે પછી રાણીએ કહ્યું:

'સ્વામી! આ રીતે આ બાળકને કોઇ રાજપુત્ર માનશે નહીં. તેને લઈને હું પ્રસૂતિગૃહમાં જઉં છું. તમે નગરમાં ઢંઢેરો પિટાવો કે મારી રાણીને ગુપ્ત ગર્ભ હતો. આકસ્મિક આનંદ આપવા માટે રાણીએ પોતાનો ગર્ભ છૂપો રાખ્યો હતો. આજે પ્રસવવેદના થઇ એટલે તે આ રહસ્યને છુપાવી શકી નહીં. આજે મારી રાણીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો છે.'

પદ્મરથ રાજાએ એમ જ કર્યું. આખી મિથિલાપુરીમાં આનંદનો સાગર ઉમટી પડ્યો. નગરવાસી પોતાના ભાવિ રાજાની ખુશીમાં ઝૂમી ઊઠ્યા. રાજા પદ્મરથને સંતાન વિનાનો જોઈને મિથિલાની પ્રજા જેટલી દુઃખી હતી, આજે તેના કરતાં અનેકગણી પ્રસન્ન હતી.

* ૬.

'તારા પુત્રનો જન્મોત્સવ ધામધૂમથી ઉજવવામાં આવ્યો. તારો પુત્ર હવે મિથિલાના રાજા પદ્મરથનો રાજકુમાર નમિરાજ છે. તેની બાબતમાં તું નિશ્ચિંત રહે.'

પુત્રના સુખના સમાચાર સાંભળીને મદનરેખાના રોમેરોમમાં આનંદ વ્યાપી ગયો. માતાને પોતાના આનંદ અને સુખ કરતાં પુત્રના સુખનો આનંદ વિશેષ થાય છે. રોમાંચિત મદનરેખાએ પૂછયું:

'ભગવન! એ નમિરાજની બાબતમાં કંઈક વધુ જાણવા માગું છું.'

મુનિએ ગંભીરતાથી કહ્યું :

'તો સાંભળ, હવે હું તને તેના પૂર્વ જન્મ અને ભવિષ્યકાળ વિષે જણાવીશ. વર્તમાન તો તું જાણી ચૂકી છે.

'રાજા પદ્મરથ અને તેનો વર્તમાન પુત્ર નમિરાજ પોતાના પૂર્વ જન્મમાં ભાઈ હતા. એ બંનેનો સાથ પૂર્વ જન્મમાં પુષ્કલાવતી વિજયના મણિ તોરણપુરથી શરૂઆત થાય છે. મણિતોરણપુરના રાજા અમિતયશને પુષ્પશેખર તથા રત્નશેખર નામના બે પુત્ર હતા.

'મોટો પુષ્પશેખર આ જન્મનો રાજા પદ્મરથ હતો અને આ જન્મનો તારો પુત્ર જે હવે પદ્મરથનો પુત્ર બન્યો છે તે રત્નશેખર હતો. પુષ્પશેખર અને રત્નશેખર બંને ભાઈઓએ સંયમ ગ્રહણ કર્યો. સંયમનું પાલન

કરતાં બંને ભાઈ મરીને બારમા દેવલોકમાં દેવ બન્યા.

'દેવલોકમાં દેવયોનિનું આયુષ્ય પૂરું કરીને બંને ભાઈ ધાત્રીખંડના ભરત ક્ષેત્રમાં રાજા હરિસેન વાસુદેવની રાણી સમુદ્રદત્તાની કૂખે જોડિયા ભાઈના રૂપમાં જન્મ લીધો. આ જન્મમાં એકનું નામ સમુદ્રદત્ત અને બીજાનું નામ સાગરદત્ત હતું. આ જન્મમાં પણ બંનેએ સંયમનું વ્રત લીધું. સંયમ લીધો તેના ત્રીજા દિવસે બને ભાઈ એક બગીચામાં કાયોત્સર્ગમાં મગ્ન હતા ત્યારે આકાશમાંથી વીજળી પડવાને કારણે બંને મૃત્યુ પામ્યા. પછી તે મહાશુક્રમાં દેવ બન્યા.

એક વખત કેવલ જ્ઞાની ભગવાન અરિષ્ટનેમિ ગિરનાર પર્વત પર ધર્મસભામાં બેઠા હતા. તે વખતે બંને દેવભાઈ ભગવાનની સેવા માટે ધર્મસભામાં હાજર થયા. બંનેએ ભગવાનનો બોધ સાંભળી રહ્યા પછી તેમને પ્રશ્ન પૂછયો કે અમે ચરમ શરીરી છીએ કે અચરમ શરીરી ?

પ્રશ્નના જવાબમાં કેવલ જ્ઞાની ભગવાન અરિષ્ટનેમિએ કહ્યું કે સંયમ અને ચારિત્રનું પાલન કરવાને કારણે તમારો આત્મા પવિત્ર છે. તમે બંને દેવ ભવ્ય અને ચરમશરીરી છો. જ્યારે તમે દેવયોનિ ભોગવી ચૂકશો ત્યારે પછીના જન્મમાં તમે બંને પિતા પુત્રના રૂપમાં સાથે સાથે રહેશો.

તમારામાંથી એકનો જન્મ યુગબાહુની પત્ની સતી શિરોમણિ મદનરેખાના ગર્ભથી જંગલમાં થશે. બીજો દેવ મિથિલાનો રાજા પદ્મરથ બનશે. પદ્મરથ સંતાન વિનાનો હશે અને તે મદનરેખાના પુત્રને જંગલમાંથી લઈ જશે. તેને પોતાનો પુત્ર માનીને તેનું લાલન પાલન કરશે. તેનું નામ નમિરાજ હશે.

આ રીતે તમે બંને દેવ પદ્મરથ અને નમિરાજના રૂપમાં ભાઈ ભાઈનો સંબંધ છોડીને પિતા–પુત્ર બનશો. તમે બંને પુણ્યફળ ભોગવીને સંયમ ધારણ કરશો અને અંતમાં મોક્ષ પ્રાપ્ત કરશો.

મદનરેખાને મુનિએ તેના પુત્રનો વર્તમાન અને ભૂતકાળ સંભળાવ્યો. હવે ચાર જ્ઞાનના ધારક મુનિ મણિચૂડ આગળ કહેવા લાગ્યા.

'સતી મદનરેખા ! હવે હું તારા પુત્રનું ભવિષ્ય બતાવું છું. તારો પુત્ર તેનાં સંચિત પુણ્યોને કારણે રાજ્ય સુખ ભોગવશે. છેવટે તેના મનમાં વૈરાગ્ય પેદા થશે. રાજ પાટ છોડીને સંયમ ગ્રહણ કરશે અને મોક્ષ લાભ મેળવશે.

નવજાત પુત્રનો ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણી લીધા પછી હવે મદનરેખાને પોતાના મોટા પુત્રની ચિંતા થઈ. વાત વાતમાં તેણે જ્ઞાની મુનિવરને પૂછી જ લીધું:

'ભગવન ! મારા મોટા પુત્રને હું કફોડી સ્થિતિમાં છોડીને આવી છું. હવે જેવું તેનું નસીબ હશે તેવું તો થશે જ પણ જો તમે કૃપા કરો તો હું એની બાબતમાં પણ જાણી શકું.'

મુનિવરે કહ્યું :

' તેનું ભવિષ્ય પણ ચિંતનીય નથી. તારો મોટો પુત્ર ચંદ્રયશ પણ સિદ્ધ, બુદ્ધ, મુકત થશે.'

મુનિનું કથન પૂરું થતાં જ મદનરેખા બોલી :

' પ્રભુ ! હું તો એવો વિચાર કરતી હતી કે, માતા વિના પુત્રનું પાલન કેવી રીતે થશે ? પણ પુણ્યાત્મા અને સુકૃતિ વ્યકિતનું પાલન તેનાં પુણ્ય અને સુકૃત કરે છે. આજે તમારા દર્શનથી મને બધું મળી ગયું. પુત્ર તરફથી પણ નિશ્ચિંત બની ગઇ. ભાઈના હૃદયનું પણ પરિવર્તન થયું અને તેમણે પરસ્ત્રીનો સદાને માટે ત્યાગ કર્યો.

' હવે હું તમારી સામે નિશ્ચય કરું છું કે, હું પણ સંયમ ગ્રહણ કરીને મારું જીવન સફળ બનાવીશ. એ દિવસ કેટલો ધન્ય હશે. જે દિવસે હું સંયમ ધારણ કરીશ. પ્રભુ ! મને વિશ્વાસ છે કે, તમારી કૃપાથી મારો નિશ્ચય એક દિવસ જરૂર પૂરો થશે. પ્રાણીનાં સુકૃત જ તેને મદદ કરે છે, તેથી સુકૃત કરવામાં જ હું મારું જીવન વિતાવીશ.'

---

મદનરેખાના આવા શુભ વિચાર સાંભળીને બધા ધન્ય ધન્ય કહેવા લાગ્યા. મણિપ્રભ વિચારવા લાગ્યા:

'આ સતીના નિશ્ચય આગળ મારા પર દારા ત્યાગનું તો કંઇ મહત્ત્વ નથી. આજે મારા પુણ્યનો ઉદય થવાનો હશે, એટલે જ મને સતીનો સાથ મળ્યો.

મુનિએ મદનરેખાને કહ્યું:

'તને ઠીક લાગે તેમ કર.'

આટલું કહીને મુનિ તો ધ્યાન કરવામાં મગ્ન બની ગયા અને બધા પોતપોતાની જગ્યાએ યથાવત્ બેસી રહ્યા.

° ° °

સારાં-ખરાબ કામમાં હંમેશા બે પ્રકારનાં પરિણામ આવે છે. (૧) પ્રગટ પરિણામ (૨) અપ્રગટ પરિણામ. સામાન્ય રીતે લોકો પ્રગટ કે ભૌતિકવાદી પરિણામને જ જુએ છે પણ જ્ઞાની અને દીર્ઘદૃષ્ટિવાળા માણસો અપ્રગટ અથવા આધ્યાત્મિક પરિણામનો વિચાર કરીને કામ કરે છે.

એવા જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે, આત્મા પરથી કર્મનું આવરણ હટાવી દો તો અપ્રગટ પરિણામ આપોઆપ દેખાશે નહીં તો કર્મથી વીંટળાયેલો આત્મા પારલૌકિક પરિણામને જોવામાં હંમેશાં અશક્તિમાન રહે

છે. જયારે કોઇ ભુકતભોગી એમ કહે છે કે, કૂવામાં પડવાથી હાથ-પગ તૂટી જાય છે તો એ વાત આપણે માની લઈએ છીએ. તેનાથી વિપરીત જે માણસો એમ વિચારે છે કે, કૂવામાં પડીને જ જોઇએ કે કૂવામાં પડવાથી હાથ-પગ તૂટી જાય છે કે કેમ, તેવા માણસો નુકસાન ભોગવે છે.

મહાપુરુષોએ બતાવ્યું છે કે કયા કાર્ય પાપપૂર્ણ છે કે છોડી દેવા જેવાં છે અને કયા કાર્યો આપણા જીવનને ઉન્નત બનાવનારાં છે. પણ જે માણસો મહાપુરુષોના કથનની ઉપેક્ષા કરીને પરિણામનો વિચાર કર્યા વિના કાર્ય કરે છે, તેઓ બંને તરફ ખરાબ પરિણામ ભોગવે છે

માન્યું કે ચોરી કરવાનુ પ્રગટ પરિણામ ધનપ્રાપ્તિ છે. પણ ચોરી કરવાનું અપ્રગટ પરિણામ જેલમાં જવાનું પણ છે જ. પાપકર્મનું ભોગરૂપ પારલૌકિક પરિણામ તો બંને સ્થિતિમાં છે. મહાસતી મદનરેખાના ચરિત્રથી આપણે સારાં-ખરાબ કાર્યોનો બોધ લેવો જોઇએ.

મણિરથે પાપ-પુણ્યનો વિચાર કર્યા વિના નાના ભાઈની વહુ મદનરેખાને પોતાની અંકશાયિની બનાવવાની ઇચ્છા કરી એ ઇચ્છાને કારણે તે એટલો બધો પથભ્રષ્ટ થયો કે તેણે પોતાના જ સહોદર યુગબાહુની પણ હત્યા કરી દીધી. તેનું પ્રગટ પરિણામ એ આવ્યું કે લોકો

તેની ટીકા કરવા લાગ્યા. બધાની નજરે તે ઉપેક્ષિત અને તિરસ્કૃત બન્યો. છેવટે તેનું અકાળ મોત થયું.

તેનાથી વિપરીત પોતાના અંત સમયે યુગબાહુએ મદનરેખાનો ધર્મોપદેશ ગ્રહણ કર્યો. તેણે બધા પર મૈત્રીપૂર્ણ સમભાવ રાખીને પ્રાણ ત્યાગ કર્યો તેનું પ્રગટ પરિણામ એ આવ્યું કે તેનું મોત શાન્તિથી થયું. મણિરથ અને યુગબાહુનું આધ્યાત્મિક પરિણામ શું આવ્યું તે ચતુર્જ્ઞાની મણિપ્રભ વિદ્યાધરના પિતા ચાર જ્ઞાનીના ધારક મુનિ મણિચૂડ જાણતા હતા.

મુનિ મણિચૂડ ધ્યાનમાં મગ્ન હતા. શ્રદ્ધાળુ શ્રોતાઓ તેમની સામે શ્રદ્ધાથી મસ્તક નમાવીને બેઠા હતા. તે વખતે આકાશમાંથી દુંદુભિનો દિવ્ય અવાજ કરતું એક વિમાન ઊતર્યું. તે વિમાનમાંથી એક દેવ નીકળ્યો. તેણે સૌ પહેલાં મદનરેખાને વંદન કર્યું પછી તે ધ્યાનસ્થ મુનિને વંદન કર્યું. દેવનું આ વિપરીત વર્તન જોઈને હાજર રહેલા માણસોને ખૂબ નવાઇ લાગી. વિદ્યાધર મણિપ્રભ વિચારવા લાગ્યો :

'બહેન મદનરેખાના સૌંદર્યથી મોહિત થઈને આ દેવ આચાર અને નિયમ પણ ભૂલી ગયો છે જો બહેનના સૌંદર્યને જોઇને હું થોડો સમય માટે કુમાર્ગી બની ગયો. તો એમાં શું નવાઇ કે, આ દેવ પણ પોતાનો વિવેક ખોઈ બેઠો.'

બીજા લોકો પણ આવા જ વિચાર કરતા હતા :

'આ દેવીના અનુપમ સૌંદર્યને જોઈને જ દેવે તેને પહેલાં વંદન કર્યું અને પછી મુનિને.'

મુનિનું ધ્યાન પૂરું થયું એટલે તેમણે આંખો ખોલી. પોતાના પુત્ર મણિપ્રભ અને અન્ય લોકોના વિચારને જ્ઞાની મુનિ તરત જ જાણી ગયા. બધાની શંકાઓ અને આશ્ચર્યને દૂર કરવાનું યોગ્ય લાગવાથી મુનિએ કહેવાની શરૂઆત કરી :

'તમે લોકો આ દેવ પર ખોટું કલંક લગાડો છો. આ દેવે મદનરેખાને પહેલાં વંદન કર્યું અને મને પછી વંદન કર્યું, તેની પાછળ એક રહસ્ય છે. આ દેવ આ મદનરેખાનો ખૂબ આભારી છે. આ મદનરેખાની કૃપાથી તેને દેવ યોનિ મળી છે જો સતી શિરોમણિએ તેને ઉપદેશ ના આપ્યો હોત તો તે નરકમાં જાત.

બધા શ્રોતા મુગ્ધ ભાવથી મુનિની વાણી સાંભળી રહ્યા હતા. બધાની આતુરતા પ્રબળ બની ત્યારે મણિપ્રભે પૂછ્યું :

'એ રહસ્યને પ્રગટ કરશો તો મોટી મહેરબાની થશે.'

મુનિએ કહ્યું :

'પોતાના પહેલા જન્મમાં આ દેવ મદનરેખાનો પતિ યુગબાહુ હતો. મદનરેખાના સૌંદર્ય પર આસક્ત

થઈને તેના જેઠ અર્થાત્ યુગબાહુના મોટા ભાઈ રાજા મણિરથે પોતાના ભાઈ યુગબાહુના મસ્તક પર ઝેરી તલવારનો ઘા કર્યો.

'યુગબાહુ પડયો પડયો તડપી રહ્યો હતો. અશક્ત હોવા છતાં તેને પોતાના ભાઈ પર ગુસ્સો આવતો હતો. મદનરેખાએ વિચાર્યું કે મારા પતિ જો ભાઈ પ્રત્યે ગુસ્સો રાખીને અને મારા પ્રત્યે રાગ રાખીને રાગ–દ્વેષની ભાવનામાં તડપી તડપીને મરી જશે તો નરકમાં જશે.

'આ દેવીએ પોતાના મરવા પડેલા પતિ યુગબાહુને ધર્મનો ઉપદેશ આપ્યો. પરિણામે યુગબાહુએ સમભાવ અને મૈત્રીભાવથી શાન્તિપૂર્વક જીવ છોડયો. મરતા પહેલાં તેણે પોતાના હૃદયને ધર્મના પાણીથી સ્વચ્છ અને પવિત્ર બનાવી દીધું અને પંચપરમેષ્ઠિનું શરણ લીધું.

'તે કારણે જ તે દેવ રૂપમાં ઉત્પન્ન થયો. તેથી જ તેને દેવનો જન્મ મળ્યો. આ કારણે જ આ દેવે પોતાની ઉપકારી મદનરેખાને મારા પહેલાં વંદન કર્યું.

'દેવને પોતાનો પૂર્વ જન્મ યાદ છે. તેથી તેણે વિચાર કર્યો કે, જે મદનરેખાની કૃપાથી મને દેવભવ મળ્યો છે, તે પોતાના પુર્વ ભવની પત્ની મદનરેખાની મારે મદદ કરવી જોઈએ. કારણ કે દેવ એ જાણતો હતો કે, મદનરેખા પર અનેક મુશ્કેલીઓ આવી શકે છે તેથી તે મદનરેખાને મદદ કરવાના વિચારથી અહીં આવ્યો છે'

મુનિની વાણી સાંભળીને બધા શ્રોતાઓ દેવને પ્રશંસાની નજરથી જોવા લાગ્યા. મણિપ્રભ તો મનમાં ને મનમાં ડરતો પણ હતો. જો આ સતી મને અહીં ના લાવી હોત તો, તેને મારી પટરાણી બનાવવા મેં બળાત્કાર કર્યો હોત તેનું અપ્રગટ પરિણામ તો મારે ભોગવવું જ પડત, તદુપરાંત પ્રગટ પરિણામ એ આવત કે આ દેવ મને છોડત નહીં. ખરેખર આ સતીએ મારા પર બહુ મોટો ઉપકાર કર્યો છે.

ત્યાં હાજર રહેલા લોકોએ આ બધી વાત સાંભળી તેમાંના એક શ્રોતાએ પ્રશ્ન પૂછયો :

'પ્રભુ ! મદનરેખાના જેઠ મણિરથનું શું થયું ? પોતાના ભાઈ યુગબાહુની હત્યા કર્યા પછી, તેણે શું કર્યું ? કૃપા કરીને એ વાત પણ સંભળાવો.'

મુનિએ કહેવાનું શરૂ કર્યું :

'મણિરથ જ્યારે તલવારનો ઘા કરીને બહાર જવા લાગ્યો ત્યારે યુગબાહુના ચોકીદારોએ તેને ચારે બાજુથી ઘેરી સાથે ઘેરી લીધો. ચોકીદારો અને યુગબાહુના સામંતો એટલા બધા ગુસ્સામાં હતા કે, તેને મારી જ નાખત; પણ મદનરેખાએ સૈનિકોને ઉપદેશ આપ્યો કે, પાપનો બદલો પાપથી લેવો અયોગ્ય છે લોહીથી તરબોળ કપડું લોહીથી સાફ કરી શકાતું નથી. મણિરથને છોડી દો.'

સામંતોએ મણિરથને છોડી દીધો. પછી મદનરેખા

પોતાના તડપતા પતિ યુગબાહુને ધર્મનો ઉપદેશ આપવા બેસી ગઈ.

આ તરફ મણિરથ જ્યારે સામંતોના હાથમાંથી છૂટયો, ત્યારે તેને ખૂબ દુઃખ થયું. તે પશ્ચાત્તાપના અગ્નિમાં બળવા લાગ્યો. અને દુઃખથી ગળવા લાગ્યો. મણિરથનું હૃદય દુ:ખથી ચીસો પાડતું હતું. તે વ્યગ્ર બની ગયો હતો. અને બડબડાટ કરતો હતો :

'આ મેં શું કર્યું ? મને આ શું સૂઝયું ? જે ભાઈ હમેશા મારી આજ્ઞાની રાહ જોવામાં સદા મારા મુખ તરફ જોઈ રહેતો, જે મને પિતા સમાન માનતો હતો, જેને મેં કેટલી હોંશ અને પ્યારથી એક દિવસ યુવરાજ બનાવ્યો હતો. આજે એ જ ભાઈનું મેં ખૂન કરી નાખ્યું. મેં સતી મદનરેખા તરફ ખરાબ નજરથી શા માટે જોયું ? મારી આંખો પર પડદો કેમ પડી ગયો હતો ? હવે હું જીવતો નહિ રહું. મારું મુખ કોઈને પણ બતાવીશ નહીં.

મણિરથનો ઘોડો ભાગી છૂટયો હતો. લોહીથી તરબોળ તલવાર તેના હાથમાં હતી. તે તલવારથી આત્મહત્યા કરવા માગતો હતો.

# નમિરાજ

મણિરથ આત્મહત્યા કરવાની તૈયારી કરતો હતો. તે વખતે વીરસિંહ નામનો એક રાજપુરુષ તેને મળ્યો. જ્યારે સામંત લોકો યુગબાહુની અંતિમ વિધિની વ્યવસ્થામાં પડયા હતા, ત્યારે તક જોઈને મદનરેખા જંગલમાં ભાગી ગઈ હતી. પાછળથી મદનરેખાની શોધ ચાલી.

જ્યારે મદનરેખા ના મળી ત્યારે સામંતોએ વિચાર્યું કે, ગર્ભવતી હોવાને કારણે શકય છે કે તે મહેલમાં ચાલી ગઈ હોય. વીરસિંહ નામનો રાજપુરુષ મદનરેખાની તપાસ કરવા મહેલ તરફ જતો હતો. તે વખતે તેને રસ્તામાં પશ્ચાત્તાપને કારણે બડબડાટ કરતો મણિરથ મળ્યો.

વીરસિંહે જોયું કે મણિરથ પસ્તાવાને કારણે વ્યાકુળ બની ગયો છે. મણિરથને આત્મહત્યા કરવા તૈયાર થયેલો જોઈને વીરસિંહે તેનો હાથ પકડી લીધો અને કહેવા લાગ્યો :

'મહારાજ ! એક પાપ કર્યા પછી બીજું પાપ કરવાનું શું યોગ્ય છે ? તમે ભાઈના ખૂનનું પાપ તો કર્યું જ છે, હવે આપઘાતનું બીજું પાપ શા માટે કરો છો ?

પાપ તો તમારાં આત્માએ કર્યું છે અને સજા તમે તમારા શરીરને કરો છો. તમારા કાર્યનો તમને પસ્તાવો થાય છે, માટે તમે તમારા ભત્રીજા અને યુગબાહુના પુત્ર ચંદ્રયશની ક્ષમા માગો. ચંદ્રયશ ઉદાર અને ધર્માત્મા છે. તેઓ તમને જરૂરથી ક્ષમા આપશે.'

જવાબમાં મણિરથે કહ્યું :

'વીરસિંહ ! હું કયા મુખથી ક્ષમા માગું ? મેં ચંદ્રયશના પિતા યુગબાહુનું ખૂન કર્યું છે. પોતાના પિતાનો ઘાત કરનારાને ચંદ્રયશ કદાપિ માફ ના કરે. અત્યારે તો મને મરવા જ દો. મરવાથી જ મારું પ્રાયશ્ચિત્ત થશે.

'મદનરેખાએ મને સૈનિકોની ચુંગાલમાંથી છોડાવીને ક્ષમા આપી. એ જ રીતે ચંદ્રયશ પણ મને તેના પિતાની જેમ ક્ષમા કરી દેશે પણ મારામાં આ પાપી હૃદય લઈને તેની સામે જવાની હિંમત નથી. વીરસિંહ ! હું ક્ષત્રિય છું. હુ ચંદ્રયશની સામે લાચાર બનીને કેવી રીતે જઈ શકું ? હું એને કેવી રીતે કહી શકું કે, મેં તારા પિતાનો ઘાત કર્યો છે. મને ક્ષમા આપ, મને જીવવા દે, આવા શબ્દો કેવી રીતે બોલી શકું ?

'ન મરવા માટે હું લાચાર કેવી રીતે બની શકું ? સાચો ક્ષત્રિય લાચારીને બદલે મોતને વધુ પસંદ કરશે, પણ લાચાર બનીને જીવવાનું નહીં ઈચ્છે. જે તલવારથી

મેં મારા ભાઈની હત્યા કરી છે, તે જ તલવારથી હું પણ મરી જઈશ તમે મને મરવા દો. રોકશો નહીં.'

એમ કહીને મણિરથ મરવા માટે તૈયાર થઈ ગયો. તેણે મરવા માટે તલવાર ઊંચી કરી કે તરત જ વીરસિંહે બળપૂર્વક તેના હાથમાંથી તલવાર લઈ લીધી. પછી વીરસિંહે મણિરથને કહ્યું :

'તમે અહીં જ રહેજો. હું ચંદ્રયશને લઈને અહીં આવું છું. ચંદ્રયશ પોતે આવીને તમારા પગમાં પડશે અને તમને તેની સાથે લઈ જશે '

વીરસિંહ મણિરથને છોડીને આગળ ચાલ્યો. મણિરથ જંગલમાં ભાગી ગયો. ઘનઘોર અંધારી રાતે મણિરથ નાની કેડી દ્વારા જંગલમાં જવા લાગ્યો. મણિરથ બેભાન માણસની જેમ બડબડતો જંગલમાં આગળ વધી રહ્યો હતો

ચારે બાજુ ઘેરો અંધકાર છવાયેલો હતો. મણિરથનો પગ એક ઝેરી નાગ પર પડયો ગુસ્સે થયેલા નાગે મણિરથના પગ પર ડંખ માર્યો. મણિરથ પર ઝેરની ઝડપી અસર થઈ તેના આખા શરીરમાં ઝેર ફેલાઈ ગયું. ઝેરની અસરથી મણિરથની વિચારધારા બદલાઈ ગઈ. ભાઈનો ઘાત કરવાથી તેના મનમાં જે પસ્તાવાની લાગણી હતી, તે બદલાઈ ગઈ. હવે મણિરથ વિચારવા લાગ્યો :

'હું પણ કેવો ગાંડો છું કે યુગબાહુની હત્યા માટે

દુઃખી થઈ રહ્યો છું. યુગબાહુની હત્યા કરીને મેં કંઈ પણ અયોગ્ય નથી કર્યું. મેં જે કર્યું છે, તે ક્ષત્રિયને યોગ્ય જ કર્યું છે. સામાન્ય માણસો પોતાની ઈચ્છાઓને દાબી દે છે. તેવા લોકો તેને પૂર્ણ કરવા માટે પ્રયત્ન કરતા નથી. પણ વીર અને ક્ષત્રિય પુરુષો દરેક મુશ્કેલીને પાર કરીને પોતાની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ કરે જ છે

'હું મદનરેખાને પ્રેમ કરુ છું. મદનરેખા પણ મને પ્રેમ કરે છે. મદનરેખાને મેળવવામાં યુગબાહુ બાધક હતો. તેથી મે યુગબાહુને મોતનો મહેમાન બનાવી દીધો. હવે જો ચંદ્રયશ પણ મારા માર્ગમા વચ્ચે આવશે તો તેની પણ એ જ દશા થશે, જે દશા તેના પિતા યુગબાહુની થઈ છે.

'યુગબાહુની હત્યા પછી મદનરેખાએ જ મને તેનો આધાર માન્યો છે. એટલે જ તેણે મને સામંતોની ચુંગાલમાંથી છોડાવ્યો. તો શું મદનરેખા હવે અહીં આવીને મને નહીં બચાવે? જરૂર બચાવશે. તેથી જ તો પતિનું ખૂન થયા પછી તે રાજમહેલમાં ગઇ નથી. તે સીધી અહીં જંગલમા જ આવી છે. મદનરેખા! તું કયાં છે? તારો પ્રેમી મણિરથ અહીં તારી રાહ જોઇ રહ્યો છે. તું જલદી આવ....'

મણિરથ પર ઝેરની અસર વધતી જતી હતી. છેવટે તેનો બડબડાટ બંધ થઇ ગયો. જીભ અચકાવા લાગી.

છેવટે તે હંમેશને માટે ચાલી નીકળ્યો '

આ રીતે મણિરથના મૃત્યુનું વર્ણન કરતાં મુનિએ આગળ કહ્યું :

'અંત સમયે મરનારની જેવી બુદ્ધિ હોય છે, તેવી ગતિ થાય છે. યુગબાહુએ અંત સમયે પોતાના હૃદયમાં ધર્મની સ્થાપના કરી હતી. પંચપરમેષ્ઠિનુ શરણુ લીધું હતું અને બધાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભર્યો સમભાવ રાખ્યો હતો. એ કારણે તેને દેવ-ભવ મળ્યો.

'તેનાથી ઊલટું મણિરથની બુદ્ધિ રાગ-દ્વેષથી ભરેલી હતી. યુગબાહુની હત્યા પછી તરતમા તો તેના મનમાં ભાઈનો ઘાત કરવા માટે પસ્તાવો હતો અને દુઃખ હતું જો એ ભાવના સાથે તેણે જીવ છોડયો હોત, તો તેનો નરકવાસ ટળી જાત. પણ નાગના ડંખ પછી તેની બુધ્ધિ બદલાઈ ગઈ. ભાઈની હત્યા તેને યોગ્ય લાગી. પોતાના ભત્રીજા ચંદ્રયશને મારવાનો તેણે સંકલ્પ કર્યો. નાના ભાઈની વહુ સતી મદનરેખામાં આસક્ત થયો એ કારણે મૃત્યુ પછી તેને ધૂમપ્રભા નામનું પાંચમું નરક મળ્યું.

આ તરફ મણિરથનું મૃત્યુ થયું. બીજી તરફ વીરસિંહે ચંદ્રયશને મણિરથની સંપૂર્ણ વાત કરી. મણિરથનું દુઃખ અને પશ્ચાત્તાપ સાંભળીને ચંદ્રયશે વિચાર કર્યો :

'પિતા પરલોક ગયા. મા કોણ જાણે કયાં ગઈ

* ૭

હશે. હવે મોટા કાકા જ બાકી રહ્યા છે. જો તેઓ પણ આપઘાત કરશે, તો હું પૂરેપૂરો અનાથ બની જઈશ. મારા મોટા કાકા મણિરથ ધર્માત્મા, વીર-ધીર પુરુષ છે. જો એમ ના હોત તો તેમને કદાપિ આટલું દુઃખ ન થાત. તેઓ ચોક્કસ મારી વિનતિ માનશે. હવે તેમને મનાવીને લઈ આવું મારે માટે એ જ ધર્મ છે.'

આવો વિચાર કરીને ચંદ્રયશ વીરસિંહ તથા બીજા સામતોને લઈને મણિરથને લેવા માટે ગયો પણ જયાં આગળ વીરસિંહને મણિરથ મળ્યો હતો, ત્યાં આગળ મણિરથ હતો નહીં. વીરસિંહ, ચંદ્રયશ તથા બીજા પ્રધાનો મણિરથને જંગલમાં શોધવા લાગ્યા. છેવટે તેમને મણિરથનું શબ મળ્યું.

ચંદ્રયશ મોટા કાકા મણિરથના શબને વળગીને રડવા લાગ્યો તેના કરુણ વિલાપથી બધાની આંખમાં આંસુ આવી ગયાં. છેવટે સામંતોએ ચંદ્રયશને દિલાસો આપ્યો ચંદ્રયશનો શોક ઓછો થયો. પછી બધા રાજ-પુરુષ મણિરથના શબને લઈ આવ્યા. બધાએ યુગબાહુ અને મણિરથના શબનો અગ્નિસંસ્કાર કર્યો. તે પછી મૃત્યુ બાદ કરવાની બધી વિધિ કરી.

દરબારીઓ તથા પ્રજાના આગ્રહથી ચંદ્રયશ રાજા બન્યો. હવે તે રાજસિંહાસન પર બેસીને પ્રજાપાલન તો કરે છે, પણ તેનું હૃદય આત્મીય માણસોના વિયોગથી દુઃખી છે. પોતાના પિતા અને મોટા કાકાના મરણને તો

તે સમય જતા ભૂલવા લાગ્યો છે, પણ માતા મદનરેખાના ખોવાઈ જવાનું તેને ખૂબ દુઃખ છે. હવે તે ખૂબ તત્પરતાથી મદનરેખાની શોધ કરાવી રહ્યો છે.'

મુનિની વાણી પૂરી થઈ. બધા લોકોએ કર્મના પારલૌકિક અથવા અપ્રગટ પરિણામને પ્રત્યક્ષ રૂપે જોયું. બધા વિચાર કરવા લાગ્યા કે, આપણે તો અજાણતાં યોગ્ય-અયોગ્યનો વિચાર કર્યા વિના જ કર્મ કરીએ છીએ. ખરાબ કાર્યનું ખરાબ ફળ ભોગવવું જ પડે છે. આ જોઈને બધાનાં હૃદય ધ્રૂજી ઊઠયાં. વિદ્યાધર મણિપ્રભ નીચું મસ્તક રાખીને મદનરેખાનાં ગુણગાન કરવા લાગ્યો :

'હે દેવી! તમે મને નરકમાં જતાં બચાવી લીધો. તમે ના બચાવ્યો હોત તો, મારી દશા પણ મણિરથ જેવી જ હોત.'

મદનરેખા પણ મણિપ્રભનાં વખાણ કરવા લાગી:

'હે ભાઈ! તમે મને મરતાં બચાવી વળી મુનિનાં દર્શન કરાવીને તો મારું જીવન સફળ બનાવી દીધું. મુનિની મહેરબાનીથી જ હું મારા નવા જન્મેલા પુત્રનું ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકી અને....'

ત્યાં હાજર રહેલા દેવે મદનરેખાનું બોલવાનું પૂરું થાય તે પહેલાં જ મદનરેખાને અટકાવી દીધી અને કહ્યું:

'તમે બંને એકબીજાનાં વ્યર્થ વખાણ કરો છો.

ખરેખર વખાણ તો તમારે મુનિનાં કરવાં જોઈએ મુનિ-દર્શન અને મુનિના ઉપદેશથી જ મણિપ્રભ પર સાત્વિક પ્રભાવ પડયો છે. તેનાથી જ તેની કુબુદ્ધિ બદલાઈ છે. મુનિની મહેરબાનીથી જ મદનરેખાના સતીત્વનું રક્ષણ થયું છે. મદનરેખાએ પોતાના ધર્મોપદેશ દ્વારા અંત સમયે મને જે જ્ઞાન આપ્યું. તે પણ તેને શ્રમણ સ્ત્રી-પુરુષો દ્વારા મળ્યું હતું. મુનિજનો પાસેથી મેળવેલું જ્ઞાન જ તેણે મને આપ્યું હતું. તેથી આપસમાં વખાણ ન કરતાં મુનિનાં ગુણગાન ગાઓ. ભવિષ્યમાં પણ મુનિ અને મહાત્માઓને વંદન કરો, તેમની સેવા કરો, તો જ આપણા બધાનું કલ્યાણ થશે. મહાત્માઓનાં કૃપાથી જ આપણે ધર્મ-માર્ગના મુસાફર બની શકીએ છીએ.'

દેવની યોગ્ય વાણી સાંભળીને મણિપ્રભ અને મદન-રેખા ખૂબ ખુશ થયાં. મુનિએ સભા વિસર્જન કરી. મણિ-પ્રભ પોતાના વિમાનમાં બેસીને પોતાના રહેવાના સ્થળે વૈતાઢય પર્વત તરફ ચાલ્યો ગયો. જ્યારે બધા ચાલ્યા ગયા ત્યારે દેવે મદનરેખાને કહ્યું :

'દેવી! મારા પર તમારા અનંત ઉપકાર છે. અંત સમયે તમે મને જે ઉપદેશ આપ્યો, તેના પરિણામે જ મને દેવ-ભવ મળ્યો છે. આમ તો હું તમારા ઋણમાંથી કદાપિ છૂટી શકવાનો નથી, છતાં પણ મારી ઇચ્છા સેવા કરવાની છે. તમારી થોડી સેવા કરવાથી પણ મને શાન્તિ

મળશે. તમારે હવે ક્યાં જવાનું છે? તમે જ્યાં જવાની આજ્ઞા આપો, ત્યાં હું તમને લઈ જઉ.'

મદનરેખાએ કહ્યું :

'હવે હું બધી ઝઝટમાંથી છૂટી ગઈ છુ. મોટો પુત્ર પણ રાજા બનીને પ્રજા-પાલન કરી રહ્યો છે. નાનો પુત્ર મિથિલામાં સુખેથી મોટો થાય છે. હવે મારા મનમાં સંયમ ધારણ કરી લેવાનો વિચાર આવે છે. સંયમ ધારણ કરતાં પહેલાં એક વખત હું મારા નાના પુત્રને જોવા માગું છું. તેથી તમે મને મિથિલાપુરી લઈ ચાલો. ત્યા પુત્રનાં દર્શન કરીને હુ પ્રવ્રજ્યા લેવા માગુ છું'

દેવે મદનરેખાને વિમાનમાં બેસાડી અને વિમાનને મિથિલાપુરીના માર્ગે વાળ્યું. વિમાનમાં મદનરેખા વિચારતી હતી :

'મિથિલાપુરી ભગવાન મલ્લિનાથની જન્મભૂમિ છે. ત્યાં ઘણી-બધી સાધ્વીઓ હશે. પુત્રનાં દર્શન કર્યા પછી હું સાધ્વીઓનો સત્સંગ કરીશ અને છેવટે સંયમ ધારણ કરીશ.'

મદનરેખાને વિચારમાં પડેલી જોઈને દેવ વિચારતો હતો :

'મારુ વિમાન દિવ્ય વિમાન છે. તેની અંદર-બહારની સજાવટ પણ જોવાલાયક છે. તેની અંદર વિવિધ પ્રકા-

રનાં દિવ્ય તેજનાં રત્ન જડેલાં છે. પણ મદનરેખા આ વિમાનની શોભા નથી જોતી. વિમાનમાં તે અનાસક્ત ભાવથી બેઠી છે. આ દિવ્ય વિમાનની તેના પર કોઇ અસર થતી નથી '

મદનરેખાના આ અનાસકત અને નિસ્પૃહી ભાવને જોઇને દેવને ખૂબ નવાઇ લાગી. તે પોતાના આશ્ચર્યને રોકી શકયો નહીં. તેથી તેણે મદનરેખાને પૂછયુ :

'દેવી! આ દિવ્ય વિમાનમાં તમે પહેલી વખત જ બેઠાં છો, છતાં પણ તમે નીચી દૃષ્ટિ રાખીને અનાસક્ત ભાવથી એવી રીતે બેઠાં છો, જાણે વિમાનમા તમે બેઠાં છો એનું ભાન જ ના હોય! મનને મોહી લે તેવી વસ્તુઓ વિમાનમાં લાગેલી છે. તમે તેના તરફ આંખ ઊંચી કરીને જોયું પણ નથી તેનું શુ કારણ છે?'

દેવનો પ્રશ્ન સાંભળીને મદનરેખા હસી પડી. તેણે કહ્યું :

'તમે એના મૂળને જોતા નથી. વિચાર કરો કે, આ વિમાન તમને કોણે આપ્યું? તે તમને કયાંથી મળ્યું? યાદ કરો કે તમારા મોટાભાઈ રાજા મણિરથે તમારા મસ્તક પર ઝેર પાયેલી તલવારનો ઘા કર્યો હતો તે વખતે તો તમે ભાઇના કૃત્યથી ખૂબ ગુસ્સે થયા હતા.

'ગુસ્સાના એ જ આવેશમાં તમારું મૃત્યુ થયું હોત

તો તમને આ વિમાન મળત ? પણ અંત સમયે તમે ધર્મને ધારણ કર્યો. તેથી જ તમને આ વિમાન મળ્યું. દેવ-ભવ અને દૈવી વિમાનનું મૂળ ધર્મમાં છે. ધર્મને લીધે જ તમે દૈવી વિમાન મેળવી શકયા છો. હવે તમે જ બતાવો કે હું આ વિમાનને જોઉં કે તેના ધર્મને જોઉં. ધર્મના ફળસ્વરૂપે જ તમને આ વિમાન મળ્યું છે.

'મારા હૃદયમાં વિમાન પ્રત્યે કોઇ આકર્ષણ નથી. મને તો એ ધર્મ પ્રત્યે આકર્ષણ છે, જેના પ્રતાપે તમને આ વિમાન મળ્યું છે. હું તો તમને પણ એ જ કહું છું કે, આ વિમાનને મેળવી ધર્મને ભૂલશો નહીં. જો કે તમે દેવ હોવાને કારણે ક્રિયાત્મક ધર્મ કરી શકતા નથી, પણ ભાવનાત્મક ધર્મનું પાલન તો કરી જ શકો છો.

'તમારી ભાવનાથી ધર્મ-પાલનમાં જો તમે આળસ કરશો, તો આ વિમાન તમારી પાસે રહેશે નહીં. જેણે તમને વિમાન આપ્યું છે, તે ધર્મનો પાલવ કદાપિ છોડશો નહી. નહીં તો વિમાન પણ હાથમાંથી જશે અને તમારી દુર્ગતિ પણ થશે.'

મદનરેખાની વાણી સાંભળીને દેવ તો જાણે ઊંઘ-માંથી જાગી ઊઠયો. તે બોલ્યો :

'દેવી ! તમે તો આ વખતે પણ મને પતનના માર્ગેથી બચાવી લીધો. હવે હું મારી ભાવનામાં કદાપિ કોઇ અધર્મ કે ખરાબ વિચારને સ્થાન નહીં આપું.'

દેવે વારંવાર મદનરેખાને ધન્યવાદ આપ્યા. મદનરેખા અને દેવ વચ્ચે પરસ્પર વાતો થવા લાગી. જ્યારે યુગબાહુની અંતિમ વિધિ કરવામાં બધા સામંત વ્યસ્ત હતા, ત્યારે મદનરેખા બધાની નજર ચુકાવીને જંગલમાં નાસી આવી હતી. તે પછી પુત્ર–જન્મ, સરોવરમાં સ્નાન, હાથી દ્વારા આકાશમાં ઉછાળાવું, વિદ્યાધર મણિપ્રભ દ્વારા તેનું રક્ષણ એ બધા પ્રસંગો મદનરેખાએ પોતાના દેવ–ભવ પ્રાપ્ત કરેલા પતિ યુગબાહુને કહી સંભળાવ્યા.

આ રીતે વાતો કરતાં કરતાં મિથિલાપુરી દેખાઇ. દેવે મદનરેખાને પૂછ્યું :

'દેવી ! મલ્લિનાથ ભગવાનની જન્મભૂમિ મિથિલાપુરી નજીકમાં જ છે. હું પહેલાં તમને તમારા પુત્ર પાસે લઈ જઉં કે સાધ્વીઓ પાસે ?'

મદનરેખાએ વિચાર કરીને જવાબ આપ્યો :

'હું પુત્રને જોવાની ઈચ્છાથી અહીં આવી હતી પણ હવે મને સ્પષ્ટ રીતે સમજાય છે કે મારા શીલવ્રતનું તથા મારા પુત્રનું રક્ષણ ધર્મને કારણે જ થયું છે. એ ધર્મ મને સતી–સાધ્વીઓ પાસેથી જ મળ્યો છે. મેં તમને જે ધર્મ સંભળાવ્યો હતો, તે બધો સતીઓનો જ પ્રતાપ હતો. પુત્ર મારા આત્માનું કલ્યાણ કરી શકવાનો નથી. તેથી સંપૂર્ણ વિચાર કર્યા પછી હું એવા નિશ્ચય પર

આવી છું કે, તમે મને પહેલાં સતીઓ પાસે જ લઈ જાઓ.'

મદનરેખાની ધર્મપ્રિયતા જોઈને દેવ ખૂબ ખુશ થઈ ગયો. તે તેને સતી સુદર્શના નામની આર્યિકાની જગ્યાએ લઈ ગયો. સતી સુદર્શનાનાં દર્શનથી મદનરેખાને ખૂબ સાત્વિક આનંદ થયો. વંદન કર્યા પછી મદનરેખાએ સતી સમક્ષ પોતાના મનનો વિચાર પ્રગટ કર્યો :

'હે જગતકલ્યાણકારિણી દેવી! તમારા શ્રીમુખે કેવલી-ભાષિત ધર્મનો ઉપદેશ સાંભળવાની મારી ઈચ્છા છે.'

સતીએ તેની ઈચ્છા પૂરી કરી. દેવ અને મદનરેખા ઉપદેશથી પ્રભાવિત થયા. મદનરેખા પર બોધની અસર થઈ અને તેણે સતી સુદર્શનાને કહ્યું :

'તમારો ધર્મબોધ સાંભળીને મારા મનમાં સંયમ લેવાની ઈચ્છા જાગી છે. તમે મને દીક્ષા આપો.'

મદનરેખાની સંયમ ધારણ કરવાની ભાવના ખૂબ ઉત્કટ હતી. હવે તે પુત્રને જોવા જવાની ઈચ્છા પણ રાખતી ન હતી. તેના આવા નિશ્ચયને જાણીને દેવ બોલ્યો :

'સતી મદનરેખા! પુત્રનાં દર્શન કરવાની તમને કામના છે. એ કામના પૂરી કર્યા વિના સંયમ ધારણ કરશો તો તે અતૃપ્ત કામના તમને સંયમ-પાલનમાં બાધક બનશે. જાણકારોનું કહેવું છે કે, સંયમ લેતા

પહેલાં પોતાની કામનાઓ (પૂર્ણ કરીને અથવા ત્યાગ કરીને) સમાપ્ત કરી નાખવી જોઈએ. તેથી એક વખત પુત્રનાં દર્શન કરવામાં શો દોષ છે?'

દેવનું કથન સાંભળીને મદનરેખાએ કહ્યું :

'પુત્રનું દર્શન કરવાથી અને હાનિ થવાની શકયતા છે પુત્રને જોઈને જો મારા મનમાં વાત્સલ્ય-ભાવ જાગી જાય અને હું મારી જાતને કાબૂમાં ના રાખી શકું તો રહસ્ય ખુલ્લુ થઈ જવાનો ડર છે. રાજા પદ્મરથ અને તેમની રાણી જયારે આ જાણી લેશે કે હું તેની જન્મ આપનારી મા છું, તો તે પુત્રને પૂર્ણ રીતે પ્યાર આપી શકશે નહીં. એ રીતે પુત્રનું પણ અહિત થાય અને મારું પણ અહિત થાય.

'જો એને જોઈને મારા મનમાં એટલું મમત્વ જાગી જાય કે, હું સંયમ જ ના રાખી શકું, તો કેટલો મોટો અનર્થ સરજાઇ જાય. મુનિના કથન પ્રમાણે પુત્ર આનંદથી પોષણ પામી રહ્યો છે. મને તો તેમાં જ સુખ અને સંતોષ છે. દરેક પ્રાણી પોતાનાં પૂર્વ જન્મના પુણ્યોથી જ રક્ષણ મેળવે છે. તેથી તમે મને સંયમ અપાવીને મારા ધર્મમાં મદદ કરો

'તમે જેમ કહ્યું તે રીતે હવે મારા મનમાં પુત્ર-દર્શનની કોઈ કામના નથી. તેથી સંયમનું પાલન કરવામાં કોઈ બાધા આવશે નહીં. સતીનાં દર્શન કર્યા પહેલાં

મારા મનમાં એ કામના જરૂર હતી. ત્યારે મને હતું કે, જે પુત્રને જન્મ આપ્યા પછી ઝાડની એક ડાળીએ લટકાવીને આવી હતી, તેને એક વખત જોઈ લઉં. પણ હવે એવો વિચાર નથી. હવે તો કોઇ પણ રીત સંયમ અપાવો.'

મદનરેખાની આધ્યાત્મિક જાગૃતિ અને દઢતા જોઈને દેવ અને સતી સુદર્શના બન્ને પ્રભાવિત થયાં. સતી સુદર્શનાએ મદનરેખાને દીક્ષા આપી. સતી શિરોમણિ મદનરેખાનું નામ સતી સુવ્રતા રાખવામા આવ્યું. દેવે સતી સુદર્શના તથા સતી સુવ્રતાને વંદન કર્યા. પછી પોતાના વિમાનમા બેસીને દેવલોકમાં ચાલ્યો ગયો

સતી સુવ્રતા પોતાની ગુરુ સતી સુદર્શનાની સેવા કરતાં કરતાં અડગ શ્રદ્ધાથી સંયમનું પાલન કરવા લાગી અને ધર્મના માર્ગે તીવ્રતાથી આગળ વધવા લાગી.

o o o

સુદર્શનપુરમાં ચંદ્રયશ ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરતો હતો. ચંદ્રયશે મદનરેખાની ખૂબ શોધ કરી. મદનરેખા ક્યાંય મળી નહીં એટલે નિરાશ થઇને તે બેસી ગયો તેને ખાતરી થઈ ગઈ કે, હવે મા મળશે નહીં. નસીબને કદાચ એ જ મંજૂર હશે.

રથરથ પોતાના પુત્ર નમિરાજનું પાલન-પોષણ પાંચ ધાવ-માતા રાખીને કરાવવા લાગ્યો. જ્યારે નમિરાજ થોડો મોટો થયો તો અઢાર દેશની ધાવ-માતાઓ તેની દેખભાળ

કરવા લાગી. દેશ-વિદેશની ધાવ-માતાઓ વચ્ચે રહેવાને કારણે નમિરાજ અઢાર દેશોની રહેણી-કરણી, રીત રિવાજ અને આચાર-વિચારથી માહિતગાર થઇ ગયો.

આગળ જતાં તે બધી કલાઓ અને વિદ્યાઓમાં પૂર્ણ નિષ્ણાત અને પારંગત થયો આ રીતે યોગ્ય ગુરુ અને આચાર્ય પાસેથી વિદ્યા મેળવીને નમિરાજ જ્યારે યુવાન થયો ત્યારે રાજા પદ્મરથે કુલીન, ગુણવતી અને રૂપાળી રાજકન્યાઓ સાથે તેનું લગ્ન કરાવ્યું.

રાજા પદ્મરથે જોયું કે તેનો પુત્ર બધી રીતે યોગ્ય છે. તેથી તેણે રાજપાટ પુત્ર નમિરાજને સોંપી દીધું. પોતે પ્રવ્રજ્યા લઇને શુધ્ધ સંયમનું પાલન કરવા લાગ્યો. છેવટે શરીરનો ત્યાગ કરીને તેણે સિધ્ધ પદ પ્રાપ્ત કર્યું.

ચંદ્રયશ અને નમિરાજ-બને સહોદર ભાઇ હતા. બન્નેના પિતા યુગબાહુ અને માતા મદનરેખા હતી. પણ બન્ને આ રહસ્યથી અજાણ હતા. મુનિ મણિચૂડ અને તેમની ધર્મસભાના શ્રોતા-વિદ્યાધર મણિપ્રભ, મદનરેખા અને દેવ, એમના સિવાય આ રહસ્યને કોઇ જાણતું ન હતું. બીજા બધાની દૃષ્ટિએ નમિરાજ પદ્મરથનો પુત્ર અને મિથિલાનો શાસક હતો. અને ચંદ્રયશ યુગબાહુનો પુત્ર અને સુદર્શનપુરનો રાજા હતો.

૦ ૦ ૦

ધર્મવીર જયારે પોતાના ધર્મમાં મગ્ન બની જાય છે અને ધર્મના ઉલ્લાસમાં આનંદિત થાય છે ત્યારે તે હસતો-

હસતો પ્રાણનું બલિદાન આપી દે છે. મુનિ કૌશલ અને ધર્મરુચિ તેના સાક્ષી છે.

દાનવીર જ્યારે આપવાના ઉત્સાહમાં હોય છે ત્યારે પોતાનું સમસ્ત રાજપાટ આપી દે છે. સૂર્યવંશી નરશ્રેષ્ઠ હરિશ્ચંદ્ર તેનું ઉદાહરણ છે. યુધ્ધવીર જ્યારે ઉત્સાહમાં આવી જાય છે ત્યારે નાની સરખી વસ્તુ માટે પણ પ્રાણની બાજી લગાવી દે છે

સુદર્શનપુરનો રાજા ચંદ્રયશ અને મિથિલાપુરીનો રાજા નમિરાજ બન્ને યુધ્ધવીર હતા. બન્ને પોતાની ઈજ્જત આબરૂ પર મરી ફિટનારા ક્ષત્રિય હતા એક વખત એક હાથી તેમની પ્રતિષ્ઠાનો પ્રશ્ન બની ગયો હાથીને પાછો મેળવવાના પ્રશ્ન પર બન્ને વચ્ચે યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયો

રાજા નમિરાજને ત્યાં એક વિશાળ કાયાવાળો સાક્ષાત્ કાજળના પર્વત જેવો સુંદર હાથી હતો. એક દિવસ તે હાથી ઉન્મત્ત બની ગયો અને ગજશાળામાથી છૂટીને ભાગી નીકળ્યો રાજા નમિરાજના કુશળ મહાવતો અને સૈનિકોએ હાથીને વશ કરવા માટે તેનો પીછો પકડયો.

હાથી જંગલમાં ભાગી ગયો. મહાવત અને સૈનિકોના બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. બધા હાથ ઘસતા પાછા ફર્યાં. આ તરફ ઉન્મત્ત બનેલો હાથી દોડતો દોડતો સુદર્શનપુર રાજ્યની સરહદમાં આવી પહોંચ્યો. ત્યાં તે તોફાન કરવા લાગ્યો.

હાથી દ્વારા હેરાન થયેલા લોકોએ રાજા ચંદ્રયશ પાસે રક્ષણ માટે મદદ માગી. પોતાના માણસો અને મિલકતની હાનિથી ગુસ્સે થયેલો ચંદ્રયશ કુશળ મહાવતો અને સૈનિકોને લઇને પહોંચી ગયો, જ્યાં હાથી તોફાને ચડયો હતો. ચંદ્રયશે ચારે બાજુથી હાથીને ઘેરી લીધો.

આ સમય દરમિયાન હાથીનો મદ ઊતરી ચૂકયો હતો, તેથી તે પાળેલી ગાયની જેમ સહેલાઈથી રાજાના વશમાં આવી ગયો. ચંદ્રયશ તેને પોતાની સાથે લઈ આવ્યો. હવે તે હાથી રાજા ચંદ્રયશની ગજશાળાની શોભા વધારવા લાગ્યો હાથી વિશાળ અને દીર્ઘ શરીર-વાળો હતો. વળી જોવામાં અતિ ભવ્ય, આકર્ષક અને સુંદર પણ હતો.

આવા સુંદર હાથીને મેળવીને ચંદ્રયશ પોતાના ભાગ્યને વખાણતો હતો. કોઇ કોઇ વખત આ હાથી પર બેસીને તે નગરમાં ફરવા નીકળતો, ત્યારે એવું લાગતું જાણે સાક્ષાત ઈન્દ્ર ઐરાવત પર બેસીને ના જઇ રહ્યો હોય! ચંદ્રયશને એ ખબર ન હતી કે આ હાથી કયાંથી આવ્યો છે. તે તો એમ જ વિચારતો કે, મારા નસીબે જ મારા માટે આ સુંદર હાથી મોકલ્યો છે.

રાજા નમિરાજના સેવકો હાથીની શોધ કરી જ રહ્યા હતા. એક દિવસ તેમણે જાણકારી મેળવી લીધી કે,

હાથી સુદર્શનપુરના રાજા ચંદ્રયશની ગજશાળામાં છે. સેવકોએ રાજા નમિરાજને કહ્યું.

'મહારાજ! આપણો ગજરાજ રાજા ચંદ્રયશની ગજશાળાની શોભા વધારી રહ્યો છે.'

આટલું સાંભળતાં જ નમિરાજાનો ગુસ્સો સાતમા આસમાને પહોંચી ગયો. તેનું ક્ષત્રિય તેજ જાગી ઊઠયું. તેણે એક દૂતને બોલાવ્યો અને કહ્યું :

'ચંદ્રયશને જઈને કહો કે અમારો હાથી અમને પાછો આપી દો. આમ કરશો તો આપણા સંબંધો મીઠા રહેશે જો એમ નહીં કરો તો અમે બળનો ઉપયોગ કરીને પણ હાથી પાછો મેળવીશું. તેનાથી બન્ને રાજાઓ વચ્ચે વિગ્રહ થશે અને નકામી પ્રજા હેરાન થશે.'

નમિરાજનો સંદેશો લઈને તેનો દૂત રાજા ચંદ્રયશ પાસે આવી પહોંચ્યો. દૂતે પોતાના રાજાના જ મૂળ શબ્દો ચંદ્રયશને કહી સંભળાવ્યા. દૂતનો સંદેશ સાંભળીને ચંદ્રયશે કહ્યુંઃ

'તમારા રાજાને જઈને કહો કે, આ હાથીનું અપહરણ નથી કર્યું' તમારા હાથીએ અમારા રાજ્યમાં તોફાન મચાવ્યું હતુ. અમે અમારી શક્તિથી ઉન્મત્ત બનેલા હાથીને અમારા વશમાં લીધો છે. પોતાના હાથની તાકાતથી મેળવેલી વસ્તુ કાયર માણસો જ પાછી આપે છે, વીર પુરુષો નહીં, જો તમારે હાથી જ જોઈતો હોય તો

ગજશાળામાંથી બીજો હાથો લઇ જાઓ. બળથી મેળવેલો હાથી હું પાછો આપવાનો નથી '

ચંદ્રયશના શબ્દો સાંભળીને દૂતે ફરીથી કહ્યુ:

' મહારાજ ! મારી વાત પર ફરી વિચાર કરો. હાથી પાછો આપી દેવાંથી તમને રાજા નમિરાજાની મૈત્રી મળશે. હાથી નહીં આપો તો તમે નમિરાજ જેવા મિત્રને ગુમાવશો અને તેમના ગુસ્સાનો ભોગ બનશો હાથી આપી દેવામાં જ તમારું ભલું છે '

ચંદ્રયશે કહ્યું

' દૂત ! એ હાથી મારો ગુનેગાર છે. મેં મારા ગુનેગારને બળથી પકડ્યો છે. હું એ નથી જાણતો કે એ હાથી કોનો છે. મેં એ જાણવા પ્રયત્ન પણ નથી કર્યો કે એ હાથી કયાથી આવ્યો છે.'

જવાબમાં દૂતે કહ્યું:

' મહારાજ ! ક્ષમાવાન માણસો માણસના ભયંકર અપરાધને પણ માફ કરી દે છે. જ્યારે હાથી તો પશુ છે શું પશુનો અપરાધ ક્ષમ્ય ના થઇ શકે ? માની લીધું કે તમે બળપૂર્વક હાથીને પકડયો છે. એ પણ માની લીધુ કે તમને ખબર ન હતી કે એ હાથી કોનો છે. પણ હવે તો તમે બધું જાણી ચૂકયા છો. એક હાથીને માટે નમિરાજ જેવા શક્તિશાળી રાજાની મૈત્રી તમે ગુમાવી રહ્યા છો. એક વખત ફરીથી વિચાર કરો.'

દૂતની વાત સાંભળીને ચંદ્રયશની શૂરવીરતા પણ જાગી ઊઠી. ચંદ્રયશે દૂતને કઠોર વાણીમાં કહ્યું :

'મને તમારા રાજાની મૈત્રીની કોઈ જરૂર નથી. લાંચ આપીને હું કોઈને મારો મિત્ર બનાવવા માગતો નથી. જો કે મારી રાજનીતિ બીજાઓ સાથે તથા પડોશી રાજાઓ સાથે મૈત્રીપૂર્ણ વ્યવહાર રાખવાની જ છે એટલે તો બધા રાજા મારા મિત્ર છે. મૈત્રીના લોભે હું ક્ષત્રિય ધર્મની વિરુદ્ધ કોઈ કામ કરી શકું નહીં.'

દૂતે છેલ્લી વખત કહ્યું :

'તમારો જવાબ હું મારા રાજાને આપીશ. પણ અંતમાં આટલું ફરીથી પણ સાંભળી લો. એક હાથી, જે નમિરાજાનો છે, તે આપવાનો નકાર કરીને તમે તેમના ગુસ્સાના ભોગ બની રહ્યા છો. તમારા જવાબને તે પોતાનું અપમાન સમજશે અને તમારા પર ચડાઈ કરશે. અત્યાર સુધી એમનો ગુસ્સો કોઈ સહન કરી શક્યું નથી.

'યુદ્ધની શરૂઆત કર્યા પછી, તેઓ ત્યારે જ શાન્ત થાય છે, જ્યારે તેમનો દુશ્મન દાંતમાં તરણુ લઇને તેમની ક્ષમા માગે અથવા રણમેદાનમાંથી ભાગી જાય નહીં તો એમનો ક્રોધ સર્વનાશ કરી દે છે. નમિરાજ જેવા શૂરવીર સાથે દુશ્મની બાંધીને તમે યોગ્ય નથી કરતા.'

ચંદ્રયશે દૂતને પડકાર ફેંક્યો :

'દૂત! તારા રાજાનું પરાક્રમ હું જાણું છું. તારો

રાજા નમિરાજ એટલો પરાક્રમી છે કે, એક હાથીને વશ કરી શકયો નહીં. તારા રાજાના હાથીએ સુદર્શનપુરની સરહદમા આવીને તોફાન મચાવ્યું, તેનું ફળ તેને મળ્યું. એ જ રીતે નમિરાજ પણ અહીં તોફાન કે યુદ્ધની ઈચ્છાથી આવશે, તો તેમની પણ એ જ દશા થશે, જે તેમના હાથીની થઈ છે. મને નથી તારા રાજાની ચિંતા કે નથી તેની દુશ્મનાવટની ચિંતા. તેને જે યોગ્ય લાગે તે કરે. બસ, હવે આગળ મારે કંઈ પણ સાંભળવું નથી. આ મારો અંતિમ જવાબ છે બસ, હવે તું જા.'

નમિરાજના દૂતે ચંદ્રયશના શબ્દો જેમના તેમ નમિરાજને કહ્યા. ચંદ્રયશનો જવાબ સાંભળીને નમિરાજનો ગુસ્સો ભભૂકી ઊઠયો તેણે પોતાના મંત્રીઓ તથા સામંતોને બોલાવીને સુદર્શનપુર પર ચઢાઈ કરવા માટે મંત્રણા કરી, બધાએ એક અવાજે સલાહ આપી કે, આપણું વિશાળ લશ્કર લઈને સુદર્શનપુર પર ચડાઇ કરવી જોઇએ અને ચંદ્રયશની ધૃષ્ટતા માટે તેને બોધપાઠ આપવો જોઈએ. નમિરાજે યુદ્ધ જાહેર કર્યું. સેનાપતિઓને તૈયાર કરવા હુકમ આપવામાં આવ્યો અને અચાનક જ કોઈ પણ પ્રકારની સૂચના આપ્યા વિના જ નમિરાજના લશ્કરે સુદર્શનપુરને ચારે બાજુથી ઘેરી લીધું.

નગર ઘેરાઇ જવાના સમાચાર અચાનક ચંદ્રયશને મળ્યા. તેણે મંત્રીઓને બોલાવી મંત્રણા કરી. ચંદ્રયશે કહ્યું

'નમિરાજનું આ કૃત્ય વીરતાનું નથી, પણ કાયરનું છે. વીર રાજા પહેલાં દુશ્મનને સાવધાન કરીને યુદ્ધ કરે છે. તેણે કોઈ પણ પ્રકારની સૂચના આપ્યા વિના જ ચડાઈ કરી છે. હવે વિચાર એ કરવાનો છે કે, તેનો સામનો કેવી રીતે કરવામાં આવે.'

ચંદ્રયશની વાત સાંભળીને પ્રધાનમંત્રીએ કહ્યું :

'નમિરાજ કાયર હોય કે વીર. અત્યારે તો આપણે એ વિચાર કરવાનો છે કે, દુશ્મનના દાંત કેવી રીતે ખાટા કરી નાખવા, જો આપણે મેદાનમાં ઊતરીને સામ-સામે આવીને લડાઈ કરીશું તો હારી જવાની શકયતા છે. તદુપરાંત આપણા સૈનિકો પણ વધુ મરાવાની શકયતા છે. બીજી મુખ્ય બાબત એ છે કે, આપણે બહારની મદદ પણ મેળવી શકીશું નહીં. દુશ્મને નગર ઘેરી લઈને બધા માર્ગ બંધ કરી દીધા છે

'મને તો એ જ યોગ્ય લાગે છે કે, આપણે કિલ્લામાં રહીને જ યુદ્ધ કરીએ. દુશ્મનને નગરમાં પ્રવેશ કરવા દઈએ નહીં. આપણા નગરના દરવાજા વજ્ર જેવા બારણાંથી સુરક્ષિત છે. ઉપરના મારાથી દુશ્મનના સૈનિકો વધુ પ્રમાણમાં માર્યા જશે. તેમનો ઉત્સાહ પણ નષ્ટ થઈ જશે. આ રીતે આપણી જીત નિશ્ચિત છે.'

પ્રધાનમંત્રીની આ સલાહને ચંદ્રયશ તથા બીજા બધાએ ટેકો આપ્યો. સેનાપતિઓને લશ્કર તૈયાર કરવાના

હુકમ આપવામાં આવ્યા. ચંદ્રયશે પોતાના રણઘેલા સૈનિકોને પોતાની તેજસ્વી વાણીથી ઉત્સાહિત કર્યા.

ચંદ્રયશના સૈનિકો કિલ્લા પરથી શસ્ત્રોનો વરસાદ વરસાવવા લાગ્યા. નમિરાજના સૈનિકો નીચે હોવાને કારણે ચંદ્રયશના સૈનિકોને કંઈ પણ નુકસાન કરી શકતા નહીં. આખા દિવસની લડાઈમાં નમિરાજના ઘણા સૈનિકો મરાયા. તેના લશ્કરમાં નિરાશા ઘેરી વળી. ચંદ્રયશના સૈનિકોનો ઉત્સાહ વધતો જતો હતો. જેમ-તેમ કરતાં રાત પડી. યુદ્ધ બંધ થયું. પોતાના સૈનિકો મરાવાને કારણે નમિરાજને ખૂબ દુઃખ થયું. રાત્રે છાવણીમાં તેણે પોતાના સેનાપતિઓ તથા મંત્રીઓ સાથે મંત્રણા કરી. નમિરાજે કહ્યું :

'મને તો ચંદ્રયશ કાયર લાગે છે. તેણે કાયર જેવું આચરણ કર્યું છે જો તે વીર હોત તો નગરના દરવાજા ખોલીને સામ-સામે યુદ્ધ કરત. તેણે પોતાની કાયર જેવી નીતિથી મારા સૈનિકોને માર્યા છે.'

નમિરાજના મંત્રીઓએ પણ રાજાની 'હા' માં 'હા' મિલાવી : 'મહારાજ! ચંદ્રયશ કાયર છે. આ કાયર રાજાના સૈનિકો પણ કાયર હોય છે. કાયર સૈનિકો સામે આવીને ઊભા પણ રહી શકે નહીં. જો કોઈ પણ રીતે સામ-સામે આવી જવાય તો આપણા સૈનિકો તેમનાં છોતરાં ઉખાડી નાખે, અમને તો એ જ યોગ્ય લાગે છે

કે, આવતી કાલે આપણા સૈનિકો પોતાની તમામ તાકાત લગાવીને નગરના દરવાજા તોડી નાખે. પછી આપણે નગરમાં પ્રવેશીને તેમનો સામનો કરીશું. જ્યાં સુધી આપણે એમ નહીં કરીએ, ત્યા સુધી દુશ્મનને હરાવી શકીશું નહીં.'

નમિરાજે પણ એ યોજનાનું સમર્થન કર્યું.

'વાત તો તમારી સાચી છે. પણ વજ્ર જેવાં ફાટક તોડીને આપણે નગરમાં પ્રવેશ કરી શકીશું?'

મંત્રીએ કહ્યું :

'જરૂર આપણા સૈનિકો આવતી કાલે એ જ કામ કરશે. એ જ પદ્ધતિથી આપણે યુદ્ધ કરીશું.'

બીજા દિવસે નમિરાજે પોતાના સૈનિકોને પ્રોત્સાહિત કર્યા. વીર પુરુષોનું કર્તવ્ય બતાવીને તેમને આદેશ આપ્યો કે, નગરના ફાટક તોડીને નગરમાં પ્રવેશ કરીને લડાઈ કરો, પણ નગરમાં દાખલ થઈને પ્રજા પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ના કરશો. સુદર્શનપુરની પ્રજાને એ બતાવી દો કે મિથિલાનો રાજા વીર છે, તેના સૈનિકો પણ વીર છે આપણી દુશ્મનાવટ ચંદ્રયશ સાથે છે, તેની પ્રજા સાથે આપણે કોઈ દુશ્મનાવટ નથી.'

o o o

સવારનો સમય હતો. નમિરાજના સૈનિકો નગરના દરવાજા તરફ આગળ વધવાની તૈયારી કરતા હતા. તે

વખતે નમિરાજાએ જોયું કે, સફેદ વસ્ત્ર ધારણ કરેલી બે સ્ત્રીઓ આ તરફ આવી રહી છે. નમિરાજે લશ્કરને ત્યાં જ અટકાવી દીધું. પછી પોતાની તરફ આવી રહેલી સતીઓ તરફ અપલક દૃષ્ટિથી જોઈ રહ્યો. તેને મનમાં નવાઈ લાગતી હતી કે, આ સતીઓ પોતાની તરફ શા માટે આવી રહી છે! સામાન્ય રીતે એવો નિયમ છે કે, સાધુ-મહાત્મા તથા સતી-સાધ્વીઓએ લડાઈના મેદાનમાં આવવું નહીં. નિયમની વિરુદ્ધ તેમનું અહીં આવવું શું કોઈ ખાસ હેતુ માટે હશે?

નમિરાજ ધર્માત્મા હતો. સાધ્વીઓ જ્યારે નજીક આવી ત્યારે તેમની સામે જઈને તેણે વંદન કર્યાં તે પછી નમ્રતાથી તેણે પૂછ્યું:

'સંયમ ધારણ કરનારાં સ્ત્રી-પુરુષોએ યુદ્ધના મેદાનમાં જવું નહીં, એવો ભગવાન તીર્થંકરનો આદેશ છે. અત્યારે હું અને ચંદ્રયશ એકબીજાના લોહીના તરસ્યા છીએ અમારી ઈજ્જત-આબરુ પર મરી ખૂટવાની તમન્ના રાખીએ છીએ. અત્યારે જો તમે કંઇ પણ ઉપદેશ આપશો તો તેની મારા પર કોઈ અસર થવાની નથી. તમે બંને સંયમધારી સતીઓને હું પ્રાર્થના કરું છું કે, તમે બંને અહીંથી ચાલ્યા જાઓ અને કોઈ એકાન્ત જગ્યાએ ધર્મની આરાધના કરો.'

આ બંને સતીઓમાં એક તો સતી સુવ્રતા હતી.

સંયમ ધારણ કર્યો તે પહેલાં તે મદનરેખા હતી અને નમિરાજ તથા ચંદ્રયશની માતા હતી સતી સુવ્રતાએ નમિરાજનું કથન સાભળીને કહ્યું:

'હે રાજા! ભગવાન તીર્થંકરે ઉત્સર્ગ તથા અપવાદ એવા બે નિયમ કહ્યા છે. ઉત્સર્ગ પ્રમાણે સંયમ ધારણ કરનારને યુધ્ધના સ્થળે ખાસ હેતુથી જવા માટે નિષેધ નથી. હું અહીં ખાસ હેતુથી આવી છું. હે રાજા! હું જાણવા માગું છું કે, આ યુદ્ધનું કારણ શું છે?'

સતી સુવ્રતાનો પ્રશ્ન સાંભળીને નમિરાજ વિચારમા પડી ગયો. તેણે વિચાર્યું.

'જો હું સાચો જવાબ આપીશ, તો મારી ટીકા થશે, એક હાથી માટે આટલું લોહી વહેવડાવવું તેમની દૃષ્ટિએ અધર્મ અને અયોગ્ય છે. વળી ખોટો જવાબ તો હું આપી શકીશ નહીં.'

નમિરાજ ચરમશરીરી અને ધર્માત્મા હતો સત્ય બોલવામાં તેને ડર હતો અને જૂઠું બોલવાની તેની ઈચ્છા ન હતી. તેથી તેણે પ્રસંગને ટાળી દેવાનું જ યોગ્ય લાગ્યું. તેથી તેણે જવાબ આપ્યો:

'આ તો સંસારના ઝગડા છે. તમારે આ બધી ઝંઝટમાં પડવાની શી જરૂર? યુદ્ધનું કારણ જાણીને તમે શું કરશો?'

'હે રાજા! તું યુદ્ધનું કારણ બતાવવા માગતો નથી. કારણ બતાવવામા તને સંકોચ થાય છે, પણ મને યુધ્ધનું કારણ ખબર છે. તું અજ્ઞાનને કારણે જ યુધ્ધ કરી રહ્યો છે. તારા આ અજ્ઞાનને દૂર કરવા માટે જ હું અહીં આવી છું.'

નમિરાજે કહ્યું :

'પણ મારી પાસે અત્યારે એટલો સમય નથી કે, તમારો ઉપદેશ સાંભળીને મારું અજ્ઞાન દૂર કરું. રાજનીતિ અને ધર્મ બંને જુદી બાબત છે. અત્યારે હું યુધ્ધના મેદાનમાં છું. દુશ્મનને હરાવવો એ ક્ષત્રિય રાજાની રાજનીતિ છે. તમારો ધર્મોપદેશ હું અત્યારે સાંભળી શકીશ નહીં.'

સતી સુવ્રતાએ કહ્યું :

'રાજનીતિને ધર્મથી જુદી પાડવી એ પણ તારું અજ્ઞાન છે. અમે રાજનીતિથી અજાણ નથી. હું તો ફક્ત એટલું જ કહેવા માગું છું કે, પછીથી તારું અજ્ઞાન દૂર થશે તો તારે પસ્તાવું પડશે. પશ્ચાત્તાપમાં ડૂબેલા તને એ જ વિચાર આવશે કે, એ જ્ઞાન મને પહેલાં કેમ ના થયું. પણ પછીથી પસ્તાવો કરવાથી તને શું મળશે? મારી વાત એટલી બધી લાંબી નથી કે, તારે વધુ સમય આપવો પડે. તેથી થોડો સમય આપીને મારી વાત સાંભળ, જેથી તારે પાછળથી પસ્તાવું ના પડે'

નમિરાજના મનમાં ઉથલ-પાથલ થવા લાગી. તે વિચારવા લાગ્યો :

'જરૂર કોઈ એવી વાત હોવી જોઈએ, જે ખૂબ મહત્ત્વની હોય. નહીં તો આ સંયમધારી સતીઓ અહીં આવે નહીં. તેમની વાત સાંભળવામાં નુકસાન પણ શું છે? તેમની વાત સાંભળી લેવી જોઈએ.'

નમિરાજે ઉત્સુકતાથી કહ્યું :

'તમે જે કંઈ કહેવા ઈચ્છતાં હો, તે ટૂંકમાં કહો. હું સાંભળીશ'

સતી સુવ્રતા કહેવા લાગી :

'હે રાજા! તું એક હાથી માટે યુદ્ધ કરે છે તે હું જાણું છું. જો નાના ભાઈનો હાથી મોટો ભાઈ લઈ લે તો એમાં ખોટું શું? એવી નાની બાબત અંગે નાના ભાઈ માટે એ શું યોગ્ય છે કે, મોટાભાઈનો પ્રાણ લેવા તત્પર બની જાય?'

નમિરાજે કહ્યું :

'એક હાથી તો શું, નાનો ભાઈ મોટાભાઈને પોતાનું સર્વસ્વ આપી દે પોતાનું આખું રાજ્ય સોંપી દે. પણ મારે એની સાથે શો સંબંધ? હું તો મારા પિતા પદ્મરથનો એકલવાયો બેટો છું. મારે કોઈ ભાઈ નથી.'

સુવ્રતા બોલી :

'આ જ તો તારું અજ્ઞાન છે. ચંદ્રયશ તારો સહોદર

છે. હું તમારા બંનેની મા છું. હવે હું તને આખી વાત સંભળાવું છું—

'સંયમ ધારણ કરતાં પહેલાં હું સુદર્શનપુરના યુવરાજ યુગબાહુની પત્ની મદનરેખા હતી. તારા મોટાભાઈ ચંદ્રયશનો જન્મ મારી કૂખે થયો છે. કર્મભાગ્યે તારા મોટા કાકા અને મારા જેઠ રાજા મણિરથે મને મેળવવાના હેતુથી તારા પિતા અને મારા પતિ યુગબાહુની હત્યા કરી. તે વખતે તું મારા ગર્ભમાં હતો.

'મારા ચારિત્ર્યની રક્ષા માટે હું જંગલમાં ભાગી ગઈ. જંગલમાં મેં તને જન્મ આપ્યો. તને ઝોળીમાં સુવડાવીને ઝાડની એક ડાળીએ તને લટકાવ્યો. પછી હું શરીર સાફ કરવા સરોવર પર ગઈ. ત્યાં એક હાથીએ મને સૂંઢ વડે ઉપર ઉછાળી.

'મણિપ્રભ નામના એક વિદ્યાધરે મને આકાશમાંથી જ પોતાના વિમાનમાં લઈ લીધી મારો જીવ તો બચી ગયો, પણ વિદ્યાધર મારા ચારિત્ર્યનો ગ્રાહક બન્યો. યુક્તિ વાપરીને હું વિદ્યાધર મણિપ્રભને લઈને મુનિ મણિચૂડની ધર્મસભામા આવી

'ત્યાં તારા પિતા દેવ સ્વરૂપે આવ્યા મુનિએ મને તારો ભૂત, ભવિષ્ય અને વર્તમાન બતાવ્યો. તું રાજા પદ્મરથને ત્યાં સુખી છે એમ જાણીને હું નિશ્ચિંત બની. મેં તારા નગર મિથિલામાં જ સતી સુદર્શના પાસે દીક્ષા લઇને સંયમ ધારણ કરી લીધો.'

'જયારે તમારા બંને વચ્ચે યુદ્ધ જાહેર થયું, ત્યારે અવધિજ્ઞાનથી મેં બધું જ જાણી લીધું. આ રહસ્યને પ્રગટ કરવા અને તમારું અજ્ઞાન દૂર કરવા માટે મેં મારાં ગુરુ સતી સુદર્શના પાસે અહીં આવવાની આજ્ઞા માગી અને અહી ચાલી આવી.'

સતી સુવ્રતાના શબ્દો સાંભળીને નમિરાજે એક લાંબો નિસાસો નાખ્યો અને બોલ્યો :

'પણ હું કેવી રીતે માની લઉં કે, તમે જ મારી માતા છો? હું તો મહારાણી પુષ્પમાલાને મારી માતા અને પદ્મરથને મારા પિતા માનું છું. જો હું તમારો પુત્ર હોઉં, તો પણ છોડી દેવાયેલો પુત્ર છું. તમે જે પુત્રને છોડી દીધો, અત્યાર સુધી જેની ખબર પણ લીધી નથી, તેની સાથે આજે પુત્રનો સંબંધ જોડવા આવ્યાં છો, તે મને યોગ્ય નથી લાગતું. મારી મા તો પુષ્પમાલા જ છે.'

નમિરાજની વાણી સાંભળીને સતી સુવ્રતાએ કહ્યું :

'હે રાજા! હું એમ કયાં કહું છું કે, તું રાણી પુષ્પમાલાને પોતાની માતા ના માનીશ. હું કોઇ લોભ કે લાલચથી તને મારો પુત્ર નથી બનાવતી. મારી ઇચ્છા તારી માતા બનીને રાજમાતા બનવાની પણ નથી.

'હું તો જે સત્ય છે, તે બતાવીને તારું અજ્ઞાન દૂર કરવાની ઇચ્છા રાખું છું. નારી કેટલી અવશ અને અબલા હોય છે, તે શું તું નથી જાણતો? મેં તારો કદાપિ

ત્યાગ નથી કર્યો જો મેં તને ત્યાગી દીધો હોત તો, મણિરથના ભયથી આપઘાત કર્યો હોત.

'પણ તારા રક્ષણ માટે જ મેં એમ ના કર્યું તારું રક્ષણ કરવા માટે જ મેં રાજમહેલનો ત્યાગ કર્યો અને વનફળ ખાધાં જો મેં તને છોડી દીધો હોત તો, ઝોળીમાં સુવડાવીને ઝાડ પર લટકાવીને સરોવર પર જાત નહીં. શું મારી એવી ઈચ્છા હતી કે હું સરોવરથી પાછી ના ફરું ? જ્યારે હું પોતે જ સંકટમાં ફસાઈ ગઇ હતી, તો પછી તારી પાસે કેવી રીતે આવી શકું ?

'જો મેં તને ત્યાગી દીધો હોત તો મુનિને મેં તારું ભૂત, વર્તમાન અને ભવિષ્ય ના પૂછયું હોત. જ્યારે મેં જાણી લીધું કે તું પુષ્પમાલા અને પદ્મરથનો પુત્ર બન્યો છે, ત્યારે હું નિશ્ચિંત બની. મારે તો તને એટલું જ કહેવાનું છે કે, મેં તને જન્મ આપ્યો છે એટલા માટે તું ચંદ્રયશનો પ્રાણઘાતક ના બનીશ.'

સુવ્રતાના શબ્દો સાંભળીને નમિરાજની આંખમાં આંસુ આવી ગયાં. તે પ્રેમવિહ્વળ બની ગયો. તેની દશા એવી થઇ ગઈ હતી કે, તે કંઈ કહી શકતો ન હતો અને સાંભળી પણ શકતો ન હતો. તેની આવી દશા જોઈને સતી સુવ્રતાએ ફરીથી કહ્યું :

'જ્યારે હું જંગલમાં ચાલી ગઈ ત્યારે ચંદ્રયશ મોટો હતો. હું તેની પાસે જઉં છું. તે મને ઓળખી

જશે. હું તેને પણ જઈને કહું છું કે, નમિરાજ તારો નાનો ભાઈ છે. તે ભ્રાતૃપ્રેમને વશ થઈને તારી પાસે આવશે. તારે માટે પણ એ યોગ્ય ગણાશે કે એને મળે ત્યારે તેનું સન્માન કરજે.'

નમિરાજે સતી સુવ્રતાને ખાત્રી આપી કે, હું એને મળીશ ત્યારે એવું વર્તન કરીશ, જે એક નાના ભાઈ માટે યોગ્ય હોય.

રણમેદાન છોડીને સતી સુવ્રતા નગરના દરવાજા તરફ ચાલવા લાગી. નગરદ્વારના રક્ષકને તેનું નામ કહીને સતીએ કહ્યું કે દરવાજો ખોલો. દ્વારરક્ષકને પોતાનું નામ સાંભળીને ખૂબ નવાઈ લાગી છતાં તેણે કહ્યું:

'ગમે તે હોય, અત્યારે દરવાજા નહીં ખુલે.'

સતી સુવ્રતાએ દ્વારરક્ષકનું નામ કહીને ફરીથી કહ્યું:

'તારી સ્વામીભક્તિ વખાણવા લાયક છે. તું દરવાજા ના ખોલે તે જ યોગ્ય છે, પણ તારા રાજા ચંદ્રયશને કહે કે તારી મા મદનરેખા–સંયમધારી સુવ્રતાના રૂપમાં તારી પાસે આવી છે. જો તે કહે તો દરવાજા ખોલીને મને નગરમાં પ્રવેશ આપજો, નહીં તો ના આપીશ.'

દ્વારરક્ષક પોતાની રાજમાતાને ઓળખી ગયો. તે દોડતો દોડતો ચંદ્રયશ પાસે આવ્યો. દ્વાર–રક્ષકને વધુ પડતો ખુશ થયેલો જોઈને તે સમજી ગયો કે, દુશ્મને હાર કબૂલી લીધી છે, તેનો સમાધાન માટેનો પ્રસ્તાવ

લઈને જ આ આવ્યો હશે. એટલા માટે જ તે આટલો ખુશ છે. ચંદ્રયશે પૂછયું :

'તારી પ્રસન્નતાનું કારણ શું છે? આજે આટલો બધો કેમ ખુશ છે?'

દ્વાર-રક્ષકે કહ્યું :

'મહારાજ! વાત જ એવી છે. આજે તો આખા નગરને શણગારો. તમારાં માતા અહીં આવ્યાં છે'

દ્વારપાળની વાત સાંભળીને ચંદ્રયશ તો આનંદથી નાચી ઊઠયો. તેણે દ્વારપાળને કહ્યું :

'જલદી જાઓ. દરવાજો ખોલીને માતાને અંદર લઈ આવો. હું હમણાં જ આવું છું.'

દ્વારપાળે સાવધાનીથી જોઈ લીધું કે દુશ્મનનું લશ્કર દૂર છે. પછી તેણે ધીમેથી દરવાજો ખોલ્યો. સતી સુવ્રતા અને તેની સાથેની સતી-બન્ને નગરમાં દાખલ થયાં. નગરના પ્રજાજનોને ખબર પડી કે, સતી મદનરેખા સંયમ ધારણ કરીને આવ્યાં છે, આથી તેઓ પણ આનંદ-થી નાચવા લાગ્યા

સતી સુવ્રતા હતી ત્યાં અનેક રાજપુરુષ આવી પહોંચ્યા. ચંદ્રયશ પણ દોડતો દોડતો આવ્યો અને પોતાની માતાને ઓળખીને તેના પગમાં પડયો. તેની

આંખમા આનંદના આંસુ હતા. ચંદ્રયશ વિહ્વળ બનીને પૂછવા લાગ્યો :

'તમે મને છોડીને ક્યાં ચાલ્યા ગયાં હતાં? મેં તમારી ખૂબ શોધ કરાવી. આજનો દિવસ કેવો ધન્ય છે! અત્યાર સુધી તમે ક્યાં રહ્યાં? તમે સંયમ શા માટે ધારણ કર્યો? તમારા ગર્ભમાં જે બાળક હતું, તેનું શું થયું?'

ચંદ્રયશે એક શ્વાસે અનેક પ્રશ્નો પૂછી નાખ્યા સતી સુવ્રતાએ અત્યાર સુધીની આખી વિતક કથા સંભળાવતાં કહ્યું :

'નમિરાજ તારો નાનો ભાઈ છે. એક હાથી માટે સહોદર ભાઈ સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી. હું તમારા બન્નેનું અજ્ઞાન દૂર કરવા અહીં આવી છુ.'

ચંદ્રયશની આંખોમાંથી આંસુની ધાર વહેતી હતી. ગદ્ગદ્ બનીને તેણે કહ્યું :

'મા! આજે હુ કેટલો ભાગ્યશાળી છું! મને માતા તો મળી જ, સાથે નાનો ભાઈ પણ મળ્યો અત્યાર સુધી હુ મારી જાતને નાનો ભાઈ માનતો હતો. એક હાથી તો શુ હુ મારા ભાઈ માટે સર્વસ્વ છોડી દઈશ હવે તમે ભાઈ પાસે લઈ ચાલો. નાના ભાઈને ભેટીને મને કેટલો આનંદ થશે, એ કહેવા માટે મારી પાસે શબ્દો નથી.'

આજે ચંદ્રયશ અને નમિરાજ બંધુ-મિલનના આનંદ-સાગરમાં ડૂબી ગયા હતા. ચંદ્રયશ નમિરાજની નજીક પહોંચ્યો કે તરત જ નમિરાજ મોટાભાઇ ચંદ્રયશના પગમાં પડી ગયો. ચંદ્રયશે તેને ઊભો કરીને છાતી સાથે ચાંપી દીધો.

બન્નેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. આ દુ:ખના સાગરમાં બંને બાજુના સૈનિકો તથા સુદર્શનપુરની પ્રજા પણ ડૂબકીઓ લગાવતી હતી. આ બંધુ-મિલનને જોઇને જોનારાની આંખોમાં પણ આનંદનાં આંસુ આવી ગયાં હતાં. આજે તો જાણે દિશાઓ પણ હસતી હતી. પવન આનંદથી ઝૂમતો હતો.

નમિરાજ અને ચંદ્રયશ એકબીજાની ક્ષમા માગી રહ્યા હતા. બંને પોત-પોતાના દોષ બતાવતાં ધરાતા ન હતા. ચંદ્રયશ પોતાનું સર્વસ્વ નમિરાજને આપવાની ઇચ્છા રાખતો હતો.

નમિરાજ પણ પોતાનું રાજપાટ પોતાના મોટાભાઈ ચંદ્રયશને સોંપી દેવા માગતો હતો. આ રીતે કોઈ પણ પ્રકારનો નિશ્ચય થઈ શકતો ન હતો. યોગ્ય પ્રસંગ જોઈને સતી સુવ્રતાએ ધર્મોપદેશ કર્યો :

ચંદ્રયશ અને નમિરાજ! તમે બંને પોતપોતાની જાતને અપરાધી માનીને એક બીજાની ક્ષમા માગો છો. તમે બંને આ હાથીને યુદ્ધનું કારણ માનો છો.

‘ વિચાર કરો, યુદ્ધનું કારણ હાથી નથી. હાથીને કારણે જ તમે બંને ભાઈનું મિલન થયું છે. આ યુધ્ધનું કારણ તો અજ્ઞાન છે. અજ્ઞાન જ બધાં દુઃખોનું મૂળ છે. યુધ્ધ અભિમાનનો કારણે થાય છે અને અભિમાનનો જન્મ પણ અજ્ઞાનથી થાય છે.

‘ તમને બન્નેને એ જ્ઞાન ન હતું કે, તમે બન્ને ભાઈ છો. જો ખબર હોત તો મોટો ભાઈ હાથી આપવા માટે સહેલાઈથી તૈયાર થઈ જાત. નાનો ભાઈ પણ મોટા ભાઈ પાસે હાથી પાછો માગત નહીં. જ્યારે અજ્ઞાન દૂર થઈ ગયું ત્યારે બધાં સંકટ દૂર થઈ ગયાં.

‘ એનાથી પણ આગળ વધીને જોઈએ તો, જ્યારે અજ્ઞાનનો પડદો દૂર થઈ જાય છે, ત્યારે સમગ્ર માનવ-સમુદાય ભાઈ જેવો જ લાગે છે. અજ્ઞાન દૂર થવાને કારણે જ તને સમજાયું કે, અમે ભાઇ-ભાઈ છીએ. એ જ રીતે અજ્ઞાન દૂર થતાં તમને એ પણ સમજાશે કે દુનિયાના બધા લોકો ભાઈ-ભાઈ જ છો. જ્યાં સુધી અજ્ઞાન રહેશે, ત્યાં સુધી યુદ્ધ રહેશે જ.

‘અંતમાં હું એટલું જ કહીશ કે, અજ્ઞાન દૂર કરવા માટે અને જ્ઞાન મેળવવા માટે સદા પ્રયત્ન કરતા રહેજો જ્ઞાન પ્રાપ્ત થવાથી જ પ્રાણી જન્મ-મરણનાં બંધનમાંથી મુક્ત થાય છે અને મોક્ષ મેળવે છે.

તમારા બન્નેની જ્ઞાન-પિપાસા આજીવન રહો. આ જીવન તમે જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ રહો, એ જ મારી અભિલાષા છે. જ્યારે તમને પૂરેપૂરું જ્ઞાન મળી જશે ત્યારે સહેજ પણ અજ્ઞાન રહેશે નહીં. જ્ઞાની પુરુષો આત્માના કલ્યાણ માટે સંસારનો ત્યાગ કરીને સયમ ધારણ કરે છે અને જન્મ-મરણના ફેરામાંથી મુક્તિ મેળવે છે.

૦ ૦ ૦

જ્ઞાનના આવરણવાળાં અને ચરિત્રના આવરણવાળાં કર્મનો ક્ષય કે ઉપશમ જ સંયમ લેવાનું મૂળ કારણ હોય છે. પરંતુ સંયમ માટે કંઈક ને કંઇક નિમિત્ત પણ હોય છે.

માણુસ કયારેક નાની સરખી વાત માટે સંયમ ધારણ કરે છે. કયારેક બહુ મોટો પ્રસંગ બની ગયા પછી માણુસ સંયમ ધારણ કરી લે છે. તેનાથી ઊલટું કયારેક કયારેક મોટામાં મોટો પ્રસંગ પણ માણુસને સંયમ લેવા માટે પ્રેરણા આપી શકતો નથી. કોઈ નિર્ગ્રંથનો ઉપદેશ સાંભ-ળીને સંયમ લે છે. કોઈ પોતાની જાતે જ વિચાર કરીને સંસાર છોડી દે છે.

શેઠ ધન્નાએ. પોતાની પટરાણીની એક સામાન્ય વાત સાંભળીને સંયમ લીધો હતો. શાસભદ્રએ ધન્નાનો કટાક્ષ

સાંભળીને સંયમ લીધો હતો. એ રીતે યુગબાહુના પુત્ર ચંદ્રયશે જ્યારે સતી સુવ્રતા પાસે જ્ઞાનનો મહિમા સાંભળ્યો, ત્યારે સંયમ લેવાનો નિશ્ચય કરી લીધો.

સતી સુવ્રતા જ્ઞાન પ્રાપ્તિના મહત્ત્વ પર વાત કરી રહી હતી. ઉપસ્થિત માણસો—ચંદ્રયશ અને નમિરાજ તેમનો ઉપદેશ સાંભળતા હતા. ચંદ્રયશે વિચાર કર્યો :

'સંયમનો મહિમા કેટલો બધો અગાધ છે ? સંયમને કારણે જ મારી માતા અવધિજ્ઞાનથી અમારા બંને ભાઈના યુદ્ધનું કારણ જાણી શકી. સંયમને કારણે જ આજે અમને આટલો આનંદ મળ્યો છે. જો હું સંયમ ધારણ કરી લઉં તો મને કેટલો આનંદ મળે ? હવે, તો હું સંયમ લઈશ અને જ્ઞાન પ્રાપ્ત કરીશ.'

સંયમ લેવાનો નિશ્ચય કર્યા પછી ચંદ્રયશે નમિરાજને કહ્યું :

'ભાઇ ! આ રાજ્ય તું સંભાળ. હું તો સંયમ ધારણ કરીશ આ રાજ્ય મારું કલ્યાણ કરી શકવાનું નથી. હવે સંસાર મને રસ વગરનો લાગે છે.'

ચંદ્રયશનો આવો નિશ્ચય સાંભળીને નમિરાજ બોલ્યો :

'મોટાભાઇ ! હજુ તો આપણે સારી રીતે મળ્યા પણ નથી. એટલી વારમાં જ તમે મને છોડી જાઓ છો ? શું હું હવે પણ ભાઈ વિનાનો જ રહીશ ? જો મારો

કોઇ અપરાધ હોય તો મને આટલી મોટી સજા ના કરશો. હું આટલો મોટો ભાર નહીં ઉપાડી શકું.

'તમે મને મોતની સજા કરશો તો હું તે આનંદથી સહી લઇશ. તમારા રાજ્યનો સ્વીકાર કરવાની મારામાં શકિત નથી. હું ભાઇનો વિરહ સહન કરી શકીશ નહીં.

'તમે સંયમ લો તેમાં હું બાધક બનવા માગતો નથી. તમારી દેખરેખ નીચે મને એટલો શકિતશાળી બનાવો કે જેથી હું સુદર્શનપુર અને મિથિલાનું રાજ્ય ચલાવી શકું.'

નમિરાજ આંખમાં આંસુ સાથે ચંદ્રયશને આગ્રહ કરી રહ્યો હતો. ચંદ્રયશે ભાઇને મોહપાશમાં બંધાયેલો જોયો એટલે તે તેને સમજાવવા લાગ્યો :

'ભાઇ ! તું મોહજાળમાં ફસાઇ ગયો છે. વિચાર કર, સંયમને હું કેવી રીતે ટાળું ? મૃત્યુનો શું કોઈ નિશ્ચિત સમય છે ખરો ? તું ક્ષત્રિય છે. હિંમત અને ધીરજ તારા બે હાથ છે. તેને ના છોડીશ

'હું તને સજા નથી કરતો. હું તો આ રાજમુગટ ને દંડ આપી રહ્યો છું. હું તેનો ત્યાગ કરું છું હું તો તને પણ એ જ કહું છું કે, હમણાં તું પ્રજાનું પાલન કર. પછી યોગ્ય સમયે તું પણ આ રાજમુગટને છોડી દેજે.

'તું મારો નાનો ભાઇ છે. શું તું તારા મોટા ભાઈની આજ્ઞા માનીને મને આત્મ-કલ્યાણ કરવા માટે સગવડ ના આપે? મારા પછી યોગ્ય માણસને રાજપાટ સોંપીને તું પણ સંયમ લેજે. અત્યારે જો તું મારી સાથે જ સંયમ લેશે, તો પ્રજાનું પાલન કોણ કરશે?

'અત્યાર સુધી હું એ જ ચિંતામાં હતો કે રાજ્ય કોને સોંપું? નસીબ જોગે તું મળી ગયો છે, તો મોટા ભાઈનો ભાર ઉપાડી લઇને તેને આત્માનું કલ્યાણ કરવા માટે તક આપ.'

નમિરાજ મૌન રહ્યો. તેની આંખમાં આંસુ હતાં. ચંદ્રયશે નમિરાજનો રાજ્યાભિષેક કર્યો અને સુદર્શનપુરનું રાજ્ય તેને સોંપી દીધું. છેવટે ચંદ્રયશે નાના ભાઈને સમજાવતાં કહ્યું:

'ભાઈ! પ્રજાનું પાલન કેવી રીતે કરવું, તે તો તું સારી રીતે જાણે છે. છતાં મારી સલાહ છે કે, પ્રજાનું પાલન સંતાનની જેમ કરવું જોઈએ. પ્રજાને બધી રીતે સુખી કરવી એ રાજાનો ધર્મ છે.'

ભાઈને સમજાવ્યા પછી ચંદ્રયશે પોતાની પ્રજાને કહ્યું:

'પ્રજાજનો! તમે તમારી શકિતને ઓળખો. પ્રજાની શકિત આગળ મોટામાં મોટો ઘાતકી રાજા પણ નમી પડે

છે. જો કદાચ સતીનું આગમન ના થયું હોત અને લડાઇમાં હું હારી ગયો હોત, તો પણ નમિરાજ અહીંના રાજા બન્યા હોત.

'એટલે તમે ખુશ થાઓ મારો ઉત્તરાધિકારી નાનો ભાઇ જ અહીંનો રાજા બને છે. તમે મને પ્રસન્ન ચહેરે વિદાય આપો. ધર્માત્મા રાજાની પ્રજા પણ ધર્માત્મા હોય છે. મને સંયમ ધારણ કરવાની અને આત્માનું કલ્યાણ કરવાની તક આપો.

રાજા–પ્રજા બંનેને સમજાવીને ચંદ્રયશે માથાના વાળ પોતાને હાથે ટૂંપી નાખીને સંયમ ધારણ કર્યો. સતી સુવ્રતાએ કહ્યું:

'મુનિ ચંદ્રયશ! સંસારી સંબંધો જોતાં તમે મારા પુત્ર છો. પણ હવે અમારા બધાના આચાર્ય છો.'

મુનિ ચંદ્રયશે સંકોચ અનુભવતાં કહ્યું:

'તમે મારાં ગુરુ છો મને જન્મ આપીને, પાળી પોષીને તમે મને મોટો કર્યો છે. વળી મારુ અજ્ઞાન દૂર કરીને મારું કલ્યાણ પણ કર્યું છે.'

મુનિ ચંદ્રયશને વિદાય આપીને પ્રજાજનો સાથે નમિરાજ પાછો ફર્યો. બધા લોકો મુનિ ચંદ્રયશના ત્યાગનાં વખાણ કરવા લાગ્યા. સતી સુવ્રતા પોતાની સાથીદાર સતીને લઇને પોતાની ગુરાણી સતી સુદર્શના પાસે પહોંચી. ત્યાં પહોંચીને તેની સાથીદાર સાધ્વીએ બધા સમાચાર કહ્યા સતી સુવ્રતાના કાર્યના બધાએ વખાણ કર્યા સતી

સુવ્રતા ગુરાણીની સેવા તથા અન્ય સતીઓની સેવા કરતાં કરતાં સંયમનું પાલન કરવા લાગી. આ રીતે તે અપૂર્વકરણથી શુકલ ધ્યાનમા પહોંચીને ક્ષપક શ્રેણી પર સવાર થઈને ક્રમે ક્રમે તેરમા ગુણસ્થાનની સ્થિતિએ પહોંચી શરીરનો ત્યાગ કરીને તે બુદ્ધ અને મુક્ત બની ગઈ.

મુનિ ચંદ્રયશે કઠોરતાથી સંયમનું પાલન કર્યું. અનેક વર્ષો સુધી સયમિત જીવન ભોગવીને તેમણે શરીરનો ત્યાગ કર્યો અને તેઓ પણ બુદ્ધ અને મુક્ત થઈ ગયા.

૦ ૦ ૦

નમિરાજ ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરી રહ્યો હતો. થોડા દિવસ તે સુદર્શનપુરમાં રહેતો અને થોડા દિવસ મિથિલાપુરીમાં રહેતો. આ રીતે તે બંને જગ્યાએ નીતિપૂર્વક રાજ્ય કરી રહ્યો હતો. નમિરાજને એક પુત્ર-રત્ન પણ પ્રાપ્ત થયો હતો. તે એવી જ આશા રાખતા હતા કે, ક્યારે એવો દિવસ આવે ને હું મારા પુત્રને રાજ્ય સોંપીને સંયમ ધારણ કરું

કાર્તિક પૂર્ણિમાની રાત્રે રાજા નમિરાજનું આખું શરીર બળવા લાગ્યું. એ દાહને કારણે રાજા બેચેન બની ગયો ઘણા વિચારો કર્યા છતાં પણ રાજા દાહનું કારણ શોધી શક્યો નહીં. છેવટે કુશળ વૈદ્યને બોલાવવામાં આવ્યા. વૈદ્યોએ નિદાન કર્યું કે, રાજાને દાહ-જ્વર છે એ તાર

ગોશીર્ષચંદન (હરિચંદન અથવા બાવના ચંદન) ના લેપથી શાન્ત થશે.

રાજાને માટે બધી રાણીઓ ચંદન ઘસવા લાગી. પટરાણીએ ચંદનનો લેપ કર્યો. રાજાનો દાહ–જ્વર શાંત થઇ ગયો. રાજાને ઊંઘ આવી ગઇ. રાજાને સૂઈ ગયેલો જોઈને પટરાણીએ બીજી રાણીઓને કહ્યું :

'સ્વામી સૂઈ ગયા છે ત્યાં સુધીમાં આપણે ચંદન ઘસી લઇએ.'

રાણીઓ ચંદન ઘસવા લાગી. ચંદન ઘસતી વખતે બંગડીઓના રણકારથી રાજાની ઊંઘ ઊડી ગઈ. રાજાએ પટરાણીને પૂછયું :

'આ બંગડીઓ કેમ રણકે છે ?'

પટરાણીએ કહ્યું :

'સ્વામી ! તમારે માટે રાણીઓ ચંદન ઘસી રહી છે. હાથ હાલવાને કારણે બંગડીઓ એક-બીજા સાથે ટકરાય છે, એટલે રણકાર થાય છે.'

રાજાએ કહ્યું :

'પણ એનાથી મારી ઊંઘ બગડે છે.'

પટરાણીએ રાણીઓને કહ્યું :

'હાથમાં એક એક મંગલ બંગડી રહેવા દો. બાકીની બંગડીઓ અને ચૂડીઓ ઉતારી નાખો. તેનાથી સ્વામીની ઊંઘ બગડે છે.'

રાણીઓએ એમ જ કર્યું. એક એક ચૂડી પહેરીને ચંદન ઘસવા લાગી. ચૂડીઓનો અવાજ બંધ થઈ ગયો.

રાજાએ પટરાણીને પૂછયુ :

'હવે ચુડીઓનો અવાજ નથી આવતો. શું ચંદન ઘસવાનું બંધ થઈ ગયું ?'

પટરાણીએ કહ્યું :

'સ્વામી ! ચંદન ઘસવાનું તો ચાલુ જ છે, પણ હાથમાં એક મંગલ ચૂડી જ છે. તેથી એક બીજા સાથે ટકરાવાનું બંધ થઈ ગયું છે.'

રાજાએ પટરાણીને વિદાય કરી. પટરાણીને લાગ્યું, રાજાને ઊંઘ આવે છે. પણ રાજા બંધ આંખો રાખીને વિચારતો હતો :

'એકમાંથી અનેક થવું એ જ દુઃખ અને સંઘર્ષનું કારણ છે. જીવની દશા પણ ચૂડી જેવી જ છે. એક ચૂડી રહેવાને કારણે તેનું નામ મંગલ ચૂડી પડયું. એક રહેવામાં જ મંગલ છે. જીવ જ્યારે બધાનો ત્યાગ કરીને એકલો હોય છે ત્યારે શાન્તિ મેળવે છે. શરીરનો સંયોગ કે સહવાસ જ દુઃખ અને પીડાનું કારણ છે.

વિચારના ઊંડાણમાં ઊતરતાં ઊતરતા નમિરાજના મનમાં વૈરાગ્ય જાગૃત થયો. સવાર થતાં જ વૈરાગ્યની ભાવનાને કારણે રાજાનો દાહ–જવર શાંત થઈ ગયો. એને એવી અપૂર્વ શીતળતાનો અનુભવ થયો એવો અનુભવ તેને આજ સુધી કદાપિ થયો ન હતો.

રાજાએ મંત્રીઓને ભેગા કરીને સંયમ ધારણ કરવાનો પોતાનો નિશ્ચય સંભળાવ્યો. બધાએ તેમને

રોકવાની ઈચ્છા પ્રગટ કરી, પણ તેમની વૈરાગ્ય ભાવના ઘણી ઉત્કટ હતી. નમિરાજે પોતાના પુત્રને રાજ્યની જવાબદારી સોંપી અને પોતાના હાથે જ માથાના વાળ ખેંચી નાખીને સંયમ ધારણ કર્યો.

મુનિ નમિરાજની કસોટી કરવા દેવરાજ ઈંદ્ર આવ્યા. તેમણે મુનિ નમિરાજને સંસાર તરફ મોહિત કરવા માટે નિષ્ફળ પ્રયત્ન કર્યા. છેવટે ઈંદ્ર હાર્યા અને તેમણે મુનિ નમિરાજની ક્ષમા માગી.

મુનિ નમિરાજે સંયમનું પાલન કર્યું અને છેવટે પોતાની માતા સુવ્રતા અને ભાઈ ચંદ્રયશની જેમ સિદ્ધ બન્યા.

સતી શિરોમણી મદનરેખાનું ચરિત્ર બધાને માટે અનુકરણીય છે. સતી મદનરેખાએ રાજ-સુખ છોડયું, રાજમાતા બનવાનો મોહ પણ છોડયો હરેક દુ:ખ અને મુશ્કેલી સહન કરીને પોતાના શીલનું રક્ષણ કર્યું.

એટલું જ નહિ પોતાના પતિ યુગબાહુને નરકમાં જતો બચાવ્યો વિદ્યાધર મણિપ્રભનું હૃદય પરિવર્તન કર્યું અને તેને સારા માર્ગે વાળ્યો તથા પોતાના બંને પુત્ર ચંદ્રયશ અને નમિરાજના આત્માનું કલ્યાણ કર્યું અને તે પોતે પણ સિદ્ધ બની.

સતીઓના મહિમાનું વર્ણન કોણ કરી શકે ?

(ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૯ની પ્રાકૃત ટીકાના આધાર પર)

# હંસાવલી

ગોદાવરી નદીની નજીક પૈઠણપુર નામનું એક અત્યંત સુંદર નગર હતું. ત્યાંની પ્રાકૃતિક સૌંદર્યશોભા જોવાલાયક હતી નરવાહન ત્યાંનો પ્રતાપી સમ્રાટ હતો. લીલાવતી તેની પટરાણી હતી પ્રતિભામૂર્તિ નરકેસરી તેનો પ્રધાનમંત્રી હતો. તે પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી કઠણમાં કઠણ સમસ્યાને પણ અત્યંત સરળતાથી ઉકેલી દેતો.

એક દિવસ રાજા પોતાના ભવ્ય રાજમહેલમાં સૂઈ ગયો હતો. તેને સવાર માં એક સ્વપ્ન આવ્યું કે હું કનકપુર નગરમાં પહોંચી ગયો છું. ત્યાંના રાજા કનકપ્રભને હંસાવલી નામની એક પુત્રી છે તે રૂપમાં અપ્સરા જેવી છે. તેની સાથે મારું લગ્ન થયું. તેની સાથે હું વિવિધ પ્રકારની ક્રીડા કરી રહ્યો છુ. રાજા સ્વપ્ન જોવામાં એટલો બધો તલ્લીન થઇ ગયો કે, સૂર્યોદય થઈ ગયો તેનુ પણ તેને ભાન રહ્યું નહીં. તે તો સ્વપ્નસંસારનો આનંદ લૂંટી રહ્યો હતો

રાજદરબારમાં રાજા સિવાય પ્રધાનમંત્રી વગેરે બધા સભ્યો હાજર થઈ ગયા. પ્રધાનમંત્રીને ખબર પડી કે, મહારાજ હજુ સુધી સૂઈ રહ્યા છે. સૂવાનું કારણ જાણવા માટે તે રાજ મહેલમાં ગયો અને પ્રયત્ન કરીને રાજાને

ઉઠાડયા ઊઠતાં જ રાજા પ્રધાનમંત્રી પર અત્યંત ગુસ્સે થઈ ગયા. પ્રધાનમંત્રીને મારવા માટે તેણે મ્યાનમાથી ચમકતી તલવાર કાઢી કે તેં મારા સ્વપ્નમાં ભંગ કેમ પાડયો ? હું કનકપુરની મહાન સુંદરી રાજકન્યા હંસાવલી સાથે આનંદ ક્રીડા કરી રહ્યો હતો. તે એ આનંદમાં ભંગ કેમ પાડયો ? તેં મારી પાસેથી હંસાવલી ઝૂંટવી લીધી છે. માટે હું તને જીવતો છોડીશ નહીં.'

પ્રધાનમંત્રીએ કહ્યું :

'મહારાજ ! મને ખબર ન હતી કે તમે સ્વપ્ન જોઈ રહ્યા છો. સ્વપ્નમાં પણ હંસાવલી તમને આટલો આનંદ આપતી હતી. જો તેની સાથે તમારું લગ્ન કરી આપું તો તમને જીવનભર કેટલો આનંદ થાય ?'

રાજાએ લાલચુ નજરે પ્રધાનમંત્રી તરફ જોયું કે, શું તું મારા સ્વપ્નને સાકાર કરી શકે છે ? જો તું કરી શકીશ તો હું તને મહાન વૈભવ આપીશ અને જીવન-ભર તારા ઉપકારને નહીં ભૂલું.

મંત્રીએ જવાબ આપ્યો :

'મહારાજ ! હું હંસાવલી સાથે ચોક્કસ તમારું લગ્ન કરાવી આપીશ, પણ તેમાં થોડો સમય લાગશે.'

રાજાએ વિશેષ આતુરતાથી કહ્યું :

'હું તને આ કામ માટે છ મહિનાનો સમય આપું છું. આટલા સમયમાં તારે આ કામ કરવું પડશે. જો આ

સમય-મર્યાદામાં આ કાર્ય નહીં કરી શકે તો તને મોતની સજા થશે.'

પ્રધાનમંત્રીએ રાજાના પ્રસ્તાવને સહર્ષ સ્વીકારી લીધો. તે રાજમહેલમાંથી પોતાને ઘેર આવ્યો, પણ તેને માટે એક ગંભીર સમસ્યા એ હતી કે કનકપુર કયા આવ્યું? કઈ દિશામાં છે? ત્યાંનો રાજા કોણ છે? તેને હંસાવલી નામની પુત્રી છે કે નહીં? જો છે તો તે પરણેલી છે કે કુમારી? આ બધી માહિતી મેળવવા માટે તેણે પૈઠણપુર નગરના દરવાજા પર પોતાના વિશ્વાસુ માણસો મૂકી દીધા. તેમને જણાવ્યું કે જે મહેમાન આવે તેનું પ્રથમ સ્વાગત કરો અને પછી કનકપુર નગર બાબતમા પૂછપરછ કરો જેને કનકપુર નગર બાબતમાં જાણકારી હોય તેને મારી સમક્ષ હાજર કરો.

સેવકોએ પ્રધાનમંત્રીના હુકમનું પાલન કર્યું. એક મહિનો પૂરો થઈ ગયો છતાં કોઈની પાસેથી કનકપુર નગર બાબતમાં માહિતી મળી નહીં. હવે પ્રધાનમંત્રીના હૃદયની ધડકન વધવા લાગી. જ્યાં સુધી કનકપુર બાબતમાં માહિતી ન હોય ત્યાં સુધી આગળનો વિચાર કેવી રીતે થઈ શકે?

એક મહિના પછી એક બહુ મોટા વેપારીએ નગરમાં પ્રવેશ કર્યો. તેને કનકપુર નગર બાબતમાં જાણકારી હતી તેથી સેવકો તેને પ્રધાનમંત્રી પાસે લઈ આવ્યા. તે શેઠે પ્રધાનમંત્રીને જણાવ્યું કે કનકપુર અહીંથી ઘણું દૂર છે.

સમુદ્ર પાર કરીને ત્યાં પહોંચી શકાય છે. હું પોતે એક વખત કનકપુર ગયો હતો. ત્યાંના રાજા કનકપ્રભને હું ભેટ આપવા ગયો, તે વખતે તેમની પુત્રી કોઇ ખાસ કામ માટે ત્યાં આવી હતી. તેના દિવ્ય અને ભવ્ય રૂપને જોઇને હું ચકિત થઈ ગયો હતો. હું અનેક દેશોમાં ફર્યો છું, પણ તેના જેવું અદ્ભુત રૂપ મેં આજ દિવસ સુધી ક્યાંય જોયું નથી. તેના રૂપ આગળ તો ઉર્વશી પણ પાણી ભરે.

પ્રધાનમંત્રીએ વેપારીનું પ્રેમભર્યું સ્વાગત કર્યું અને પૂછ્યું કે, શું તમે મારી સાથે કનકપુર આવી શકશો ? વેપારીએ કહ્યું કે, જરૂર આવીશ.

રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરીને રાજા અને પ્રધાન-મંત્રી વેપારીની સાથે કનકપુર તરફ ચાલવા માંડ્યા. દુર્ગમ રસ્તા અને સમુદ્રને વહાણથી પાર કરીને તેઓ ત્રણે કનકપુર પહોંચ્યા. વેપારી રાજા અને પ્રધાનમંત્રીને છોડીને પોતાના કામ માટે આગળ ચાલ્યો.

રાજા અને પ્રધાનમંત્રી બને શહેરને જોવા માટે જેવા આગળ વધ્યા કે તરત જ એક માલણે તેમના ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો. પ્રધાનમંત્રીને લાગ્યું કે આ શુભ શુકન થયા. તેણે માલણનાં હાથમાં એક કીંમતી વીંટી મૂકી. આવી કીંમતી ભેટ જોઇને માલણ તો ખુશ ખુશ થઈ ગઇ. તેણે બને મહેમાનને પોતાને

ત્યાં રહેવાની વિનંતિ કરી રાજાએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો.

સાંજના સમયે રાજા અને પ્રધાનમંત્રી બંને નગરમાં ફરવા માટે નીકળતા હતા. એક દિવસ માલણે કહ્યું :

'મારી વિનંતિ છે કે આ દિવસોમાં તમે નગરમાં ફરવા માટે ના નીકળો તો સારું. અહીંની રાજકુમારી હંસાવલીના મનમાં પુરુષ જાતિ પ્રત્યે ખૂબ તિરસ્કારની ભાવના છે તે કાલિકા માતાની ઉપાસિકા છે. આઠમ, ચૌદશ અને અમાસના દિવસે તે ખુલ્લી તલવાર લઈને રાજમહેલમાંથી નીકળે છે. વચ્ચે જો કોઈ પુરુષ મળી જાય તો તેને મારીને તેનો ભોગ ચડાવી દે છે એટલે સુધી કે, આ દિવસોમાં તો અહીંના રાજા અને પ્રધાનમંત્રી પણ ઘરની બહાર નીકળતા નથી.'

માલણની વાત સાંભળીને રાજા તો ડરી ગયો. તેણે ધીમેથી પ્રધાનમંત્રીને કહ્યું :

'આવી હંસાવલી મારે ના જોઈએ. આપણે તો સહીસલામત આપણા નગરમાં જતા રહીએ.'

પ્રધાનમંત્રીએ નીડર રીતે કહ્યું :

'મહારાજ ! તમે ડરશો નહીં. મેં તમને જે વચન આપ્યું છે તે હું પૂરું કરીશ. હું મારા બુદ્ધિ-વૈભવથી આ મુશ્કેલ કાર્યને પણ સરળ બનાવી દઈશ. તમે આનંદથી અહીં જ રહો. હું એકલો જ કાર્ય સિદ્ધ કરવા માટે જઉં છું.'

પ્રધાનમંત્રી સીધો જ તે કાલિકાના મંદિરમાં ગયો. જ્યાં રાજકુમારી હંસાવલી જતી હતી. પ્રથમ તો પ્રધાનમંત્રીએ કાલિકા માતાને પ્રણામ કર્યા અને કહ્યું :

'માતાજી ! હું તમારા ચરણે આવ્યો છું. મારા પર એવી મહેરબાની કરો કે જેથી હું હસાવલી મેળવવાના અસંભવિત કાર્યને સંભવિત કરી શકું.'

આ રીતે તેણે એક ચિત્તે માતાજીનો સ્તુતિ કરી અને મૂર્તિની પાછળ છુપાઈને બેસી ગયો.

સાંજના સમયે પોતાની સખીઓ સાથે હંસાવલી મંદિરમાં પહોંચી. તેના હાથમાં તલવાર ચમકી રહી હતી. તે મૂર્તિ સામે નર-બલિ આપવા માગતી હતી, તે જ વખતે પ્રધાનમંત્રીએ ગંભીર ગર્જના કરતાં કહ્યુ .

'હંસાવલી! સાવધાન થઇ જા. જો તું મારી નજીક આવશે, તો હું તને આ જ પળે પરલોક પહોંચાડી દઇશ.'

ગંભીર ગર્જના સાંભળીને હંસાવલી પાકા પાનની માફક ધ્રૂજવા લાગી. તેને સમજાતું ન હતું કે તેણે આજે એવો કેવો અપરાધ કર્યો છે કે, જેનાથી માતાજી આટલાં બધાં ગુસ્સે થઇ ગયાં. તેણે નમ્રતાથી પ્રાર્થના કરતાં કહ્યું :

"માતાજી ! હું દરરોજ તમારી ભકિત કરું છું. તમે કદાપિ મારા પર નારાજ નથી થયાં. તમારી મારા પર હંમેશા કૃપાદષ્ટિ રહી છે. પણ આજે તમે મારા પર શા માટે નારાજ થયાં છો તે મને સમજાતું નથી.'

તે વખતે ફરીથી અવાજ આવ્યો :

'તું હરરોજ નિર્દોષ માણસોની હત્યા કરે છે. હું તારાં આ ઘાતકી પાપ કર્મોથી હવે કંટાળી ગઇ છું તને ખબર છે કે તને આ પાપનુ ફળ કેવું મળશે ? તું મને કહે આ પુરુષ હત્યા તું શા માટે કરે છે ?'

હંસાવલી નમ્રતાથી બોલી :

'માતાજી ! થોડા સમય પહેલાં એક પક્ષી યુગલને જોઈને મને મારા પૂર્વ-જન્મનું સ્મરણ થયું હતું. હું પૂર્વ જન્મમાં પક્ષિણી હતી મારા પ્રિય પતિ સાથે હું આનંદથી બગીચામાં રહેતી હતી. એક વખત મે બે ઇંડા મૂકયા અને એટલામાં ત્યાં આગ લાગી.

'આગ હોલવવા માટે પતિને પાણી લેવા માટે મોકલ્યા પણ તે પાછા આવ્યા જ નહીં. હું મારા બંને ઇંડાં સાથે આગમાં બળીને રાખ થઈ ગઇ. મરતી વખતે મારા મનમાં એ ભાવના રહી કે, પુરુષ કેટલો સ્વાર્થી છે ! તે પોતે બચી જાય છે અને બીજાને સળગાવી દે છે. એ જ સંસ્કાર આજે પણ મારા મનમાં છે. એ કારણે મારા મનમાં પુરુષ પ્રત્યે તિરસ્કાર છે અને એટલા જ માટે પુરુષને જોતાં જ તેને મારી નાખવા માટે હું તૈયાર થઇ જાઉં છુ.'

ફરીથી અવાજ આવ્યો :

'હંસાવલી ! તારી ભૂલ થાય છે. તારા પતિએ જે કામ કર્યું તેનુ તને જ્ઞાન નથી. તે તરત જ સરોવર-

માંથી પાણી લઇને આવ્યો હતો. પણ ત્યાં સુધીમાં તો તું આગમાં બળી મરી હતી. તેથી તારા પ્રેમમાં દીવાનો બનીને તે પણ એ જ આગમાં કૂદી પડયો હતો. અને તારે માટે તેણે પોતાના કીંમતી પ્રાણનું બલિદાન આપી દીધું હતુ.

હંસાવલીએ જ્યારે આ સાંભળ્યું ત્યારે તેને નવો પ્રકાશ મળ્યો. તેણે પોતાના અપરાધની ક્ષમા માગતાં જણાવ્યુ :

'માતાજી ! પછીના પ્રસંગની મને ખબર ન હતી. એટલા માટે જ મારાથી આ ભયંકર અપરાધ થાય છે પણ હવે આજથી પ્રતિજ્ઞા લઉ છું કે હવે કોઇને મારીશ નહિ.'

આવી પ્રતિજ્ઞા લઇને તે પોતાના મહેલમાં પાછી ફરી.

પ્રધાનમંત્રી મૂર્તિની પાછળથી નીકળ્યો અને નમસ્કાર કરીને રાજાની પાસે પાછો આવ્યો. આજે તેને અપાર આનંદ થયો હતો. કારણ કે તેને હંસાવલીના જીવનનું ગુપ્ત રહસ્ય મળી ગયું હતુ.

પ્રધાનમંત્રી કુશળ ચિત્રકાર પણ હતો. તેણે ઘણાં સુંદર ચિત્રો બનાવ્યાં જેને જોઈને જોનારા સ્તબ્ધ થઈ જતાં. હંસાવલીની દાસીઓએ જ્યારે તે ચિત્રો જોયાં ત્યારે તે આશ્ચર્ય ચકિત થઈ ગઇ. તેમણે રાજકુમારી

સમક્ષ એ ચિત્રોનાં વખાણ કરતા કહ્યું કે, આવો અદ્‌ભુત ચિત્રકાર આપણા નગરમાં આવ્યો છે. એનાં ચિત્રો બોલતાં હોય તેવાં લાગે છે.

તે વખતે હંસાવલીએ દાસીઓ દ્વારા પ્રધાનમંત્રીને પોતાની પાસે બોલાવડાવ્યો અને તેનાં બધાં ચિત્ર તેણે ખરીદી લીધાં. વળી તેણે પ્રધાનમંત્રીને કહ્યું કે, તમે મારા મહેલમાં એવું ચિત્ર બનાવો જે અજોડ હોય.

પ્રધાનમંત્રીએ તેના પૂર્વજન્મના જીવનને દર્શાવતા પક્ષી, પક્ષિણી, ઈંડા, બગીચો, વૃક્ષ, અગ્નિ, સરોવર, એ ઈંડાં સહિત પક્ષિણીનુ અગ્નિમાં બળી મરવું અને પછીથી પતિનું આવવું, તેના વિરહમાં દુઃખી થઇને આગમાં કૂદી પડવું વગેરે દૃશ્યો એવી કલાપૂર્ણ ઢબથી દોર્યાં કે હંસાવલી તો તેને જોતાં જ સ્તબ્ધ થઇ ગઈ. તે બેભાન થઈને જમીન પર પડી ગઇ.

દાસીઓ દોડતી આવી. તે એક બીજા સાથે વાતો કરવા લાગી કે ચિત્રકારે એવો જાદુ કર્યો છે કે જેનાથી આપણી સ્વામિની બેભાન થઈ ગઈ છે. બીજીએ કહ્યું, ના, ના ! માતાજી ગુસ્સે થયાં છે.'

થોડા સમય પછી હસાવલી પોતે જ ઊઠીને બેઠી થઇ. તેણે ચિત્રકારને પોતાની પાસે બોલાવીને કહ્યું :

તમારું આ ચિત્ર અદ્દભુત છે. આ ચિત્રમાં તમે મારા પૂર્વજન્મને ચિત્રિત કર્યો છે. જો તમે મારા પૂર્વ

જન્મના પતિને મેળવી આપો તો હું તમારો ઉપકાર જીવનભર નહીં ભૂલું. મેં આજે મારા મનમાં દૃઢ નિશ્ચય કરી દીધો છે કે, હું લગ્ન કરીશ તો તેની જ સાથે કરીશ. જો તે નહીં મળે તો જીવનભર બ્રહ્મચારિણી જ રહીશ. હાય ! શું તમે મને એમનો મેળાપ કરાવી શકશો !'

ચિત્રકારે થોડો સમય આંખો બંધ કરીને વિચાર કર્યો અને પછી તે બોલ્યો :

'રાજકુમારી ! તમારો પૂર્વજન્મનો પતિ મરીને પૈઠણપુરનો નરવાહન નામનો રાજા બન્યો છે. એ મહાન પરાક્રમી રાજા છે. જો તમારી ભાવના હોય તો હું તેમને લાવી શકું છું.'

રાજકુમારી હંસાવલી બોલી ઊઠી :

'હા, હા, ચિત્રકાર ! તમે એમને અહીં આગળ જલદીથી લઇ આવો. હું એની સાથે જ લગ્ન કરીશ.'

ચિત્રકાર પ્રધાનમંત્રીએ કહ્યું :

'એ જગ્યા અહીંથી ઘણી દૂર છે. એટલે તેમને અહીં લાવવામાં ઓછામાં ઓછા બે મહિના તો લાગશે જ. એટલે દૂરથી જાન લાવવાનું પણ સંભવિત નથી. તેથી હું એકલો રાજાને લઇ આવીશ.'

રાજકુમારીએ કહ્યું :

'તમે ઝડપથી જાઓ. હું અપલક આંખે તમારી રાહ જોતી રહીશ.'

પ્રધાનમંત્રી રાજમહેલમાંથી માલણને ઘેર આવ્યો અને તેણે વિસ્તારથી આખો પ્રસંગ કહી સંભળાવ્યો. બંને માલણને ત્યાં ગુપ્ત રીતે રહેવા લાગ્યા. હંસાવલી અપલક રીતે તેમની રાહ જોતી હતી. અઠ્ઠાવીસમા દિવસે પ્રધાન-મંત્રી રાજા સાથે રાજમહેલમાં ગયો. રાજાના દિવ્ય રૂપ અને શૌર્યને સાંભળીને રાજકુમારી મુગ્ધ બની ગઈ. રાજા પણ તેના રૂપને જોઈને સ્તબ્ધ થઇ ગયો.

રાજા કનકપ્રભે પોતાની પુત્રી હંસાવલીનો હસ્ત-મેળાપ રાજા નરવાહન સાથે કરી દીધો. રાજા નરવાહને પ્રધાનમંત્રી નરકેસરીને ખુલ્લા દિલે ભરપૂર ઇનામ આપ્યું. રાજા પોતાની રાણી સાથે રાજ્યમાં પાછો આવ્યો.

હંસાવલીને વારા ફરતી બે પુત્ર થયા : હંસરાજ અને વચ્છરાજ. બંનેનું રૂપ ખૂબ સુંદર હતું અને બંનેની બુધ્ધિ પણ ખૂબ તીક્ષ્ણ હતી. બને ભાઈઓ વચ્ચે રામ-લક્ષ્મણ જેવો પ્રેમ હતો. બંને કલાચાર્ય પાસે અનેક કળાઓ શીખ્યા.

એક દિવસ સાંજના સમયે બંને ભાઈઓ રાજ-મહેલના આંગણામાં દડો રમતા હતા. દડો ઉછળીને મહારાણી લીલાવતીના મહેલમાં પડયો. હંસરાજ પોતાનો દડો લેવા પોતાની અપર માતા લીલાવતીના મહેલમાં ગયો. લીલાવતીએ હંસરાજનું સુંદર રૂપ જોયું તો તે તેના પર મુગ્ધ થઈ ગઇ. તેણે દડો પોતાના હાથમાં લઈ લીધો અને હંસરાજને કહ્યું :

'હું તારા રૂપ અને ઉછળતા યૌવનને જોઈને મુગ્ધ થઈ ગઇ છું. હું મારું સર્વસ્વ તારા ચરણોમાં ન્યોછાવર કરવા માગુ છું.'

પોતાની માતાના મુખમાંથી આ શબ્દો સાંભળીને હંસરાજ તો મૂઢ બની ગયો. તેણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું:

'માતાજી! તમે પુત્ર સામે શુ બોલી રહ્યાં છો? તમને ભાન છે કે નહીં? હું સ્વપ્નમાં પણ મારી માતા સાથે કદાપિ આવી વાત પણ કરી શકું નહીં.'

એમ કહીને તેણે ઝપટ મારીને હાથમાંથી દડો ઝૂટવી લીધો અને એકદમ મહેલની નીચે ઊતરી ગયો.

લીલાવતીને આ પોતાનું ભયંકર અપમાન લાગ્યું. તેણે વિચાર્યું: 'હાથ પણ બળ્યા અને હોળો ખાવા પણ મળ્યો નહીં.' હંસરાજ સામે બદલો લેવાની ભાવનાથી તેણે પોતાનાં પહેરેલાં કપડાં ફાડી નાખ્યા. પોતાના જ હાથ વડે તેણે પોતાના શરીરમાં નખ માર્યા અને એકાંતમાં જઈને ઊંધે માથે સૂઈ ગઇ. જ્યારે રાત્રે રાજા મહેલમાં પહોંચ્યા ત્યારે રાણીની આવી વિચિત્ર સ્થિતિ જોઇને તેમણે પૂછ્યુ:

'શું બાબત બની છે?'

રાણીએ આંખમાંથી આંસુ વહાવતાં કહ્યુ:

'તમારા પુત્ર હંસરાજે પોતાની વાસના પૂર્ણ કરવા મારી સામે પ્રસ્તાવ મૂક્યો. જ્યારે મેં તેના પ્રસ્તાવને

ઠુકરાવી દીધો ત્યારે તેણે બળાત્કાર કરવા માટે મારી પર આક્રમણ કર્યું. હું તેની નફ્ફટાઈ હવે સહન કરી શકું નહીં. આજે તેણે પોતાની માતા સાથે આવો વ્યવહાર કર્યો. આવતી કાલે તે બીજાઓ સાથે આવો વ્યવહાર કરશે તેથી તમારે તમારા લાડકાથી સાવચેત રહેવા જેવું છે.'

રાણી લીલાવતીના આ ચરિત્રને રાજા સમજી શક્યા નહીં. તેમનું લોહી તપી ઊઠયું. તેમણે તે જ વખતે પ્રધાનમંત્રી નરકેસરીને બોલાવ્યો અને પોતાના પુત્રોનાં કાળાં કામ જણાવીને કહ્યું કે, અત્યારે જ હંસરાજ વચ્છરાજ બંને ભાઈઓને જંગલમાં લઈ જાઓ અને મારી નાખો પ્રધાનમંત્રીએ રાજાને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ રાજાએ તેમની એક પણ વાત સાંભળી નહીં.

પ્રધાનમંત્રી હંસરાજ અને વચ્છરાજ બંનેને લઈને એક ભયાનક જંગલમાં પહોંચ્યા અને પ્રેમથી તેમના માથા પર હાથ ફેરવીને કહ્યુ :

'મને દૃઢ વિશ્વાસ છે કે, તમે કદાપિ આવું કાર્ય કરી શકો નહિ. પણ તમારી અપર માતાએ રાજાને પોતાની જાળમાં ફસાવી દીધા છે. રાજાએ તમને બંનેને મારી નાખવાનો આદેશ આપ્યો છે, પણ હું તમને જીવનદાન આપું છું જ્યારે તમારું નસીબ ચમકશે ત્યારે હું તમારી સેવા કરવાનો લાભ લઈ શકીશ'

આ પ્રમાણે કહીને પ્રધાનમંત્રીએ તેમને બાર કીંમતી રત્ન અને બે તેજસ્વી ઘોડા આપ્યા. સાથે તેમને આદેશ પણ આપ્યો કે આ ઘોડા પર બેસીને દૂર પરદેશમાં ચાલ્યા જાઓ. બંને ભાઈઓએ પ્રધાનમંત્રીને નમસ્કાર કર્યા અને ઘોડા પર બેસીને ચાલી નીકળ્યા.

પ્રધાનમંત્રીએ રાજાને સમાચાર આપ્યા કે, મેં બંનેને મારી નાખ્યા છે. લીલાવતીએ જયારે આ સાંભળ્યું ત્યારે તે આનંદથી નાચી ઊઠી. તેણે ગુપ્ત રીતે પ્રધાન-મંત્રીને પોતાની પાસે બોલાવીને પૂછયું :

'જયારે તમે હંસરાજને મારતા હતા, ત્યારે મરતી વખતે તેણે કંઈ કહ્યું હતું?'

પ્રધાનમંત્રી ખૂબ હોંશિયાર હતો. તેણે કહ્યું કે, તે કહેતો હતો કે જો મેં લીલાવતીના પ્રસ્તાવને સ્વીકારી લીધો હોત તો આજે મારી આ દશા ન થાત. આ સાંભળતાં જ મહારાણીના ચહેરા પર ભયની રેખાઓ ઉપસી આવી. પ્રધાનમંત્રીએ તે જોયું અને તેને સમજવામાં વાર ના લાગી કે, ખરેખર ભૂલ કયાં થઈ છે. તે ધીમેથી મહારાણીની રજા લઈને ત્યાંથી નીકળી ગયો.

હંસરાજ અને વચ્છરાજ બંને ભાઈ ઘોડા પર એક જંગલમાંથી બીજા જંગલને પસાર કરતા આગળ વધી રહ્યા હતા. બંને પોતાના ભાવિ જીવન વિશે વિચાર કરતા હતા. હંસરાજને ખૂબ તરસ લાગી. તેણે પોતાના ભાઈને કહ્યું :

'ભાઈ!' ક્યાંકથી પાણી મળે તો લાવો ને! પાણી પીધા વિના મારાથી એક ડગ પણ ભરી શકાશે નહી.'

વચ્છરાજે પાણીની શોધમાં ઘોડાને આગળ ધપાવ્યો અને હંસરાજ ઝાડ નીચે સૂઈ ગયો. થાકેલો હોવાથી તેને સૂતાં જ ગાઢ ઊંઘ આવી ગઈ. તે વખતે દરમાંથી એક ભયંકર વિષધર સાપ નીકળ્યો અને તેણે હંસરાજને ડંખ મારી દીધો. હંસરાજના આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું. તેના હૃદય અને નાડીની ગતિ અટકી ગઈ.

વચ્છરાજ પાણી લઈને પાછો ફર્યો, પણ ભાઈને મરેલો જોઈને તેના હૃદયને આઘાત લાગ્યો તે ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગ્યો :

'ભાઈ! આ ભયાનક જંગલમાં તું મને એકલો મૂકીને કયા ચાલ્યો ગયો? અરે સાપ! તું અત્યંત ઘાતકી નીવડયો. તેં કસમયે મારા વહાલા ભાઈનો જીવ હરી લીધો.'

થોડા સમય પછી તેણે વિચાર્યું :

'ભાઇ મરી ગયો છે. હવે મારે અંતિમ વિધિ કરવી જોઈએ.'

તેથી તે જંગલમાં આમ તેમ ચંદનના લાકડાંની શોધ કરવા લાગ્યો, પણ તેને ક્યાંયથી ચંદનનાં લાકડાં મળ્યાં નહીં. તેથી તે લાકડાં લેવા માટે શહેર તરફ

ચાલવા માંડયો. તે પહેલાં તેણે ભાઈના શબને ઝાડની એક ડાળી પર બાંધી દીધું, કે જેથી જંગલી પશુ તેને ખાઈ ના જાય. અને તે પોતે બે ઘોડા અને બાર રત્ન લઈને નીકળી પડયો.

વચ્છરાજ કુન્તિ નગરીમાં આવી પહોંચ્યો. કુન્તિ નગરીમાં એક અત્યંત લુચ્ચો મુમ્મણ શેઠ રહેતો હતો તેણે હજારો માણસોને પોતાની જાળમાં ફસાવીને કરોડોની મિલકત ભેગી કરી હતી. તેણે વચ્છરાજને જોયો પરદેશી માણસ જાણીને પ્રેમથી પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું :

'કહો, તમારે કંઈ વસ્તુની જરૂર છે ?'

વચ્છરાજે તેને નગરનો મુખ્ય માણસ સમજીને બાર રત્ન અને બે ઘોડા આપતાં કહ્યું :

'આ તમારી પાસે રાખો. અત્યારે મને ચંદનના લાકડાં આપો. હું ચંદનનાં લાકડાંની કિંમત અથવા એટલાં ચંદનનાં લાકડાં તમને પાછાં આપીને મારાં રત્ન અને ઘોડા પાછા લઈ જઈશ.'

મુમ્મણે વચ્છરાજની શરતને આનંદથી સ્વીકારી લીધી. સાથે કહ્યું પણ ખરું :

'તમે સહેજ પણ ચિંતા કરશો નહીં. તમારાં રત્ન અને ઘોડા તમારી ઈચ્છામાં આવે ત્યારે લઈ જઇ શકો છો.'

મુમ્મણે ત્રાંસી નજરે રત્નો જોઈ લીધાં. તેનું મન રત્નોને હજમ કરવા માટે લલચાઈ ગયું.

ચંદનના લાકડાં લઈને વચ્છરાજ પેલા ઝાડ પાસે ગયો, જેની ડાળો પર હંસરાજને બાંધી રાખ્યો હતો.

જે ઝાડ પર હંસરાજને બાંધ્યો હતો તે ઝાડ પર ગરુડ પક્ષી આવીને બેઠું. તેના મુખની લાળ હંસરાજના શરીર પર પડી, જેનાથી હંસરાજનું ઝેર ઊતરી ગયું. તે જ્યારે ભાનમાં આવ્યો ત્યારે પોતાની જાતને ઝાડ સાથે બાંધેલી જોઈ. આ જોઈને તેને ખૂબ નવાઇ લાગી.

નજીકમાં વચ્છરાજ પણ કયાંય દેખાયો નહી. હંસ-રાજે ધીમેથી પોતાનું દોરડું કાપી નાખ્યું. નજીકના સરો-વર પર જઇને પાણી પીધું અને ભાઇની શોધમાં તે આમ તેમ જંગલમાં ભટકવા લાગ્યો. પણ તેને કયાંય ભાઈ મળ્યો નહીં.

તેણે એક તપસ્વી જ્ઞાની સાધુને એક ઝાડ નીચે ધ્યાનથી ઊભેલા મુદ્રામાં જોયા. તેણે મુનિરાજને નમસ્કાર કર્યા. જ્યારે મુનિ ધ્યાનમાંથી જાગૃત થયા ત્યારે તેણે મુનિરાજને પૂછયું :

' પ્રભુ ! મારો ભાઇ વચ્છરાજ મને ફરી કયારે મળશે ? અને કયાં મળશે ? '

મુનિરાજે શાન્તિથી કહ્યું :

' ચિંતા ના કરીશ, તારો ભાઇ પાણી લેવા ગયો હતો, તે વખતે તને સાપે ડંખ માર્યો હતો. તને મરેલો સમજીને તે ચંદનનાં લાકડાં લેવા ગયો. પછીથી

ગરુડને કારણે તારું ઝેર ઊતરી ગયું. હવે તે તને છ મહિના પછી કુન્તિનગરીમાં મળશે.'

હંસરાજ મુનિને નમસ્કાર કરીને કુન્તિનગરી તરફ ચાલ્યો.

વચ્છરાજ ચંદનનાં લાકડાંની ભારી લઈને તે ઝાડ પાસે આવી પહોંચ્યો, જે ઝાડ પર તેણે પોતાના ભાઈને બાંધ્યો હતો. ત્યાં પોતાનો ભાઈ મળ્યો નહીં. તે વિચારવા લાગ્યો કે શું ભાઇના અગ્નિ-સંસ્કાર કરવાનું પણ મારા નસીબમાં નથી ? શું મારા ભાઈને કોઇ હિંસક પશુ ઊઠાવીને લઇ ગયું હશે ? તેને ખાઇ ગયું હશે ?

તેણે ઝાડની નીચે નજીકમાં જ હંસરાજનાં પગલાં જોયાં તો તે આનંદથી નાચી ઊઠયો. તેણે વિચાર્યું કે નસીબજોગે અહીં કોઈ સિદ્ધ પુરુષ આવ્યો હશે. તેણે કૃપા કરીને મારા ભાઇને જીવતો કરી દીધો હશે. તે ભાઇના પગલે પગલે ચાલ્યો. પણ સરોવર આગળ તેનાં પગલાં અટકી જતાં હતાં. તેનાથી આગળ તેને ભાઈનાં પગલાં મળ્યાં નહીં.

જીવન આશા અને નિરાશાના હિંચકે ઝૂલ્યા કરે છે. કયારેક જીવનમાં આશા પ્રધાનપદ ભોગવે છે, તો કયારેક નિરાશા પ્રધાનપદ ભોગવે છે. વચ્છરાજ ચંદનનાં લાકડાંની ભારી લઇને તે સુમ્મણ શેઠ પાસે પહોંચ્યો. સુમ્મણ શેઠ પહેલાં તો તેને જોઇને ગભરાઇ ગયો. પણ

તેણે વિચાર કર્યો કે એવો ઉપાય કરું કે જેથી રત્ન પણ આપવા ના પડે અને તે ખાલી હાથે પાછો ફરે.

તેણે પ્રેમથી વચ્છરાજને કહ્યું :

'તમે લાકડાં અહીં નાખી દો. મેં તમારાં રત્ન તિજોરીમાં રાખ્યાં છે. તે હું રાત્રે કાઢીશ અને સવારે તમને આપી દઈશ. અત્યારે તો તમે તબેલામાં બાંધેલા ઘોડાને લઈ જાઓ.'

વચ્છરાજ માયાવી મુમ્મણના કપટને પારખી શક્યો નહીં. તેણે તબેલામાં જઈને ઘોડા છોડી લીધા. તરત જ મુમ્મણે બૂમરાણ મચાવી મૂકી કે જુઓ તો ખરા, ધોળે દિવસે આ ચોર મારા કીંમતી ઘોડા ચોરીને લઇ જાય છે. જલદી જાઓ અને એને પકડી લો.

સેંકડો માણસો ભેગા થઇ ગયા. વચ્છરજને સાબિતી સાથે પકડી લીધો. કોટવાળ વચ્છરાજને પકડીને રાજદ-રબારમાં લઇ ગયો.

રાજા પણ મુમ્મણને માન આપતો હતો. રાજાને ધનની ભેટ ધરીને મુમ્મણે પ્રાર્થના કરી :

'મહારાજ ! તમારા જેવા ન્યાયપ્રિય રાજા હોવા છતાં-નગરમાં અને તે પણ ભર બજારમાં ધોળે દિવસે આ રીતે ચોરી થાય એ શું યોગ્ય છે ? દુષ્ટ ચોરને તો કડક સજા થવી જોઇએ.'

રાજાએ કોટવાળને હુકમ કર્યો :

'અત્યારે જ આ મહાચોરને જંગલમા લઇ જાઓ. તલવારથી તેના બે ટુકડા કરી નાખો. ત્યારે એને સમજાશે કે ચોરી કરવાનું કેવું ફળ મળે છે.'

વચ્છરાજ પોતાના નસીબનો વિચાર કરતો હતો :

'અરેરે ! રાજ્ય છૂટી ગયું ! ભાઇનો વિરહ થયો ! આ દુષ્ટે મારા ઘોડા અને રત્ન લઇ લીધાં અને મારા પર ચોરીનો આક્ષેપ કર્યો અને મોતની સજા કરાવી. હવે વિચાર કરવાથી પણ શું ? નસીબમાં જે લખ્યું હશે તે જ બનશે.'

કોટવાળ વચ્છરાજને લઇને પોતાને ઘેર આવ્યો. કોટવાળાની પત્નીએ વચ્છરાજના તેજસ્વી અને કોમળ ચહેરાને જોયો તો તેના કોમળ મનમાં દયા આવી. તેણે કહ્યું :

'પતિદેવ ! આ યુવાન ચોર નથી. તેનો ભવ્ય ચહેરો જ બતાવી રહ્યો છે કે, તે કોઇ ખાનદાન યુવાન છે. મારે પુત્ર પણ નથી, તેથી તમે મને આપી દો, હું તેનું પુત્રની જેમ પાલન કરીશ. હું તેને સંતાડીને મારી પાસે રાખીશ.'

પત્નીની વાત કોટવાળને ગમી ગઇ. તેણે તેનાં બંધન છોડી નાખ્યાં અને પુત્રની જેમ ભોંયરામાં સંતાડીને રાખ્યો. રાજાને સમાચાર આપી દીધા કે, મેં તેને મારી નાખ્યો છે. સુમ્મણે જ્યારે આ સાંભળ્યું ત્યારે તેને ખૂબ આનંદ થયો.

સુમ્મણને પુષ્પદત્ત નામનો એક દીકરો હતો. તે પણ પિતા જેવો જ દુષ્ટ સ્વભાવનો અને પુરો ઠગ હતો. એક વખત તે અઢાર નાવડીમાં સામાન ભરીને વેપાર કરવા માટે પરદેશ જઈ રહ્યો હતો. તેણે ખલાસીઓને આદેશ આપ્યો કે બધી નાવ ચલાવો.

ખલાસીઓએ ઘણા પ્રયત્ન કર્યા, છતાં એક પણ નાવડી ચાલી નહીં. સુમ્મણે સામુદ્રિક કલાનાં નિષ્ણાત એવા માણસને બોલાવીને તેનું કારણ પૂછયું. જવાબમાં તેણે કહ્યું :

તમે કોઈની મિલકત ગીરો રાખીને પાછી આપી નથી. તે કારણે જ આ વહાણ અટકી ગયાં છે. જ્યાં સુધી તેની મિલકત પાછી નહી આપો, ત્યાં સુધી આ વહાણ ચાલી શકશે નહી.'

સુમ્મણે પૂછયું :

'બીજો કોઈ ઉપાય ખરો કે નહીં' ?

સામુદ્રિક શાસ્ત્રીએ કહ્યું :

'જેની મિલકત તમારી પાસે છે તે માણસ જો વહાણમાં બેસી જાય તો પણ આ વહાણ ચાલી શકે'

સુમ્મણનો ચહેરો પાકા પાનની જેમ પીળો પડી ગયો. તે લગભગ મૂઢ જેવો થઈ ગયો. તેણે ધીમેથી સામુદ્રિક શાસ્ત્રીને કહ્યું :

'તમારી વાત સાચી છે, પણ એક ગંભીર સમસ્યા

છે. જેની મિલકત મારી પાસે હતી તે તો મરી ગયો છે. તેને તેની મિલકત કેવી રીતે પાછી આપી શકાય ! વહાણમાં તેને સાથે પણ કેવી રીતે લઈ જઇ શકાય ?'

સામુદ્રિક શાસ્ત્રીએ ગણતરી કરીને કહ્યું:

'જેની મિલકત તમે પચાવી પાડી છે, તે હજુ સુધી મર્યો નથી. તે જીવતો છે.'

સુમ્મણની નવાઈનો પાર ના રહ્યો. તેણે કહ્યું :

'શું તે સાચું છે ? જો તે જીવતો હોય તો અત્યારે ક્યાં છે ?'

સામુદ્રિક શાસ્ત્રીએ કહ્યું :

'કોટવાળે તેને મારી નાખ્યો નથી. તેને પુત્ર બનાવીને પોતાના ઘરમાં સંતાડીને રાખ્યો છે.'

સુમ્મણ વિચારવા લાગ્યો કે, એવો ઉપાય કરું કે જેથી મારું કામ સારી રીતે થઇ જાય. સામુદ્રિકશાસ્ત્રીને યોગ્ય ઈનામ આપીને તેને વિદાય કર્યો અને પોતે રાજા પાસે ગયો. રાજાએ તેના આવવાનું કારણ જાણવાની ઇચ્છા કરી.

સુમ્મણે મુખના ચાળા કરતાં કહ્યું :

'મહારાજ ! કેટલાક દિવસ પહેલાં તમે જે ચોરને મારવાનો આદેશ આપ્યો હતો તે મર્યો નથી. તમારી આજ્ઞાની અવગણના કરીને કોટવાળે તેને પોતાને ત્યાં

પુત્રની જેમ સંતાડી રાખ્યો છે. પણ મારી આપશ્રીને નમ્ર વિનંતિ છે કે, તમે કોટવાળને કંઇ પણ ઠપકો આપશો નહિ. જો ઠપકો આપશો તો મારું આ શહેરમાં રહેવું મુશ્કેલ બની જશે

'બંદર પર મારાં અઢાર વહાણ રોકાઇ ગયાં છે. સામુદ્રિકશાસ્ત્રીએ મને જણાવ્યું છે કે, જો એ ચોર એ વહાણમાં સાથે જશે તો વહાણ ચાલી શકશે તેથી તમે એ ચોરને કોટવાળ પાસેથી મને અપાવી દો, જેથી હું તેને નોકરના રૂપમાં મારી પાસે રાખી લઈશ.'

તે જ વખતે રાજાએ કોટવાળને બોલાવડાવ્યો અને સંતાડેલા ચોરને મુમ્મણના હાથમાં સોંપી દેવાનો હુકમ કર્યો. વચ્છરાજના મધુર સ્વભાવથી કોટવાળ તેના પર મુગ્ધ થઈ ગયો હતો તે તેને આપવા ઇચ્છતો ન હતો, પણ બીજી તરફ રાજાની આજ્ઞા પણ ટાળી શકતો ન હતો. તેથી લાચાર બનીને તેણે વચ્છરાજને મુમ્મણ શેઠના હાથમાં સોંપી દીધો.

મુમ્મણનું કામ પણ થઇ ગયું અને તેની પોલ પણ ખુલી નહિ. વચ્છરાજે વહાણમાં જેવો પગ મૂક્યો કે તરત જ વહાણ ચાલવા લાગ્યાં. પુષ્પદત્ત વચ્છરાજને નોકરની જેમ પોતાની પાસે રાખવા લાગ્યો.

કેટલાક દિવસો પછી વહાણ કનકાવતી પહોંચ્યાં. વચ્છરાજના સૌજન્યભરેલા વ્યવહારથી પુષ્પદત્ત પણ

તેના પર ખૂબ ખુશ હતો પુષ્પદત્ત વચ્છરાજની સાથે કીંમતી ભેટ લઇને રાજા કનકસિંહના રાજદરબારમાં પહોંચ્યો. રાજાને ભેટ આપી. રાજાએ આનંદથી પોતાના નગરમાં વેપાર કરવાની તેને રજા આપી. પુષ્પદત્ત ત્યાં વેપાર કરવા લાગ્યો.

પુષ્પદત્તની સાથે વચ્છરાજ પણ વારંવાર રાજદરબારમાં જતો હતો. રાજા કનકસિંહને એક પુત્રી હતી. તેનું રૂપ અનુપમ હતું. તેનું નામ ચિત્રલેખા હતું. તેણે વચ્છરાજને જોયો તો તેના ભવ્ય રૂપથી તે મુગ્ધ બની ગઈ. તેણે પોતાની દાસી દ્વારા વચ્છરાજને પોતાની પાસે બોલાવડાવ્યો અને લગ્નનો પ્રસ્તાવ મૂકયો.

વચ્છરાજે કહ્યું :

'તમે જરા ઊંડાણથી વિચાર કરી જુઓ. હું પુષ્પદત્ત વેપારીનો એક નોકર છું. તમે રાજકન્યા છો. તમારું અને મારું લગ્ન કેવી રીતે સંભવી શકે ?'

જવાબમાં રાજકન્યાએ કહ્યું :

'તમે તેની ચિંતા કરશો નહિ. મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કર્યો છે કે, હું લગ્ન કરીશ તો તમારી સાથે જ કરીશ જો તમે ના પાડશો તો જીવનભર કુમારી રહીશ. હું મારો જીવ આપી દઈશ, પણ બીજા કોઇ પુરુષને મારું જીવન સમર્પણ નહિ કરું.'

વચ્છરાજે કહ્યું :

'મને તો કોઈ વાંધો નથી'

રાજકન્યાએ આ વાત તેની માતાને કરી. મહારાણીએ રાજાને કહીને તરત જ સ્વયંવરની તૈયારી કરાવડાવી. તેમા પુષ્પદત્તને પણ આમંત્રણ આપ્યું. પુષ્પદત્ત વચ્છરાજની સાથે સ્વયંવર મંડપમાં ગયો. ચિત્રલેખા ફૂલની માળા લઈને સ્વયંવરામાં આવી. તે બધાને વટાવી પુષ્પદત્તની પાસે પહોંચી. પુષ્પદત્ત તો આ જોઈને આનંદથી નાચી ઊઠયો. તે મનમાં પોતાના નસીબને વખાણવા લાગ્યો. પણ ચિત્રલેખાએ તો માળા વચ્છરાજના ગળામાં આરોપી. પુષ્પદતની આશા નિરાશામાં પલટાઈ ગઈ.

પુષ્પદત્ત નહોતો ઈચ્છતો કે એક સર્વાંગ સુંદરી રાજકન્યા પોતાના નોકર સાથે લગ્ન કરે. તેથી તેણે રાજાને કહ્યું:

'મહારાજ ! મારો નોકર તમારો જમાઈ બને, તે મને યોગ્ય લાગતું નથી.'

રાજા અને બીજા રાજકુમારોએ પણ કહ્યું કે રાજકન્યાએ વરની પસંદગી કરવામાં ભૂલ કરી છે. હજુ પણ તેનો બહિષ્કાર કરવામાં આવે પરંતુ રાજકુમારીએ કોઈની વાત માની નહિ તેથી રાજાએ ગુસ્સે થઈને કહ્યું:

'હું તારું મોઢું જોવા ઈચ્છતો નથી. અત્યારે જ નગર છોડીને નદી કિનારે ઝૂંપડી બનાવીને રહો'

વચ્છરાજ અને ચિત્રલેખા બંને નદીના કિનારે એક ઝૂંપડી બનાવીને રહેવા લાગ્યા. મહારાણી ગુપ્ત રીતે

ભોજન સામગ્રી તથા બીજી જરૂરી વસ્તુઓ મોકલતી. વચ્છરાજે રાજકુમારીને કહ્યું :

'તું મારે કારણે નકામું દુઃખ ભોગવે છે. તું બીજા કોઈ રાજકુમાર સાથે લગ્ન કરીને તારા જીવનને સુખી બનાવી શકે છે.'

રાજકુમારીએ દૃઢતાથી કહ્યું :

'હું તમને વરી ચૂકી છું. દુઃખ હોય કે સુખ હવે હું સ્વપ્નમાં પણ બીજા પુરુષની ઇચ્છા કરી શકું નહીં. હું તો પડછાયાની જેમ હમેશ તમારી સાથે રહીશ.'

રાજા કનકસિંહને અત્યંત દુઃખ થયું કે તેની પુત્રીએ એક દાસપુત્રને પોતાનો જીવનસાથી બનાવ્યો છે. તેથી હવે તેને કોઈ પણ ઉપાયે મારી નાખવો જોઇએ. રાજાએ પહેલવાનોને બોલાવ્યા અને આદેશ આપ્યો કે વચ્છરાજના શરીર પર માલિશ કરો અને યોગ્ય તક જોઈને તેને મારી નાખો. હું એવા જમાઈને પસંદ ના કરી શકું, જેનાથી મારી કીર્તિમાં કલંક લાગે

ચારે મલ્લ વચ્છરાજની સેવા માટે તેની ઝૂંપડીમાં પહોંચી ગયા. વચ્છરાજ રાજાની યોજના સમજી ગયો. ચારે મલ્લ તેલ ઘસવા લાગ્યા. તેલ ઘસતાં ઘસતાં ચારેએ એક બીજાને ઈશારો કર્યો. વચ્છરાજે તે જ વખતે પગની માલિશ કરનારની છાતીમાં એવી જોરથી લાત મારી કે તે દૂર જઈ પડયો. તેના મુખમાંથી લોહી નીકળવા લાગ્યું.

ચારે મલ્લ રાજા પાસે દોડી ગયા અને કહ્યું :

'મહારાજ! એ તો એટલો વીર છે કે, અમે તો મુશ્કેલીથી જીવ બચાવીને ભાગી નીકળ્યા. અમે હવે ફરીથી કદાપિ તેની પાસે નહીં જઈએ'

રાજાએ બીજા દિવસે ખૂબ પ્રેમથી વચ્છરાજને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું. 'આજે આપણે બંને સાથે ફરવા જઈએ. રાજા પોતે એક ઘોડા પર બેઠા અને બીજા ઘોડા પર વચ્છરાજને બેસવા માટે કહ્યું: તે ઘોડો વક્રગતિ ચાલનારો હતો. તેના પર જેવો કોઈ સવાર બેસે કે તરત જ તે ચારે પગે ઉછળતો. જેથી સવાર નીચે પડી જતો.

પણ વચ્છરાજ તો કુશળ ઘોડેસવાર હતો. તેણે ઘોડા પર બેસીને લગામ ઢીલી છોડી દીધી જેને કારણે ઘોડો તેના કાબૂમાં આવી ગયો. થોડે દૂર સુધી ફરીને વચ્છરાજ રાજા સાથે પાછો આવ્યો. રાજાને ખાત્રી થઈ ગઈ કે, આ માણસ બુદ્ધિશાળી અને વીર છે. મારી બેટીએ વરની પસંદગી કરવામાં સહેજ પણ ભૂલ નથી કરી. એટલે રાજાએ વચ્છરાજ અને પોતાની બેટીને રાજમહેલમાં બોલાવી લીધાં.

કેટલાક દિવસો પછી પુષ્પદત્તે રાજાને કહ્યું :

'મહારાજ! મારો બધો માલ વેચાઇ ગયો છે. હવે હું મારા દેશમાં પાછો જઈ રહ્યો છું.'

વચ્છરાજે પુષ્પદત્તને જતો જોયો. તેથી તેણે પણ રાજાને વિનંતિ કરી :

'મારે મારા ભાઈ હંસરાજની શોધ કરવાની છે, તેથી હું પણ તેની સાથે જવા માગુ છું. મારો ભાઈ ક્યાંક દુઃખ ભોગવતો હોય અને હું અહીં આનંદ કરું, તે મારે માટે યોગ્ય નથી.'

રાજાએ કહ્યું કે હું મારા માણસોને તમારા ભાઈની શોધ કરવા મોકલું છું. પણ વચ્છરાજ માન્યો નહીં. છેવટે રાજાએ તેને વિપુલ ધન આપીને પોતાની પુત્રી ચિત્રલેખા સાથે તેને વિદાય કર્યો

પુષ્પદત્તે જ્યારથી ચિત્રલેખાનું રૂપ જોયું હતું, ત્યાર થી તે તેના પર મુગ્ધ થઈ ગયો હતો. તેણે વિચાર્યું કે, જ્યાં સુધી વચ્છરાજ રહેશે ત્યાં સુધી તે મને મળશે નહીં. એક દિવસ તે વહાણના કિનારે ઊભો રહ્યો. તેણે વચ્છરાજને બૂમ પાડીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું:

'જો, આ આઠ મુખવાળો મચ્છ કેટલો સુંદર લાગે છે!'

વચ્છરાજ તે જોવા માટે નમ્યો કે તરત જ પુષ્પદત્તે તેને ધક્કો માર્યો. વહાણમાંથી નીચે પડતાં જ વચ્છરાજને પુષ્પદત્તની કપટનો ખ્યાલ આવી ગયો. તેણે નવકાર મહા મંત્રનુ સ્મરણ કર્યું. તે વખતે એક મચ્છ ત્યાંથી પસાર થતો હતો. વચ્છરાજ સીધો જ તે મચ્છની પીઠ પર પડયો. વચ્છરાજ આંખ બંધ કરીને એક ધ્યાનથી નવકાર મહા મંત્રનો જપ કરતો હતો અને મચ્છ તેજ ગતિથી આગળ વધતો હતો.

દરિયામાં જ્યારે ધબાકો થયો ત્યારે ચિત્રલેખા ચમકી

ગઇ. તે બહાર આવીને જોવા લાગી તો પુષ્પદત્તો ઢોંગ કરતાં કહ્યું :

'મચ્છને જોવા માટે તે નમ્યો અને પડી ગયો. મેં ઘણો પ્રયત્ન કર્યો, પણ બચાવી શકયો નહિ.'

ચિત્રલેખા વિલાપ કરવા લાગી. તે પોતે પણ પતિ પાછળ સમુદ્રમાં કૂદી પડવા માગતી હતી, પણ તેના કાનમાં કયાંકથી અવાજ આવ્યો કે તું ના રડીશ. તારો પતિ જીવતો છે અને તે તને જલ્દીથી કુન્તિનગરમા મળશે.

ચિત્રલેખાને આશાનું એક દિવ્ય કિરણ મળી ગયું. તેણે મરવાનો વિચાર મોકુફ રાખીને નવકાર મહામંત્રનો જાપ શરૂ કરી દીધો.

ત્રણ-ચાર દિવસ પછી પુષ્પદત્ત તેની પાસે આવ્યો. તેણે ચિત્રલેખા સમક્ષ પોતાના હૃદયની લાગણી વ્યક્ત કરી. ચિત્રલેખાને એ સમજતાં વાર ના લાગી કે મારા પતિને સમુદ્રમાં ધકેલી દેનાર આ જ દુષ્ટાત્મા છે. તેથી તેણે પોતાના ચારિત્ર્યનું રક્ષણ કરવાના હેતુથી કહ્યું :

'હવે તમારા સિવાય મારો આધાર પણ કોણ છે? તમે આટલો ઉતાવળ શા માટે કરો છો? નગરમાં પહોંચ્યા પછી વિધિ સહિત બધું કરવું યોગ્ય છે.'

પુષ્પદત્તને પણ ચિત્રલેખાની વાત પસંદ આવી.

o o o

આ તરફ હંસરાજ પણ પોતાના ભાઈ વચ્છરાજની શોધ કરવા કુન્તિનગરીમાં આવી પહોંચ્યો. સજ્જનસિંહ નામનો એક ક્ષત્રિય પુત્ર તેને મળ્યો. તેણે હંસરાજનો સૌજન્યપૂર્ણ સદ્વ્યવહાર જોયો તો તે ખૂબ પ્રભાવિત થયો. તેણે તેનો પરિચય પૂછ્યો. પોતાને ઘેર રહેવા માટે આગ્રહભરી પ્રાર્થના કરી. હંસરાજ તેને ત્યાં રહેવા લાગ્યો.

કુન્તિ નગરીના રાજાને એક પણ સંતાન ન હતું. અચાનક રાજા બિમાર પડી ગયો અને હંમેશાને માટે તેણે આંખો મીંચી દીધી. રાજ્ય સિંહાસને કોણ બેસે તે પ્રશ્ન પર મતભેદ પડયો. બધા પોતાની જાતને રાજ્યના અધિકારી ગણાવવા લાગ્યા.

સમજદાર નાગરિકોએ છેવટનો નિર્ણય આપ્યો કે, હાથણીની સૂંઢમાં કળશ પકડાવવામાં આવે અને સાથે ફૂલની માળા પણ તે જેના મસ્તક પર કળશ ઢોળે અને ગળામાં માળા પહેરાવે તે રાજા બને. પછી હાથણીને સજાવીને એમ કરવામાં આવ્યું.

હાથણી નગરમાં ફરતી ફરતી સીધી હંસરાજની પાસે પહોંચી અને કળશના પાણી વડે તેનો અભિષેક કર્યો. જયજયકારના અવાજથી આખું આકાશ ગાજી ઊઠયું. હંસરાજ રાજમહેલમાં આવ્યો અને આનંદથી તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. હંસરાજ કુન્તિ નગરીનો રાજા બની ગયો.

વચ્છરાજ સાત દિવસ સુધી મચ્છની પીઠ પર બેસી

રહ્યો. મચ્છ આઠમા દિવસે કુન્તિ નગરીના કિનારે આવીને અટકી ગયો. વચ્છરાજ તેની પીઠ પરથી ઊતરીને નગરીમાં પ્રવેશ્યો તે સાત દિવસનો ભૂખ્યો અને તરસ્યો હતો. તેથી થોડો સમય આરામ લેવા માટે બગીચામાં સૂઈ ગયો. સાત દિવસ સુધી ઊંઘ ન લેવાને કારણે સૂતો કે તરત જ તેને ગાઢ ઊંઘ આવી ગઈ

વચ્છરાજના પુણ્યબળથી તે સૂકો બગીચો લીલોછમ બનીને લહેરાવા લાગ્યો. ઝાડ ફળથી લદાઈ ગયાં. તે બગીચાની માલિક એક ઘરડી માલણ હતી. તેના પાંચે પુત્ર મરી ગયા હતા. જ્યારે તેણે સાંભળ્યું કે મારો બગીચો ફળ ફૂલથી ખીલી ઊઠયો છે ત્યારે તે જોવા માટે દોડતી આવી પહોંચી.

બગીચામાં વચ્છરાજને સૂતેલો જોઈને તે સમજી ગઈ કે આ માણસના પુણ્યનો જ પ્રભાવ છે. તેણે વચ્છરાજને જગાડયો અને પોતાને ઘેર લઈ આવી. તેણે કહ્યું:

'બેટા! મારા બધા પુત્રો મરી ગયા છે. જો તું મારે ઘેર રહીશ તો મારું જીવન ફરીથી રસિક બનશે.'

વચ્છરાજે ઘરડી માલણનો પ્રસ્તાવ આનંદથી સ્વીકારી લીધો. વચ્છરાજ માલણને ત્યાં રહીને માળા, ગજરા વગેરે ગૂંથવા લાગ્યો. માલણ તે નગરમાં વેચી આવતી. તે આવકમાંથી બંને પોતાના જીવનનિર્વાહ કરવા લાગ્યાં. વચ્છરાજે માલણને કહ્યું:

આ નગરના સુમ્મણુ શેઠનો પુત્ર પુષ્પદત્ત વેપાર કરવા માટે પરદેશ ગયેલો છે. તે પાછો આવવાનો છે. તેના આગમનના સમાચાર મને તરત જ આપજો.'

માલણ ફૂલની માળા વેચવા બજારમાં ગઈ. તેણે સાંભળ્યું કે સુમ્મણુ શેઠનો પુત્ર પુષ્પદત્ત રાજકન્યા સાથે લગ્ન કરીને પાછો ફર્યો છે. બંદર પરથી જ ભવ્ય સરઘસ સાથે નગરમાં પ્રવેશ કરી રહ્યો છે. માલણ તરત જ ઘેર પાછી ફરી.

માલણે વચ્છરાજને સમાચાર આપ્યા કે, તે આવી ગયો છે વચ્છરાજે પોતાની અદ્‌ભુત કુશળતાથી માળાઓ તૈયાર કરી. તેમાં પોતાના નામ સાથેનો પત્ર લખીને પણ મૂકી દીધો. એ માળાઓ માલણના હાથમાં મૂકીને કહ્યું:

'માતાજી! આ બધી માળાઓ ચિત્રલેખાના હાથમાં પહોંચાડી દેજો. બીજા કોઈને આ બતાવશો પણ નહીં.'

માલણે કહ્યું:

'બેટા! તારે કંઈ પણ ચિંતા કરવાની જરૂર નથી. હું આ કામ એટલી ચાલાકીથી કરીશ કે બીજા કોઈને ખબર પણ નહીં પડે.'

તેણે બીજાં પણ ઘણાં સારાં સુગંધી ફૂલ લીધાં. પછી તે સીધી પુષ્પદત્તના મકાન પર પહોંચી. કેટલાક ફૂલ પુષ્પદત્તને આપ્યાં. પુષ્પદત્તે માલણને કહ્યું:

'સામેના ઓરડામાં મારી નવી પત્ની છે. તેને ફૂલો તો ખૂબ ગમે છે. આ બધાં ફૂલ તેને આપી આવો.'

માલણ તો એ જ ઈચ્છતી હતી. તે સીધી ચિત્રલેખા પાસે પહોંચી. માલણે તે ફૂલની માળા આપી. જેમાં લખ્યું હતું:

'હું વચ્છરાજ કુન્તિનગરીમાં માલણને ઘેર આનંદમાં છુ, પણ તારા વિના ઉદાસ છું. તક જોઈને તરત જ મળવાનો પ્રયત્ન કરીશ.'

પોતાના પતિના સમાચાર જાણીને ચિત્રલેખા આનંદથી નાચી ઊઠી. તેણે માલણને અનેક વાતો પૂછી કે, આ માળાઓ કોણે બનાવી છે? માલણે બધી વાત તેને વિસ્તારથી બતાવી દીધી.

ચિત્રલેખાએ પણ એક પત્ર લખીને માલણને આપ્યો અને કહ્યું કે આ પત્ર તમારા પુત્રને આપજો તેમાં તેણે લખ્યું હતું:

'પતિદેવ! હું તમારા વિરહમાં દુઃખી થઇને સમુદ્રમાં પડીને મરી જવાની હતી પરંતુ મને એક દિવ્ય વાણી સભળાઇ કે મને તમારા જલદીથી દર્શન થશે. તેથી જ હું મારું સત્ય શીલ જાળવી રાખીને અહીં આવી પહોંચી છું. હવે ઝડપથી મારો ઉદ્ધાર કરો.'

પત્ર વાંચીને વચ્છરાજ વિચારવા લાગ્યો કે, કેવી રીતે મુમ્મણ અને પુષ્પદત્તની જાળમાંથી ચિત્રલેખાને છોડાવું.

હંસરાજે રાજા બનતાં જ ઢંઢેરો પિટાવ્યો કે, જે વચ્છરાજના સમાચાર મને આપશે તેને સર્વશ્રેષ્ઠ ઈનામ આપવામાં આવશે. ઢંઢેરો પિટનાર પુષ્પદત્તના મકાનની નીચેથી જાહેરાત કરતો પસાર થઇ રહ્યો હતો. ચિત્રલેખાએ આ જાહેરાત સાંભળી. તેણે ઢંઢેરો પિટનારને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, રાજાને જઈને સમાચાર આપ કે, હું તેમના ભાઈના સમાચાર સંભળાવીશ. તેથી તરત જ મારે માટે પાલખી મોકલો. રાજદરબારમાં આવવા માટે તરત જ યોગ્ય વ્યવસ્થા કરો.

ઢંઢેરો પિટનારે બધી વાત રાજાને કરી. રાજાએ તે જ વખતે ચિત્રલેખા માટે પાલખી મોકલી. રાજાના આવા સન્માનથી સુરમણ અને પુષ્પદત્તના આનંદનો પાર ના રહ્યો. પુષ્પદત્ત ભવિષ્યનાં સોનેરી સ્વપ્નો જોવા લાગ્યો કે, રાજા ખુશ થઈને મને અનેક ગામોનો માલિક બનાવશે તેથી સુરમણ પોતાના આખા કુટુંબ સાથે રાજદરબારમાં આવ્યો. સ્ત્રીઓ માટે અને પુરુષો માટે જુદી જુદી વ્યવસ્થા કરવામાં આવી હતી. રાજાએ સંપૂર્ણ શાન્તિ રાખવા આદેશ આપી દીધો.

ચિત્રલેખાએ પૂરેપૂરી ગંભીરતાથી વાત કહેવાની શરૂઆત કરી :

'મહારાજ ! તમે બંને સહોદર છો. અપર માતાને કારણે તમારા પિતાશ્રીએ તમને દેશનિકાલ કર્યા. મંત્રીએ તમને કીંમતી બાર રત્ન અને બે તેજસ્વી ઘોડા આપ્યા.

તમે તરસથી આકુળ વ્યાકુળ થઈ ગયા. તેથી તમારા ભાઈ પાણી લેવા માટે સરોવર પર ગયા તમે ઝાડ નીચે સૂઈ ગયા. એક સાપે તમને ડંખ માર્યો પાછા ફરીને ભાઈએ જ્યારે જોયું ત્યારે તે ગભરાઈ ગયા.

'તમારી અંતિમ વિધિ કરવાના હેતુથી તેઓ આ નગરમાં આવ્યા. તેઓ આ મુમ્મણ શેઠની જાળમાં ફસાઈ ગયા. તેમણે બે ઘોડા અને રત્ન ગીરો તરીકે રાખ્યા. જ્યારે ચંદનનાં લાકડાં લઈને તેઓ જંગલમાં પહોંચ્યા તો તમે ત્યાં મળ્યા નહીં. તેઓ નિરાશ થઈને ફરી પાછા શહેરમાં આવ્યા. પોતાની અનામત પાછી માંગતા મુમ્મણ શેઠે ચોર કહીને તેમને પકડાવી દીધા અને તમારી પહેલાંના રાજાએ તેમને મૃત્યુદંડ આપ્યો.'

મુમ્મણ પોતાની પોલ ખુલી જવાને કારણે ભાગી જવાની ઇચ્છા રાખતો હતો પણ સૈનિકોએ તેને રોકી રાખ્યો. ચિત્રલેખાએ આગળ કહેવા માંડ્યું :

'કોટવાળે તમારા ભાઈને પુત્ર બનાવીને પોતાની પાસે સંતાડીને રાખી લીધો. મુમ્મણ શેઠનો પુત્ર પુષ્પદત્ત વહાણમાં માલ ભરીને સમુદ્રની યાત્રા કરવા ઇચ્છતો હતો. પણ વહાણ અટકી ગયાં હતાં. સામુદ્રિકે મુમ્મણ શેઠને જણાવ્યું કે તે હજુ સુધી જીવતો છે. તેને તેની અનામત પાછી આપો અથવા તેને સાથે લઈ લો તો વહાણ ચાલશે.

'પુષ્પદત્તે તેમને નોકર તરીકે પોતાની સાથે લઈને અહીંથી મુસાફરી શરૂ કરી. કનકાવતીમાં મારું તેમની સાથે લગ્ન થયું. અમો ફરીથી તમને શોધવા માટે અહીં આવી રહ્યાં હતાં. ત્યારે પુષ્પદત્તે તેમને ધક્કો મારીને દરિયામાં પાડી નાખ્યા. મારી ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો, પણ મેં યુક્તિથી મારા પતિવ્રત ધર્મનું રક્ષણ કર્યું. તમારા ભાઈ સમુદ્રમાં પડી જવા છતાં જીવતા છે અને તે આ નગરની માલણને ત્યાં રહે છે. જ્યારે તમે ઈચ્છો ત્યારે આનંદથી તેમને મળી શકો છો.'

ભાભીના મુખે પોતાના ભાઈના સમાચાર સાંભળીને હંસરાજ આનંદથી નાચી ઊઠયો. રાજકીય સન્માન સાથે તે પોતાના ભાઈ અને ભાભીને રાજમહેલમાં લાવ્યો.

રાજા હંસરાજે સુરમણ અને પુષ્પદત્તને દેશનિકાલ કર્યો. કોટવાળ, માલણ અને સજ્જનસિંહનું સન્માન કર્યું. વર્ષો સુધી બને ભાઈ ત્યાં રહીને કુશળતાથી રાજ્ય ચલાવવા લાગ્યા.

એક દિવસ બંને ભાઈને માતા-પિતાની મધુર યાદ આવી. થોડા સમય માટે નગરીના રાજ્ય સંચાલનની જવાબદારી સજ્જનસિંહને સોંપીને વિશાળ સેના સાથે તે પૈઠણપુર તરફ ચાલ્યા. મહારાણી હંસાવલી અને રાજા નરવાહને જ્યારે પોતાના પુત્રોના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે તેમને અપાર આનંદ થયો.

લીલાવતીના તો મોતિયાં જ મરી ગયાં. રાજા નરવાહનને સાચી વસ્તુનું જ્ઞાન થઈ ગયું હતું. તેથી તેણે લીલાવતીને સદાને માટે દેશનિકાલ કરી. તેણે બંને પુત્રોને રાજ્ય સોંપીને પ્રવ્રજ્યા ગ્રહણ કરી લીધી.

હંસરાજ અને વચ્છરાજ બને ભાઈઓએ વર્ષો સુધી સારી રીતે રાજ્ય ચલાવ્યું. છેવટે તેમણે પણ પોતાના પુત્રોને રાજ્ય સોંપીને સંયમ ગ્રહણ કરી લીધો. ઊંચા પ્રકારનાં જપ તપ કરીને તેમણે પોતાના જીવનને પવિત્ર બનાવ્યું.

# મદન મંજરી

અનેક વખત માણસના જીવનમાં મોટા અને મહત્ત્વના પ્રસંગો બની જાય છે, પણ તે પ્રસંગોમાંથી તેને બોધ મળતો નથી. જ્યારે ક્યારેક અત્યંત સામાન્ય ગણાતી નાની સરખી વાત માણસના અંતરના ઊંડાણમાં પ્રવેશીને તેના સમગ્ર અસ્તિત્વને હચમચાવી મૂકે છે અને તેને બીજો જ માણસ બનાવી દે છે.

પાંચાલ નરેશ રાજા જયવર્મના જીવનમાં એક એવો જ પ્રસંગ બન્યો. તેની રાજધાની કામ્પિલ્યપુરમાં હતી. તેની રાણી ગુણમાલા રૂપ અને ગુણમાં એક ચમકતી માળા જેવી હતી. તેને સાત પુત્રો હતા, પણ એકેય પુત્રી ન હતી. આ એક જ ખોટ રાજા અને રાણીને હમેશાં સતાવ્યા કરતી હતી. પુત્રી મેળવવા માટે તેમણે છેવટે 'મદન યક્ષ'ની પૂજા કરી અને નસીબજોગે રાણીને પુત્રી રત્ન મળ્યું પણ ખરું. પુત્રીના જન્મ પહેલાં રાણીએ સ્વપ્નમાં કલ્પવૃક્ષની મંજરી પોતાના હાથમાં લીધેલી જોઈ હતી, તેથી પોતાની પુત્રીનું નામ રાખ્યું–મદનમંજરી.

મદનમંજરી ખૂબ સુંદર બાલિકા હતી. તેનું અદ્ભુત સૌંદર્યને જોઈ–જોઈને રાજા રાણી ફૂલ્યાં સમાતાં ન હતાં. તે બાલિકાને સાક્ષાત સૌંદર્યની દેવી કહેવામાં આવે તો તેમાં સહેજ પણ અતિશયોક્તિ ન હતી.

આ કન્યા રત્નને મેળવ્યા પછી રાજા જયવર્મને પોતાના જીવનમાં કોઈ પણ પ્રકારની ખોટ દેખાતી ન હતી છતાં પણ પૃથ્વી વિશાળ છે અને સંસારમાં એક એકથી ચઢિયાતી અનેક અદ્ભુત વસ્તુઓ જોવા મળે છે. તેથી એક દિવસ મોજમાં આવીને રાજાએ પોતાના દૂતને પૂછયું :

'તું દેશ-પરદેશમાં હંમેશાં ફર્યા કરે છે. કહે તેં એવી કોઈ અદ્ભુત વસ્તુ જોઈ છે, જે આપણા રાજ્યમાં ના હોય ?'

રાજભક્ત દૂતે નમ્રતાથી જવાબ આપ્યો :

'પ્રભુ ! આપણા રાજ્યમાં કઈ વસ્તુની ખોટ છે ? અહીં તો બધું જ છે. પ્રજા સુખી છે, સંપન્ન છે. રાજ્યમાં ધર્મ અને નીતિનું સામ્રાજ્ય છે. અહીં કોઈ ખોટ નથી.'

પણ રાજા માન્યો નહીં. તેણે કહ્યું :

'મારાં વખાણ ના કરીશ. હુ સત્ય જાણવા માગું છું. નિર્ભય બનીને કહે કે કયાંય કોઈ પણ દેશમાં અદ્-ભુત વસ્તુ જોઈ છે ?'

રાજાના આગ્રહને કારણે દૂતે કહ્યું :

'મહારાજ ! એક વાત યાદ આવે છે. હું વત્સ દેશની રાજધાની કૌશામ્બીમાં ગયો હતો. ત્યાંના રાજા શતાનીકનો કલા પ્રેમ જાણીતો છે. તેણે પોતાના મહેલમાં એક એવી ચિત્રશાળા બનાવી છે, જે કલાની દૃષ્ટિએ અજોડ કહી શકાય. તે ચિત્રશાળામાં દોરેલાં ચિત્રો એટલા કલાપૂર્ણ, એવાં સજીવ, એવાં સુંદર છે કે, તેને જોનારો પોતે

જ મૂર્તિની માફક સ્તબ્ધ બની જાય. તે ચિત્રોમાં અત્યંત દિવ્ય ભાવ અંકિત કરવામાં આવ્યા છે. એક એક ચિત્ર પોતે બોલતું હોય તેવો ભાસ થાય છે. જો એવી ચિત્રશાળા આપ આપણા રાજ્યમાં બનાવડાવો તો પછી કોઇ ખોટા ન રહે.'

દૂતની આ વાત સાંભળીને રાજા જયવર્મ ખૂબ ખુશ થયો. તેણે નિશ્ચય કરી લીધો કે તે એવી ચિત્રશાળા જરૂરથી બનાવડાવશે. પોતાના નિશ્ચય પ્રમાણે તેણે દૂર-દૂરના દેશોમાંથી ગુણવાન શિલ્પીઓ અને ચિત્રકારો બોલાવડાવ્યા. ચિત્રકળા માટે એક યોગ્ય જગ્યા પસંદ કરીને ત્યાં પાયો ખોદવાની શરૂઆત કરી.

જ્યારે પાયો ખોદાતો હતો, ત્યારે એક વિચિત્ર પ્રસંગ બન્યો. જમીન ખોદતી વખતે એ જગ્યાએથી એક અત્યંત કીમતી મણિથી જડેલો સુંદર મુગટ નીકળ્યો. તેના પર અનેક પ્રકારની પૂતળીઓ પણ બનાવેલી હતી. તે મુગટ મળવાથી રાજા ખૂબ ખુશ થઇ ગયો હવે તે આ અદ્દભુત મુગટને પોતાના મસ્તક પર ધારણ કરીને ખૂબ ગૌરવથી સિંહાસન પર બેસતો હતો. મુગટમાં જડેલા મણિમાં તેનો ચહેરો સુંદર રીતે પ્રતિબિંબિત થતો હતો. તેનાથી એવો ભાસ થતો હતો, જાણે તેને બે મુખ હોય! તેથી તેનું નામ ધીરે ધીરે 'દ્વિમુખ' જાણીતું થયું.

રાજા જયવર્મના આ અદ્દભુત અને કીંમતી મુગ-

ટની ચર્ચા ખૂબ ફેલાઈ. દૂર-દૂરથી યાત્રીઓ તેને જોવા આવવા લાગ્યા. તે વખતે માળવાનો રાજા ચંડપ્રદ્યોત ભારતમાં ખૂબ શક્તિશાળી રાજા ગણાતો હતો. તેની રાજધાની અવંતી હતી. જ્યારે તેણે આ મુગટની ચર્ચા સાંભળી ત્યારે તે ઈર્ષ્યાથી સળગી ઊઠયો. તે વિચારવા લાગ્યો કે આ મુગટ તો મને મળવો જોઈએ. આવો નિશ્ચય કરીને તેણે પોતાના સૌથી કુશળ દૂત લોહજંઘને બોલા-વીને તેને કામ્પિલ્યપુર જવાનો આદેશ આપ્યો અને કહ્યું:

'ગમે તેમ થાય, જયવર્મા પાસેથી એ મુગટ લાવવો જ પડશે, તેને સમજાવો, ડરાવો, ધમકાવો, ગમે તે કરો, પણ એ મુગટ સામ્રાટ ચંડપદ્યોતને મળવો જ જોઈએ.'

'જેવી આજ્ઞા' કહીને દૂત અવંતીથી નીકળી પડયો.

કામ્પિલ્યપુર પહોંચીને તેણે રાજા જયવર્મને પોતાના રાજાનો સંદેશ સંભળાવ્યો અને કહ્યું:

'મહારાજ! એ મુગટ આપી દો અને નકામી લડાઈમાંથી બચી જાઓ. મારા સ્વામી ચંડપ્રદ્યોતની તલ-વાર યમની તલવાર છે. તેમનો ક્રોધ સાક્ષાત કાળનું બીજું રૂપ છે.'

દૂતની આવી ધૃષ્ટતા ભરેલી વાત સાંભળીને રાજા જયવર્મા ખૂબ ગુસ્સે થઈ ગયો. તે પણ ક્ષત્રિય હતો, વીર હતો અને જીવ હથેળીમાં રાખીને લડનારો લડાયક ખમીરવાળો હતો. તેણે ચંડપ્રદ્યોતના સંદેશાના જવાબમાં કહેવડાવ્યું:

'આ શિયાળની ધમકી કોઈ બીજાને બતાવજો. તારા રાજાને હું સારી રીતે ઓળખું છું. આ એ જ ચંડપ્રદ્યોત છે ને જે મગધના રણક્ષેત્રમાં અભયકુમાર દ્વારા બેવકૂફ બનાવીને ભગાડી દેવામાં આવ્યો હતો અને વત્સના યુધ્ધમાં મૃગાવતી નામની એક સ્ત્રી દ્વારા છેતરાઈ ગયો હતો! હવે તે કયા મોંઢે પોતાની જાતને વીર કહેવડાવે છે? જા, તેને કહેજે કે રાજ્ય અને રાજ્યમુગુટ ભિક્ષામાં નથી મળતા. છતાં પણ તેને જો આ રાજમુગટ મેળવવાની એટલી બધી અભિલાષા હોય તો પોતાના ચાર રત્ન–શિવાદેવી રાણી, લોહજંઘ દૂત, અગ્નિભીરુ રથ અને અનલગિરિ હાથી મને આપી દે. બદલામાં આ મુગટ હું તેને આપી દઈશ.'

પોતાના રાજાનું આવું અપમાન થતું જોઈને તથા પોતાના કાર્યની નિષ્ફળતાથી નિરાશ થઈને લોહજંઘ મનમાં ને મનમાં ગુસ્સામાં બળતો ત્યાંથી નીકળી પડયો.

ચંડપ્રદ્યોતે જ્યારે જયવર્મનો સંદેશ સાંભળ્યો, ત્યારે તેના રોમે રોમમાં આગ લાગી ગઈ. જયવર્મ દ્વારા મુગટના બદલામાં તેની રાણીની માંગણીથી તો તે અપમાનથી બાવરો બની ગયો. તે જ પળે તેણે પોતાના સેનાપતિને આદેશ આપ્યો :

'તમામ શક્તિ સાથે જયવર્મ પર આક્રમણ કરી તેના રાજ્યની એક એક ઈંટ ઉખાડીને ફેંકી દો. તેના નગરને ઉજ્જડ કરી નાખો. તેનાં ગામને વેરાન બનાવી

દો. ખેતરોમાં અને વસ્તીમાં આગ લગાવી દો. જે પણ સામે આવે તેને ધૂળમા મેળવી દો.

બંનેના લશ્કર રણમેદાનમાં આવી ગયાં. જો ચંડપ્રદ્યોત તોફાનની માફક ચડી આવ્યો હતો, તો જયવર્મ પણ પર્વતની માફક અડગ હતો. કોઈ કોઇનાથી ઓછા ઊતરે તેવા ન હતા એક બાજુ અભિમાન હતું, તો બીજી તરફ આબરુનો પ્રશ્ન હતો. ધમસાણ લડાઇ થઈ. થોડા સમય માટે તો એવો ભાસ થવા લાગ્યો, જાણે આખી સૃષ્ટિનો વિનાશ નજીકમાં જ છે. એક પણ પક્ષ એક પગલું પણ પાછળ હટવા તૈયાર ન હતો

પણ સંસારમાં ફક્ત શકિત જ નહીં, નીતિ અને ન્યાયનુ પણ અસ્તિત્વ છે. તે નીતિ અને ન્યાય રાજા જયવર્મના પક્ષમાં હતો. તે ઉપરાંત જયવર્મ દ્વારા રચવામાં આવેલ ગરુડ વ્યૂહમાં ચંડપ્રદ્યોતનું લશ્કર છેવટે ખરાબ રીતે ફસાઇ ગયું. સૈનિકો જીવ લઇને ભાગવા લાગ્યા. પોતાના લશ્કરને ભાગતું જોઈને છેવટે ચંડપ્રદ્યોતે પણ નાસી જવાની તૈયારી કરવા માંડી, પણ તે ભાગી શકયો નહીં. તેને કેદ કરી લેવામાં આવ્યો.

કેદી ચંડપ્રદ્યોતને દ્વિમુખે પૂછયું :

'કહો સમ્રાટ ! તમારા મનની ઇચ્છા પૂરી થઈ ગઇ કે, હજુ કંઇ બાકી છે ?'

ચંડપ્રદ્યોત કંઇ પણ જવાબ આપી શકયો નહીં. તે શરમાઇ ગયો. તેણે એટલું જ કહ્યું : 'તમે જીત્યા, હું હાર્યો.'

દ્વિમુખ નીતિવાન રાજા હતો. પોતાના કેદી રાજાને તેણે પૂરા રાજકીય સન્માનથી સગવડવાળા મહેલમાં રાખ્યો. સેવકો તેની સુખ-સગવડનું પૂરૂ ધ્યાન રાખતા દ્વિમુખ પોતે પણ વારંવાર તેની કુશળતા પુછયા કરતો.

એ રીતે કેટલોક સમય પસાર થઈ ગયો એક દિવસ કેદી રાજા ચંડપ્રદ્યોત મહેલની છત પર આંટા મારતો હતો. તે વખતે તેને બીજા મહેલના ઝરૂખામા એક અદ્વિતીય સુંદર કન્યાનાં દર્શન થયાં. તે રાજકુમારી મંદનમંજરી હતી. તેની યુવાની તથા સૌંદર્યને જોઈને ચંડપ્રદ્યોતના હ્રદયમાં રહેલા વાસનાનો નાગ ફરીથી ફેણ ઉઠાવીને જાગી ઊઠયો તેની પહેલાં તેણે અનેક સુંદરીઓ જોઇ હતી. કેટલીકને તે મેળવી શકયો હતો, કેટલીક તેને મળી શકી ન હતી. અનેક પ્રસંગોએ તેને લજ્જિત થવુ પડ્યું હતું, નિરાશા મળી હતી. પણ એ બધા પ્રસંગ મદનમંજરીને જોઈને તે ભૂલી ગયો અને એક પતંગિયાની જેમ તે દીવાની જયોતમાં બળી મરવા તૈયાર થયો

'દેવાનુપ્રિય! આ રૂપની સળગતી જ્વાળા જેવી સુંદરી કોણ છે?'

'તમારે માટે તે જ્વાળા જ છે મહારાજ! તેનો વિચાર હ્રદયમાંથી કાઢી નાખો. તે છે રાજકુમારી મદનમંજરી' નોકરોએ ચંડપ્રદ્યોતને કટાક્ષમાં કહ્યું.

વાસના-વિલાસી રાજા ચંડ ચૂપ થઈ ગયો. તે સમજી ગયો કે, અહીં તેને સફળતા મળવાની નથી. ઉદાસ બનીને તે પોતાના ઓરડાના એક અંધારા ખૂણામાં

બેસીને નિરાશાનાં આંસુ ચૂપચાપ પીવા લાગ્યો.

કેટલાક વધુ દિવસ પસાર થઈ ગયા. એક દિવસ રાજા દ્વિમુખ ચંડપ્રદ્યોતના કુશળ–સમાચાર પૂછવા આવ્યો. ચંડપ્રદ્યોતને ઉદાસ, હતાશ, દુર્બળ અને ચિંતિત જોઇને તેં દુઃખી થયો. તે તેનો કેદી હતો, પણ છેવટે તો તે પણ રાજા હતો અને અત્યારે તો તેનો મહેમાન પણ હતો. તેણે સહાનુભૂતિપૂર્વક પૂછ્યું :

'તમને કોઈ દુ.ખ છે, મહારાજ! યુદ્ધમાં જય અને પરાજય તો આવ્યા જ કરે. તમે નિઃશંક એક વીર રાજા છો. તે કારણે જ હું તમારો આદર કરું છું. કહો, સંકોચ છોડીને કહો મને જણાવો કે તમને શું દુઃખ છે? તે વાત મારા વશમાં હશે, તો ગમે તે ભોગે તમારી ઇચ્છા પૂર્ણ કરીશ.'

રાજા જયવર્મના મુખમાંથી આવી પ્રેમ અને સહાનુભૂતિપૂર્વકની વાત સાંભળીને પ્રચંડ ચંડપ્રદ્યોતનું હૃદય પણ પિગળી ગયું. પણ તે મનમાં સમજતો હતો કે, જે વાત તેના મનને કોરી ખાય છે, તે કદાપિ પૂર્ણ થવાની નથી. તેથી અત્યંત હતાશ બનીને એક લાંબો નિસાસો નાખીને તે બોલ્યો :

'રાજા જયવર્મ! મહારાજ દ્વિમુખ! તમને ધન્ય છે. હું તમારો કેદી છું, છતાં તમે મારી સાથે જે પ્રેમભર્યો વ્યવહાર રાખ્યો છે, તે ખરેખર વખાણવા લાયક છે. વાત મારા દુઃખ અને ચિંતાની છે, તેથી તે જવા દો. એવી કોઇ વાત નથી, જે હું તમને કહી ના શકું. મારા

મનમાં જે કંઈ છે તેને મારા મનમાં જ દાબી રાખવા દો. મારા મુખે તે વાત પ્રગટ કરતાં મને શરમ આવે છે. હું તમારો ગુનેગાર છું.'

પણ રાજા જયવર્મ માન્યો નહીં. તેણે આગ્રહ કર્યો:

'રાજન ! તમે મારા કેદી જ નહીં, મહેમાન પણ છો. તમારી ઇચ્છા પૂર્ણ કરવી એ મારો ધર્મ છે. હું વચન આપું છું કે, તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. તમે સંકોચ છોડીને તમારા મનની વાત મને કહો.'

આ પ્રમાણે કહીને રાજા જયવર્મે ચંડપ્રદ્યોતનો હાથ પોતાના હાથમાં લઈ લીધો. વચન આપવાની આ એક રીત હતી. ત્યારે સ્વસ્થ બનેલા ચંડપ્રદ્યોતે કહ્યું:

'રાજન ! તમે આટલો આગ્રહ કરો છો, તો કહી દઉં છું. એક દિવસ મેં મહેલની છત પર ફરતાં રાજકુમારી મદનમંજરીને જોઈ. એ ક્ષણ ભૂલવાનો પ્રયત્ન કરવા છતાં મારાથી ભુલાતી નથી. એ છાપ મારા અંતરમાં એવી અંકિત થઈ ગઈ છે કે, ભૂંસવા છતાં ભુંસાતી નથી. તે દિવસથી મને દિવસે પણ ચેન નથી અને રાતે પણ. મેં મારી જાતને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો; પણ મને સફળતા મળતી નથી. લાગે છે કે, આ વેદના મારા જીવ સાથે જ જશે.'

ચંડપ્રદ્યોતની આ વાત સાંભળીને રાજા જયવર્મે થોડીવાર ગંભીર વિચાર કર્યો. પછી તેનો ચહેરો આનંદથી ચમકી ઊઠયો. તેણે વિચાર કર્યો કે, ચંડપ્રદ્યોત જેવો તેજસ્વી અને પરાક્રમી રાજા તેની દેવાંગના

જેવી સુંદર કન્યાને બીજે ક્યાં મળવાનો હતો ? આ તો નસીબ કહેવાય કે, આવો પ્રતાપી રાજા પોતે જ તેની યાચના કરે છે. આવો વિચાર કરીને જયવર્મ બોલ્યો :

'માલવરાજ ! હવે ચિંતાને હૃદયમાંથી કાઢી નાખો. જયવર્મ પોતાના વચનનું પાલન જરૂરથી કરશે. તમારી ઇચ્છા પૂર્ણ થશે.'

પછી તો શું બાકી રહ્યું ! ચંડપ્રદ્યોત ખુશ થઈ ગયો. કામ્પિલ્યપુરની પ્રજા પણ આ વાત સાંભળીને ખુશ થઈ ગઈ કે, તેમની પ્રાણપ્યારી રાજકુમારી માટે માલવરાજ જેવો પ્રતાપી રાજા વર તરીકે પસંદ કરવામાં આવ્યો છે અને આ સંબંધી માગણી તો સ્વયં માલવરાજે જ કરી છે.

કામ્પિલ્યપુરમાં તો ઘીના દીવા થયા. રાજકુમારી મદનમંજરી અને માલવપતિ ચંડપ્રદ્યોતનું શુભ લગ્ન એવી ધામધૂમથી કરવામાં આવ્યું કે, દેવતા પોતે તેમાં હાજરી આપવા માટે લલચાઈ ગયા. મદનમંજરી પોતાના પતિ સાથે ચાલી ગઈ.

થોડા સમય પછી કામ્પિલ્યપુરમાં ઇન્દ્રમહોત્સવની યોજના કરવામાં આવી. આ મહોત્સવના પ્રસંગે આખા નગરમાં આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ થઈ જતું. આ વખતે પણ એમ જ બન્યું. આખું નગર કોઈ નવી નવેલી વહુની જેમ શણગારવામાં આવ્યું હતું. તોરણ અને ઝુમ્મરની છટા જોવાલાયક હતી. ગલી-ગલી અને

ઘર-ઘર સજાવવામાં આવ્યાં હતાં. નગરની વચ્ચે એક વિશાળ મેદાન હતું. તેની વચ્ચે એક સુંદર અને વિશાળ ચબૂતરો હતો. તે ચબૂતરા પર ઊંચી ઈન્દ્રની ધજા ચડાવવામાં આવી. તેને ઘણી રેશમી ધજાઓ તથા ઝંડીઓથી સજાવવામાં આવી. તે ધજાની ચારે બાજુ સ્ત્રી-પુરુષો આનંદ-મગ્ન બનીને નાચતાં અને ગાતાં હતાં. વિવિધ પ્રકારના વાજિંત્રોના મધુર અવાજથી વાતાવરણ સંગીતમય બની ગયું હતું. આ એક એવો પ્રસંગ હતો, જ્યારે દરેક નગરજન પોતાની બધી ચિંતા અને દુઃખ ભૂલીને આનંદમાં ડૂબી જતો હતો.

આ મહોત્સવના પ્રસંગે રાજા દ્વિમુખે પોતાના જમાઈ માલવપતિ ચંડપ્રદ્યોતને પણ પ્રેમપૂર્વક આમંત્રણ આપ્યું મદનમંજરી સાથે તેઓ પધાર્યા. તે કારણે આ ઉત્સવની શોભા અને આનંદ બે ગણાં થઈ ગયાં. પૂર્ણિમાને દિવસે રાજાએ ઇન્દ્રધજાની પૂજા કરી અને આરતી ઉતારી તે પછી મંત્રીઓ, સેનાપતિ તથા બીજા હાજર રહેલા માણસોએ વારાફરતી તે ધજાની એ જ રીતે પૂજા કરી. સફેદ અને શીતળ ચાંદનીથી ખીલેલી એ પૂનમની એ આખી રાત્રી આનંદ-પ્રમોદ, નાચ-ગાન તથા આનંદ ઉલ્લાસમાં પસાર થઈ.

ઉત્સવ પૂરો થતાં જ તે જગ્યાએથી બધા શણગાર હટાવી લેવામાં આવ્યા. રેશમી વસ્ત્ર, સોના-ચાંદીના કળશ, પુષ્પહાર વગેરે બધી વસ્તુ અદશ્ય થઈ ગઈ. ધીમે ધીમે એ જગ્યા જ્યાં એક વખતે નાચગાન તથા હર્ષોલ્લા-

સના આનંદદાયક અવાજથી રમઝટ જામી હતી, તે નિર્જન, નિઃશબ્દ અને શૂન્ય બની ગઈ

થોડા સમય પછી દ્વિમુખ ત્યાંથી પસાર થયા. તે વખતે તેણે તે જગ્યાએ જે જોયું તેનાથી તેના જીવનની દિશા જ બદલાઈ ગઈ. રાજાએ જોયું કે જગ્યા નિર્જન અને શૂન્ય પડી છે. ઇન્દ્રધ્વજમાં લગાડેલો વિશાળ દંડ જમીન પર પડી ગયો છે અને તેને ઉધઈ આવી ગઇ છે. તેના પર ધૂળના ઢગલા જામ્યા છે. ગાય, બળદ અને કૂતરા તેના પર વિષ્ટા કરે છે. ચારે બાજુ ગંદકી ફેલાઈ છે અને આખું વાતાવરણ દુર્ગંધથી ભરાઈ ગયું છે.

ક્ષણ માટે તો રાજા આ સ્થિતિ જોતા જ રહ્યા. અને વિચારવા લાગ્યા: 'હાય ! સમય ! તારી બલિહારી છે. એક દિવસ આ જ થાંભલાની પૂજા કરવામાં આવતી હતી. સુંદર, રેશમી, પવિત્ર વસ્ત્રોથી તેને સજાવવામાં આવ્યો હતો. ઘંટડીઓ તથા ધજાઓથી શણગારેલા તે થાંભલાની શોભાનું વર્ણન કરવું પણ મુશ્કેલ હતું. ધૂપ અને દીપ વગેરેની માદક સુગંધ ચારે બાજુ ફેલાયેલી હતી અને આજે ? એ પવિત્ર થાંભલાની આ દુર્દશા !

ક્ષણભર રાજા દ્વિમુખ સમયના આ પરિવર્તન અને જીવનના આ કડવા, કઠોર સત્ય પર વિચાર કરતા થઈ ગયા.

ગહન અને ગૂઢ વિચારની આ એક જ દુર્લભ ક્ષણે રાજા દ્વિમુખે જાણી લીધું કે સંસારનું બીજું નામ જ

અનિત્યતા અને ક્ષણભંગુરતા. તેના અંતરની જાગેલી ચેતનાએ તેને ક્ષણમાં જ જણાવી દીધું કે આ બધું નાશવંત છે.

રાજા દ્વિમુખને જીવન અને સંસાર પર વૈરાગ આવી ગયો. તે જ પળે તેમણે રાજ્ય છોડી દીધું. દેવોએ તેમને મુનિવેશ આપ્યો અને તે બુદ્ધ બનીને પૃથ્વી પર ફરવા લાગ્યા.

આવી દુર્લભ પળો આપણા જીવનમાં પણ આવતી જતી હશે ! આપણે આપણી અંતરની ચેતનાથી તેને જાણી શકતા હોત તો !

(ઉત્તરા. ૯ કમલ સંયમી ટીકા)

o o

# રૂપસેન

પોતાના મહેલની અટારી પરથી એક સુંદર કિશોરી નગરની શોભા જોઈ રહી હતી અને પોતાની સખીઓ સાથે આનંદ કિલ્લોલ કરતી હતી. તે વખતે તેની નજર નજીકના મકાન પર ગઈ. મકાનની બારીમાંથી તેણે જે દૃશ્ય જોયું તે જોઇને તે ધ્રૂજી ગઈ. તેણે જોયું કે એક પુરુષ પોતાની પત્નીને અત્યંત ઘાતકી રીતે મારી રહ્યો છે. બિચારી પત્ની ચીસો પાડી પાડીને કહેતી હતી :

'હું નિર્દોષ છું, સ્વામી! મને આ રીતે સજા ના કરશો.'

પણ પતિદેવ પર ગુસ્સાનું ભૂત સવાર થયું હતું. તે તો એ અબળાને મારીને ચાલ્યો ગયો.

તે કિશોરી હતી રાજકુમારી સુનંદા, પૃથ્વીભૂષણ નગરના રાજા કનકધ્વજની એકની એક બેટી. આ દૃશ્ય જોઈને તે ધ્રૂજી ગઇ હતી અને પુરુષ જાતિ પ્રત્યે તેના મનમાં તિરસ્કાર પેદા થયો હતો. તેણે પોતાની સખીઓને કહ્યું :

'સખીઓ ! જાઓ, મારી માતાને કહી દો કે, સુનંદા કદાપિ લગ્ન નહિ કરે. લગ્ન કરીને આવી ક્રૂર પુરુષ જાતિના ગુલામ બનીને રહેવું એ તો નરકની પીડા ભોગવવા જેવું છે. આ પુરુષ પોતે તો બધા પ્રકારના 'કર્મ-કુકર્મ'

કરતા રહે છે. જુગાર રમે છે. શિકાર કરે છે અને માંસ–મદિરાનું સેવન પણ કરે છે. પણ પોતાના કાર્યોનો વિચાર ન કરતા સ્ત્રીઓ પર ભયંકર અત્યાચાર કરે છે. જાઓ, માને કહી દો કે, સુનંદા કદાપિ લગ્ન કરવાની નથી. કોઈ પણ જગ્યાએથી માગુ આવે તો તેનો સ્વીકાર ન કરે.'

સખીઓ ચાલાક હતી. તેમણે સમજાવ્યું:

'અલી રાજકુમારી ! હજુ તો તું ભોળી છે. તું જાણતી નથી કે, સ્ત્રીનું જીવન પુરુષના સહારા વિના નભી શકે જ નહીં. થોડી વધુ મોટી થઈશ પછી બધું સમજાશે.'

પણ તે વખતે તો હઠીલી રાજકુમારી માની નહીં. સખીઓએ તેના આદેશનું પાલન કર્યું. રાણી યશોમતી એ વાત સાંભળી અને હસી પડી.

હસતાં–રમતાં રાજકુમારી સોળ વર્ષની તો થઈ ગઈ. તેનું યૌવન પૂર બહારમાં ખીલ્યું હતું.

વસંત ઋતુ હતી. એક દિવસ રાજકુમારી મહેલની છત પર ફરતી હતી. તેણે જોયું તો સામેના એક મકાનમાં એક યુગલ પ્રેમાલાપ અને પ્રેમક્રીડામાં મગ્ન હતું. એવો ભાસ થતો હતો જાણે તેમના સુખની કોઈ સીમા ન હતી. આ દૃશ્ય જોઈને સુનંદાનું હૃદય આવું સુખ મેળવવા માટે તડપી ઊઠ્યું. આ પહેલાં પુરુષ જાતિની

ફરતા બાબતમાં તેના મનમાં જે વિચાર આવ્યા હતા તે તો કોણ જાણે કયાં વરાળ બનીને ઊડી ગયા ! તે તો વિચારવા લાગીઃ 'હાય ! આવું સુખ મને મળે તો !

ચાલાક સખીઓ પોતાની રાજકુમારીના આ શારીરિક અને માનસિક પરિવર્તનને જાણતી હતી. તેમાંથી એક સખી બોલી :

'કેમ સખી ! આવું સુખ મેળવવાની ઇચ્છા થાય છે ને ? અરે ! ચિંતા ના કરીશ તું તો રાજકુમારી છે. તને તો આના કરતાં હજાર ગણુ વધારે સુખ મળશે.

યૌવન અને કામના આધળા કૂવામાં ડૂબેલી તરતી સુનંદાએ એક દિવસ પોતાના ઝરૂખામાંથી એક અત્યંત રૂપાળો યુવક જોયો. તે નીચે પાનવાળાની દુકાને પાન ખાતો હતો. તેની મોટી મોટી આંખો, લાંબા અને શક્તિશાળી હાથ તથા વિશાળ છાતી જોઈને તે તરત જ તેના પર મોહિત થઈ ગઈ. કામ પીડાથી તેનું રોમેરોમ બળવા લાગ્યું. પોતાની એક સખીને બોલાવીને તેણે પૂછયું :

'આ સુંદર યુવાન કોણ છે ? તું તેને જાણે છે ?'

'કેમ નહીં ? તેને કોણ નથી જાણતું ? આખા નગરમાં તેના જેવો સુંદર યુવાન બીજો કોઇ છે જ નહી. જયાંથી પસાર થાય છે, ત્યાં સેંકડો યુવતીઓનું હૃદય વીંધાઇ જાય છે. રુપની સાથે સાથે ભગવાને તેને બુદ્ધિ પણ એવી આપી છે કે...'

'બસ બસ, તારી ચાલાકી રહેવા દે. દુષ્ટા ! એ તો કહે કે આ છે કોણ ?'

સખી હસી પડી અને બોલી :

'કેમ, બેચેન બની ગઈ ? બતાવું તો છું. આ છે વસુદત્ત શેઠનો પુત્ર રૂપસેન. જેવું નામ તેવા ગુણ. કોઈ સંદેશો આપવો છે ?'

'હા, તેને મારો સંદેશો આપી આવ. સાવધાની રાખજે. જો તે બુદ્ધિશાળી હશે તો મારો હેતુ સમજી જશે.'

આ પ્રમાણે કહીને રાજકુમારી સુનંદાએ એક કાગળ પર પંક્તિ લખી :

'નિરર્થકં જન્મ ગતં નલિન્યા :
યયા ન દૃષ્ટં તુહિનાંશુબિંબમ ।'

(એ કમલિનીનો જન્મ નકામો ગયો, જેણે ચંદ્રમાના દર્શન ના કર્યાં.)

રૂપસેને તે પંકિત વાંચી, સમજ્યો અને જવાબ આપ્યો

'ઉત્પતિરિન્દોરપિ નિષ્ફલૈવ :
દૃષ્ટા વિનિદ્રા નલિની ન યેન ।'

(જે ચંદ્રમાને જોઈને કમલિની ખીલી ન ઊઠે તેનું ઊગવું પણ નિરર્થક છે.)

હૃદયની લાગણીઓના આ આદાન-પ્રદાન પછી

સુનંદા અને રૂપસેન કામ–બાણુથી પીડાતા એક બીજાને મળવા માટે આતુર બનીને યોગ્ય તકની રાહ જોવા લાગ્યાં. રૂપસેન દરરોજ એ માર્ગથી પસાર થતો અને તેની સુનંદા દરરોજ રાહ જોયા કરતી

એક દિવસ તક મળી. નગરમા કૌમુદી મહોત્સવનો તહેવાર હતો. બધા નાગરિક આનંદોલ્લાસમાં ડૂબીને નગરની બહારના બગીચામાં જઇ રહ્યા હતા રાજા અને રાણીને પણ તેમાં કુટુંબ સાથે ભાગ લેવાનો હતો. ધામ ધૂમ અને શોરબકોર હતો.

પણ સુનંદા અને રૂપસેનને તો આજે આ ધામધૂમનો લાભ લઇ પોતાની વાસના સંતોષવી હતી. તેમણે નિશ્ચય કરી લીધો હતો કે, તે કોઇ પણ બહાનું કાઢીને આ ઉત્સવમાં નહીં જાય અને જયારે નગરમાં પૂરેપૂરું એકાંત હશે ત્યારે તેઓ ચૂપચાપ મળીને વિષયસુખ ભોગવશે. તેથી જ્યારે રાણીએ રાજકુમારીને ઉત્સવમાં જવા બોલાવી ત્યારે તેણે અસ્વસ્થ તબિયતનું બહાનું કાઢીને કહેવડાવી દીધુ :

‘મારું માથું દુખે છે. તમે બધા જાઓ. સ્વસ્થ થયા પછી હું આવી જઇશ.’

બધા લોકો ચાલ્યા ગયા. રૂપસેને પણ એવુ જ બહાનું કાઢયું. નગર ખાલી થઇ ગયું. સુનંદાએ પોતાના મહેલની પાછળની એકાંત બારીમાં દોરડાની સીડી લટકાવી દીધી હતી. તેણે રૂપસેનને સંદેશો પણ

મોકલાવી દીધો તો કે તે સીડીની મદદથી રાજકુમારીના ઓરડામાં પહોંચી. જાય

તૈયારી તો બધી બરોબર હતી, પણ નસીબનો ખેલ જુદો જ હતો. બન્યું એમ કે તે નગરમાં મહાબલ નામનો એક જુગારી પણ રહેતો હતો. કમનસીબે તે પોતાનું સર્વસ્વ જુગારમાં હારી ગયો હતો હવે તેની પાસે ચોરી કરવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો ન હતો. તેથી આજનો આ પ્રસંગ તેને પણ પોતાનું કાર્ય સફળ કરવા માટે યોગ્ય લાગ્યો. અંધારું થતા જ તે પણ ગલી–ગલી, બજાર–બજાર ભટકવા માટે નીકળી પડયો.

રાજકુમારીના મહેલની નીચે તેને એક સીડી લટકતી દેખાઇ અને મહેલમાં અધકાર અંધકાર એટલા માટે હતો કે, સુનંદાએ પોતાની સખીને બધા દીવા હોલવી નાખવાનો આદેશ આપ્યો હતો. જેથી કોઇને સાચી પરિસ્થિતિની ખબર પડે નહીં. વળી જો કોઇ ભૂલેચૂકે ત્યાં આવી પણ જાય તો એમ સમજે કે અંદર કોઇ છે નહીં અથવા રાજકુમારી અસ્વસ્થ તબિયતને કારણે આરામ કરી રહી છે

આ સ્થિતિ જોઇને મહાબલને તો પોતાની પાંચે આંગળીઓ ઘીમાં થઇ ગઇ. તેણે વિચાર્યું કે આજે તો બિલાડીના નસીબે જ શીંકુ તૂટી પડયું છે. ખુશ થઇને તે ધીમે ધીમે સીડી ચડવા લાગ્યો. સીડીને હાલતી જોઇને સુનંદાની સખી અંધારામાં એમ સમજી કે સંકેત પ્રમાણે

રૂપસેન આવી પહોંચ્યો છે. તેણે સુનંદાને સમાચાર કહે વડાવ્યા. સુનંદા પ્રિયના મિલનની સંભાવનાથી જ ગાંડા જેવી થઇ ગઇ.

બારીના ઉપરના અંધકારમાં જ્યારે એક માનવ આકાર ઉપર આવતો દેખાયો, ત્યારે સુનંદાની સખીએ તેનું સ્વાગત કરતા કહ્યું :

'પધારો, રૂપસેન શેઠ ! મારી સખી રાજકુમારી સુનંદા તમારી જ રાહ જોઈને બેઠી છે.'

જુગારી મહાબલ એકદમ તો ચમકી ગયો. તેણે વિચાર્યું કે દાળમાં કંઈક કાળુ છે. પણ તેને મનમાં પાકો નિશ્ચય કરી લીધો કે, જ્યારે ખાંડણિયામાં માથું મૂકી જ દીધું છે તો પછી સાંબેલાનો શો ડર ? પડશે તેવી દેવાશે. તે ચૂપચાપ બારીમાંથી અંદર ઊતરી આવ્યો. સુનંદાની સખી તેને હાથ પકડીને પોતાની સ્વામિનીના પલંગ સુધી લઇ આવી. સુનંદાએ મહાબલને અંધારામાં જ અધીરાઇથી પોતાની છાતી સાથે દબાવી દેતા ધીમેથી કહ્યું .

પ્રિયતમ ! કઇ બોલશો નહીં. લાગે છે કે માતાજીએ કેટલીક દાસીઓને પૂજાની સામગ્રી લેવા માટે મોકલી છે. તેઓ આજુબાજુના ઓરડામાં જ છે. આજે તો આપણે ઘણા દિવસોથી સળગતા આપણા કામાગ્નિને જ શાન્ત કરીએ. ફરી કોઇ વખત તક મેળવીને હૃદયની વાતો કરીશું.'

આંધળાને શું જોઈએ ? ફક્ત બે આંખો. મહાબલે વિચાર્યું કે, ઠીક નસીબ જાગ્યું છે. તેણે એક પણ શબ્દ બોલ્યા વિના રાજકુમારી સાથે વિષય-સુખ ભોગવ્યું. પછી અંધકારમાં પાછા ફરતી વખતે રાજકુમારીના શિથિલ થઈ જવાને કારણે આમ-તેમ પડેલા કીંમતી ઘરેણાં લઈને તે જ રસ્તેથી પાછો ફરી ગયો. તેને તો કનક પણ મળ્યું અને કામિની પણ મળી.

રાજકુમારી ભ્રમને કારણે ખુશ હતી. તે એમ માનતી હતી કે તેને પોતાના પ્રિયતમ-પ્રેમી રૂપસેનનાં સંયોગની તક મળી. ઘરેણાંનો પ્રશ્ન વિચારમાં નાખી દે તેવો હતો. પણ તે બાબતમાં રાજકુમારીએ વિચાર્યું કે ઘરેણાં તૂટી ગયા હશે તેથી રૂપસેન તેને ઠીક કરાવીને પાછાં મોકલાવવા માટે લઈ ગયો હશે.

આ તરફ રૂપસેન પણ સંકેત પ્રમાણે નીકળી પડયો હતો. પરંતુ રસ્તામાં કોઈ જૂની દિવાલ પડી જવાને કારણે તે તેની નીચે દબાઈને મરી ગયો. મરતી વખતે તેના મનમાં સુનંદા પ્રત્યે ઉત્કટ પ્રેમ હતો. તેની સાથે વિષય-સુખ ભોગવવાની તીવ્ર લાલસા પણ હતી. તેથી તે સુનંદા અને મહાબલના સંયોગથી જન્મેલા સુનંદાના ગર્ભમાં ઉત્પન્ન થયો.

કૌમુદી મહોત્સવ પૂરો થયો. રૂપસેનના માતા-પિતા ઘેર પાછાં ફર્યાં તો તેમને રૂપસેન મળ્યો નહીં.

ચારે તરફ તેની શોધ કરવામાં આવી. રાજાએ પણ પોતાના સૈનિકોને બધી દિશામાં દોડાવ્યા. પણ રૂપસેન ક્યાય હોય તો મળેને ? વિષયના વિષથી મરાયેલો તે તો પોતાના અનેક ભવની દુ:ખદાયી મુસાફરીએ નીકળી પડયો હતો.

સુનંદાએ પણ ચૂપચાપ પોતાના પ્રેમીની ખૂબ શોધ કરાવી છેવટે જ્યારે તેને તેમાં નિરાશા જ મળી ત્યારે વિચાર્યું કે, ઘરેણાં લઈને જતી વખતે ચોરોએ તેને મારી નાખ્યો હશે.

મહિના બે મહિનામાં સુનંદાએ પોતાનો ગર્ભ રહ્યો છે તેવી ખબર પડી ત્યારે ગભરાઇ ગઈ. તેણે પોતાની ચાલાક સખીઓ દ્વારા ગર્ભને પડાવી નાખ્યો અને છૂટકારાનો શ્વાસ લીધો.

રુપસેનના જીવે ગર્ભપાત થવાને કારણે મરીને સાપના રુપમાં જન્મ લીધો

° ° °

થોડા જ સમયમાં સુનંદા પોતાના જૂના પ્રેમી રૂપસેનને એક રીતે ભૂલી જ ગઈ. તેને વિષયભોગનો ચસકો લગી ચૂકયો હતો. પોતાની સખી દ્વારા તેણે પોતાની માતાને લગ્ન માટે કહેવડાવ્યું. કનકધ્વજે તેનું લગ્ન ખૂબ ધામધૂમથી ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા સાથે કરાવ્યું. સુનંદા પોતાના પતિને ઘેર જઈને સુખેથી રહેવા લાગી.

તે સાપ, જેમાં રુપસેનનો જીવ હતો, એક વખત ફરતો ફરતો સુનંદાના મહેલમાં આવી પહોંચ્યો. ત્યાં સુનંદાને જોઇને મોહથી વશ થયેલો તે તેની સામે પોતાની ફેણુ લબાવીને ડોલવા લાગ્યો. કોઇપણ ઉપાયે તે સુનંદાને છોડીને બીજે જતો ન હતો. આ જોઈને રાજાએ તે સાપને મારી નાખ્યો. સાપે મરીને એક કાગડાના રુપમાં જન્મ લીધો.

વસંત ઋતુમાં એક વખત સુનંદા પોતાના પતિ સાથે બગીચામાં બેસીને કુદરતની મીઠાશનું સુખ લૂટતી હતી. ત્યાં પેલો કાગડો આવી પહોંચ્યો સુનંદાને જોઇને તે મોહમાં પડેલો કાગડો 'કા કા' કરવા લાગ્યો. વળી તે તેની આજુબાજુ ઊડવા લાગ્યો. પતિ–પત્નીના આનંદમાં ભંગ પડયો. સેવકો દ્વારા બે–ત્રણ વખત તેને ત્યાંથી ઉડાડી દીધો, છતાં તે ત્યાંથી હટયો નહીં. તેથી રાજાએ તેને પોતાના બાણ વડે વીંધી નાખ્યો.

આ રીતે જ એક વખત ગરમીની ઋતુમાં સુનંદા અને તેનો પતિ જયારે કોઈ વડના ઝાડની શીતળ છાયામાં આરામ કરી રહ્યા હતા ત્યારે ત્યાં એક હંસ આવી ગયો. સુનંદાને જોઈને તે આનંદમગ્ન બનીને મધુર અવાજ કરવા લાગ્યો રાજા–રાણી ખુશ થઇને તેને જોતાં રહ્યાં.

તે જ વખતે એક કાગડાએ ઊડતાં ઊડતાં રાજા પર વિષ્ટા કરી રાજાના ગુસ્સાનો પાર ના રહ્યો. તેણે ધનુષ્ય બાણ ઉઠાવીને તીર છોડયું. પણ તે લક્ષ્ય ચૂકી ગયો અને

રાજાના બાણથી કાગડાને બદલે હંસ વીંધાઈને મૃત્યુ પામ્યો. તે હંસમાં રુપસેનનો જ જીવ હતો. હવે મરીને તે કોઈ જંગલમાં એક હરણના રુપમાં ઉત્પન્ન થયો.

એક વખત સુનંદા પોતાના પતિ સાથે વનવિહાર કરવા માટે ગઈ હતી. આરામના સમયમાં રાજા-રાણી સામે સંગીતકાર મધુર રાગ-રાગિણીઓ વગાડતો હતો. તેના સ્વરોથી આકર્ષાઈને અનેક હરણ આજુબાજુ ભેગાં થઈને સંગીતનો આનંદ લેવા લાગ્યા

થોડા સમય પછી સંગીત પૂરું થયું. સ્વર બંધ થવાને કારણે બાકીનાં બધાં હરણ તો કૂદકા મારતાં ગાઢ જંગલમાં ભાગી ગયાં. પરંતુ એક હરણ તો તેની જગ્યાએથી હાલ્યું પણ નહીં. અપલક નજરે તે સુનંદાની સામે તાકતો જ રહ્યો તેની મોટી મોટી આંખોમાંથી જાણે કેટલાય જન્મોનો અતૂટપ્રેમ ઝરી રહ્યો ના હોય !

રાજાને હરણ સારું લાગ્યું. તેણે ધનુષ્યબાણ ઉઠાવીને તેને વીંધી નાખ્યું અને ભોજન માટે પકાવીને તૈયાર કરવા માટે રસોઈયાને સોંપી દીધું. ભોજન બની પણ ગયું. રાજા-રાણી તે હરણનું સ્વાદિષ્ટ માંસ ખાતાં-ખાતાં વખાણ કરવા લાગ્યાં :

'અનેક વખત હરણનું માંસ ખાધું છે, પણ આટલું સ્વાદિષ્ટ માંસ પહેલાં કયારેય ખાવા મળ્યું નથી.'

જ્યારે રાજારાણી આ રીતે ભોજનનો આનંદ લઈ

રહ્યા હતાં, ત્યારે નસીબજોગે બે જ્ઞાની મુનિ ત્યાંથી પસાર થતા હતા. રાજારાણીની આ સ્થિતિ જોઇને એક મુનિએ બીજાને કહ્યું :

'અરે! આ સંસાર કેટલો વિચિત્ર છે! ખરેખર સાચા અર્થમાં વિષયસુખ ભોગવ્યા વિના જ, ફક્ત વિષયભોગની કામના અને લાલસાને કારણે જ આ અભાગી રુપસેનનો જીવ પાંચ પાંચ જન્મોથી કેવાં દુઃખ ભોગવી રહ્યો છે! જે સ્રીની તે લાલસા રાખે છે, તે કેટલા આનંદથી તેનું જ માંસ ખાઈ રહી છે! ખરેખર, વિષય વિષ (ઝેર)થી પણ વધુ ભયંકર છે.'

રાજા-રાણીએ મુનિઓને જતાં જોયા તેમની વાતચીત તો તેઓ સાંભળી શકયાં નહીં, પણ તેમના હાવ-ભાવથી તેમને શંકા થઇ કે, કોઈ ને કોઈ વાત તેમની બાબતમાં જ તેઓ કરી રહ્યા છે. તેથી રાજા મુનિઓની નજીક ગયો. તેમને પ્રણામ કરીને કહ્યું :

'મુનિવર! તમે અમને જોઈને માથું હલાવ્યું. તમે કંઈક વાત પણ કરી. શું અમારી બાબતમાં કોઇ વાત છે? તમારું આ રીતે માથું હલાવવાનું કંઇ કારણ ખરું?'

મંદ મધુર હાસ્ય કરીને મુનિએ જવાબ આપ્યો :

'કંઈ નહીં રાજન! આ સંસાર જ વિચિત્ર છે.

'નહી નહીં', મુનિવર ! સ્પષ્ટ કહો. હું આપને પ્રાર્થના કરું છું.'

'રાજન ! દુઃખ અને વિચિત્રતાની વાત તો એ છે કે, વિષયથી વશ બનીને ફક્ત તેનું ચિંતન કરવા માત્રથી જ જીવ પાપના દુર્ધ્યાનથી આ સંસારમાં અનેક હલકા ભવમાં ભ્રમણ કરતો દુઃખ ભોગવે છે.'

'અત્યારે આપને આ વાત કેવી રીતે યાદ આવી, મુનિવર ? જો અમારા સંબંધમાં કોઇ વાત હોય તો કૃપા કરીને જરૂરથી કહો.'

રાજાએ આગ્રહ કર્યો મુનિએ ફરી એક વખત પૂછ્યું:

'હું રહસ્ય પ્રગટ કરું, તો તમને દુઃખ તો નહીં થાય ને ?'

'કદાપિ નહીં' સુનંદા અને રાજાએ બંનેએ કહ્યું.

હિતની વાત જાણીને મુનિએ કહેવાની શરૂઆત કરી—

'સુનંદા ! તારા હૃદયને દઢ અને વિવેકને જાગૃત કરીને સાંભળ. તું જ્યારે બાર વર્ષની હતી, ત્યારે પોતાના મહેલના ગોખમાથી એક પુરુષને પોતાની પત્નીને નિર્દય રીતે મારતો તેં જોયો હતો. આવેશમાં આવીને તે વખતે તેં એવો નિર્ણય કર્યો હતો કે, તું કદાપિ લગ્ન નહીં કરે

'પણ પછી તું યુવાન બની. તેં એક વખત બીજા સ્ત્રી-પુરુષને પ્રેમક્રીડા કરતાં જોયાં. તારા હૃદયમાં વાસના જાગૃત થઈ અને તું રૂપસેન તરફ આકર્ષાઈ. તમે બંનેએ એક કૌમુદી-મહોત્સવની રાતે પોતાના મિલન માટે યોજના ઘડી.

'પણ તે રાત્રે જે પુરુષ સાથે તારું મિલન થયું તે રૂપસેન નહીં, એક જુગારી હતો. તેનું નામ મહાબલ હતું. તું ભ્રમમાં રહી કે....'

'હાય ! એ કેવી રીતે બન્યું, મુનિવર ! રૂપસેન કેમ નહોતો આવ્યો ? તેનું શું થયું ?' સુનંદાએ આતુરતાથી પૂછ્યું.

'તે જ કહું છું, સુનંદા ! મહાબલ ચોરી કરવા નીકળ્યો હતો. તારા મહેલની બારીએ સીડી લટકતી જોઈને તેને તકનો લાભ લેવાની ઇચ્છા થઈ. તે સીડી દ્વારા ઉપર આવ્યો. તમે લોકોએ અંધારામાં તેને રૂપસેન માન્યો અને એક પણ શબ્દ બોલવાની ના પાડી. તેને શું વાંધો હોય ? તેની સાથે તેં ભોગ ભોગવ્યો '

'પણ રૂપસેન....?'

'તે પણ તારા સંકેત પ્રમાણે ઘેરથી નીકળ્યો હતો. પણ રસ્તામાં જ દિવાલ નીચે દબાઈને મરી ગયો. મરતી વખતે તારામાં અતૂટ રાગ અને વિષય-લાલસાને કારણે

તે તારો પુત્ર થયો. પણ તેં તેને મારી નંખાવ્યો. તે સાપ બન્યો અને તારી પાસે આવીને મરાયો. પછી તે કાગડો બન્યો, હંસ બન્યો, હરણ બન્યો અને એ હરણનું માંસ આજે તું ખાઇ રહી છે.'

સુનંદા બેભાન બનવા લાગી, રાજાએ તેને ટેકો આપ્યો. મહાપરાણે હૃદયને દઢ કરીને સુનંદાએ ફરીથી પૂછયું :

'હવે તે રુપસેનનો જીવ કયાં છે, મુનિવર !'

'વિંધ્યાચળ પર્વતમાં સુગ્રામ નામના ગામની સીમા પર તે હાથીના રુપમાં ઉત્પન્ન થયો છે.'

એક ક્ષણ માટે સુનંદા સ્તબ્ધ બની ગઈ. તેના હૃદયમાં દુઃખ અને પશ્ચાત્તાપનો ધરતીકંપ ચાલતો હતો. મહામહેનતે તેણે કહ્યું :

પૂજય મુનિવર ! વિષય-ભોગ ન કરવા છતાં પણ તેને આટલાં બધાં દુઃખ સહન કરવા પડયાં, ફકત તેની લાલસાને જ કારણે. તો મારી શું સ્થિતિ થશે ? મેં તો ભયંકર પાપ કર્યા છે. હાય ! મારા ઉદ્ધારની તો આશા જ કેવી રીતે રાખી શકાય ?'

શાન્ત, સૌમ્ય અને કરુણાભરી મુદ્રામાં જ્ઞાની મુનિએ તેને દિલાસો અને સહારો આપતાં કહ્યું.

'સુનંદા ! શ્રદ્ધા અને સાહસ છોડવું જોઈએ નહીં.

ત્યાગના માર્ગથી મોટામાં મોટા પાપીનો પણ ઉદ્ધાર થઈ જાય છે. તું એ માર્ગે જશે તો તારો પણ ઉદ્ધાર થશે. વળી તારા મુખથી પોતાના સાત પૂર્વજન્મનું વર્ણન સાંભળીને રુપસેનના જીવને પણ જાતિ-સ્મરણ જ્ઞાન થશે, તેનો મોહ પૂરો થશે, તેને ધર્મ પ્રાપ્ત થશે અને તે દેવ લોકમા જશે.'

આટલું કહીને બંને જ્ઞાની મુનિ આગળ ચાલ્યા.

રાણીએ હાથ જોડીને રાજાને કહ્યું :

'હું પાપિણી અને કલંકિની છું. મને માફ કરો. હવે હું દીક્ષા લઇને મારાં પાપમાંથી છૂટવા માંગું છું. મને આજ્ઞા આપો '

'હવે આ સંસારનાં દુઃખ ભોગવવા માટે હું પણ શા માટે રહું, સુનંદે ! આપણે બંને તેનો ત્યાગ કરીએ' રાજાએ જવાબ આપ્યો.

બંનેએ દીક્ષા લીધી. કઠોર તપ કરીને રાજાએ તે જ જન્મમાં મોક્ષ પ્રાપ્ત કર્યો.

સુનંદાએ પણ કઠણ તપ કર્યું. કઠોર સંયમની આરાધના કરી. તેનો સુકોમળ, સ્વસ્થ દેહ સુકાઈને કાંટા જેવો થઇ ગયો. તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું.

એક દિવસ તેણે પોતાની ગુરુણીને બધી વાત જણાવીને આજ્ઞા માગી :

'મારે કારણે એક જીવે સાત-સાત ભવ સુધી ભયંકર દુઃખ પ્રાપ્ત કર્યું છે. તમે આજ્ઞા આપો તો હું તેને બોધ આપવા જાઉં.'

'આર્યે! તું જ્ઞાનવંત છે. તને મારી આજ્ઞા છે. આપણા નિમિત્તે જો કોઈ પણ જીવ આરાધક બને તો શ્રેષ્ઠ જ છે'

ગુરુણીએ આજ્ઞા આપી. સુનંદા સાધ્વી બીજી ચાર સાધ્વીઓ જોડે સુગ્રામ ગામ તરફ જવા માટે નીકળી પડી.

ત્યાં પહોંચીને જ્યારે તે ગામની સીમા તરફ જવા લાગી ત્યારે ગામડાના લોકોએ ચિંતાતુર બનીને પોકાર પાડ્યો :

'સાધ્વીજી! એ તરફ ના જશો. એ બાજુ મદથી ઉન્મત્ત બનેલો હાથી છે, તે કોઇને જીવતો મૂકતો નથી. રોકાઇ જાઓ, ઊભા રહો...'

પણ સાધ્વી સુનંદા શાન્ત ભાવથી આગળ વધતી જ ગઇ. સામેથી ધૂળનાં વાદળ ઉડાડતો, ઝાડને પોતાની સૂંઢમાં લપેટીને જમીનદોસ્ત કરતો એક હરતો-ફરતો સાક્ષાત ધરતીકંપ જેવો હાથી દોડતો આવી રહ્યો હતો. ગામડાના લોકોનો તો શ્વાસ થંભી ગયો :

'હાય! સાધ્વીજીનું શું થશે?'

જે થવાનું હતું તે જ થયું. સાધ્વીને જોતાં જ મોહમાં લપટાઈને હાથી ઝૂમવા લાગ્યો. લોકો આશ્ચર્યથી આંખો ફાડીને દૂરથી જોતા જ રહ્યા.

સાધ્વી સુનંદાએ હાથીને તેના સાતે જન્મની કથા સંભળાવી અને કહ્યુ :

'રુપસેન! તારા મોહને હવે છોડી દે. આ વ્યર્થ મોહને કારણે હવે વધુ હેરાન ના થઇશ. તારા આત્માનું કલ્યાણ કર.'

હાથીને જાતિસ્મરણ જ્ઞાન થયું. વળી આંખમાંથી પશ્ચાત્તાપના આંસુ ઝરવા લાગ્યાં. પોતાની સૂંઢ ઊંચી કરીને તેણે સાધ્વીને પ્રણામ કર્યા અને શાન્ત ચિત્તે હસ્તિ-શાળા તરફ ચાલ્યો ગયો. છઠ્ઠ બે (દિવસના ઉપવાસ) ના પારણાના દિવસે ફરીથી છઠ્ઠ કરીને તેણે દેવ-ભવ મેળવ્યો.

ફક્ત મન દ્વારા કરેલા પાપને કારણે પણ જીવ કેવા કેવા દુઃખ ભોગવે છે, તે જાણુની સાધ્વી સુનંદા છેવટે કેવળ જ્ઞાન મેળવીને મોક્ષ પામી.

—ધન્યચરિત્ર

# કરકંડુ

પૂર્ણ જ્ઞાનના પવિત્ર પ્રકાશમાં જાગ્યા વિના જીવ-નો મોક્ષ થતો નથી. કેટલાક લોકો એવા હોય છે, જે જન્મ જન્માંતર સુધી અજ્ઞાનના અંધકારમાં જ પડયા રહે છે. એવા લોકોના જન્મના બંધન તૂટતા નથી.

પણ કેટલાક લોકો જે નિરંતર જાગૃત રહીને જીવ-ન પથ પર આગળ વધે છે, તેઓ શુભ કર્મોનો ઉદય થતા અચાનક કોઈ પણ પળે આ પારથી પેલે પાર પહોંચી જાય છે

એ યુગ ભગવાન મહાવીરનો યુગ હતો. પ્રભુ આ પૃથ્વી પર એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતા ફરતા ભવ્ય જીવોને મુક્તિનો માર્ગ બતાવતા હતા.

એ યુગમાં એક વિશાળ અને સમૃદ્ધ નગરી હતી. તેને લોકો ચંપાનગરીના નામથી ઓળખતા હતા. રાજા દધિવાહન ત્યાં રાજ્ય કરતા હતા. રાણી પદ્માવતી પ્રજાનું પાલન કરવામાં પતિને મદદ કરતી હતી. તે વૈશાલી ગણરાજ્યના અધ્યક્ષ રાજા ચેટકની પુત્રી હતી. સારા સંસ્કાર તેને વારસામાં જ મળ્યા હતા.

એક વખત રાણી જ્યારે ગર્ભવતી થઇ ત્યારે તેને

દોહદ જાગ્યો. દોહદ એવો હતો કે, ન તે કોઈને કહી શકી કે ન પોતાના મનમાંથી તેની ઈચ્છા છોડી શકી. તે મનમાં ને મનમાં વિમાસણ અનુભવવા લાગી. તેને કારણે તે દિવસે દિવસે દુર્બળ થવા લાગી.

રાજા દધિવાહને રાણીની દુર્બળતા જોઈ, તેનાથી ચિંતિત થઈને એક વખત તેમણે પૂછયું :

'શું કારણ છે, રાણી! જોઉં છું કે તમે દિવસે દિવસે અશક્ત થતા જાઓ છો. શરીર પીળું પડી ગયું છે. મન ઉદાસ-ઉદાસ લાગે છે. આમ કેમ? શું તમને દધિવાહનના રાજ્યમાં કોઈ ખોટ લાગે છે?'

'નહીં, મહારાજ! મને શો અભાવ હોઈ શકે? વળી બીજી રીતે પણ મારા જીવનના બધા ભાવ-અભાવ તમારા પ્રેમમાં જ સમાઈ ગયા છે સ્વામી! મને કોઈ અભાવ નથી. કોઈ પ્રકારની ચિંતા પણ નથી.' રાણીએ જવાબ આપ્યો.

'એમ છે, તો પછી તમારી આ દુર્બળતાનું કારણ શું છે?'

રાજાએ આ રીતે આગ્રહપૂર્વક પૂછયું એટલે રાણીએ છેવટે પોતાના મનની વાત કહી દીધી :

'સ્વામી! મને દોહદ ઉત્પન્ન થયો છે. હું તમારો રાજવી પોશાક પહેરીને પુરુષના વેશમાં હાથી પર બેસીને ફરવા નીકળું. તમે મારી પાછળ છત્ર લઈને બેસો. આવી

ઇચ્છા જાગી છે. પણ આ એવો વિચિત્ર દોહદ છે કે, તેને પ્રગટ કરતાં મને સંકોચ થતો હતો.'

આ સાંભળીને રાજા ખડખડાટ હસી પડચો અને બોલ્યો.

'અરે મારી ગાંડી રાણી! આવી નાની સરખી વાતમાં પણ તેં સંકોચ રાખ્યો અને આ રીતે દુઃખ સહન કરતી રહી? લે, હમણાં જ બધી વ્યવસ્થા કરાવી દઉં છું.'

વ્યવસ્થા થઈ ગઈ. રાણી પુરુષના વેશમાં હાથી પર સવાર બનીને નીકળી. રાજા દધિવાહન છત્ર લઈને પાછળ બેઠા. નગરજનોને આ દૃશ્ય જોઈને ખૂબ આનંદ આવ્યો.

રાણીએ છૂટા હાથે ગરીબોને દાન આપ્યાં. ચારે બાજુ આનંદનું વાતાવરણ બની ગયું. એકબીજા પર આવો ઘનિષ્ટ પ્રેમ રાખનારા પોતાના રાજા-રાણીને જોઇને પ્રજા આનંદ-સાગરમાં ડૂબીને તેમનો જયજયકાર કરવા લાગી.

પણ આ હર્ષોલ્લાસના મધુર વાતાવરણમાં અચાનક એક ભયાનક પ્રસંગ બન્યો. ચોમાસાની ઋતુ હતી. આકાશમાં વાદળા ઘેરાયાં હતાં. રિમઝિમ-રિમઝિમ વરસાદના છાંટા પડતા હતા. જડ વસ્તુમાં પણ ચેતનાની ફૂંક મારનારો સુગંધિત પવન મંદ મંદ આવતો હતો.

પવનની આ મંદ-મધુર લહેરોમાં ધીમે ધીમે ભાન ભૂલતો ગજરાજ મત્ત અવસ્થામાં આવી ગયો. તે તો મતવાલો બનીને વિંધ્યાચળ પર્વત તરફ ભાગવા લાગ્યો.

હાહાકાર મચી ગયો. ગર્ભવતી અને સુકુમાર રાણી માટે આ મહાન સંકટનો સમય હતો. તે ગભરાઇ ગઈ. પણ રાજા દધિવાહને તેને ધીરજ આપતા કહ્યું :

'ગભરાવા જેવી કોઇ વાત નથી, સંકટ આવે તો પણ હિંમત છોડી દેવાથી શો લાભ? મનની સમતુલા ખોવી જોઇએ નહીં. જો, સામે એક વિશાળ થડનું ઝાડ છે. જ્યારે હાથી તેની નીચેથી પસાર થાય, ત્યારે ઝાડની એક ડાળીને તું પકડી લેજે. હું પણ એમ જ કરીશ. સહેજ પણ ચિંતા ના કરીશ'

રાજાએ તો નિર્ણય કર્યા પ્રમાણે એક ડાળી પકડી લીધી પણ ગભરાઇ ગયેલી રાણી તેમ કરી શકી નહીં. રાજા બૂમો પાડતો જ રહ્યો અને હાથી રાણીને લઈને જોતજોતામાં તો ગાઢ જંગલમાં ગાયબ થઈ ગયો.

સાચું સંકટ તો હવે ઉપસ્થિત થયું.

શક્ય તેટલી બધી રીતે રાજા દધિવાહને રાણીની શોધ કરાવી, પણ નસીબનો ખેલ જુદો જ હતો. રાણી ક્યાંય મળી નહીં.

ગાઢ જંગલમાં આમથી તેમ દોડતા હાથીને તરસ લાગી. પાણી વિના તે વ્યાકુળ બની ગયો. તેથી છેવટે

તે એક નદીમાં ઊતરીને પાણી પીવા લાગ્યો. રાણીને યોગ્ય તક મળી ગઈ. તે છલાંગ મારીને પાણીમાં કૂદી પડી અને તરતી-તરતી કિનારે આવી ગઈ. પણ મંજિલ તો તેને હજુ પણ દેખાતી ન હતી. ચારે બાજુ સઘન, ભયાનક, નિર્જન જંગલ હતું. ના કોઇ માર્ગ હતો, કે ના કોઇ માર્ગ બતાવનાર હતું.

રાણી કરે પણ શું? જાય પણ ક્યાં? તેને કંઇ પણ સમજાતું ન હતું. કંઇ પણ સમજ્યા વિના, કોઇ પણ હેતુ વિના તે આગળ વધવા લાગી. પણ હવે તેના હૃદયમાં ડર ન હતો. તેણે હિંમત ભેગી કરી લીધી હતી. તેણે વિચાર્યું.

'જે બનવાનું છે તે તો બનશે જ. ક્યારેક તો માર્ગ મળશે જ.'

પ્રભુને યાદ કરતી, આ સંકટમાંથી છૂટકારો મેળવતા સુધી ભોજન-પાણીના ત્યાગનો દૃઢ સંકલ્પ કરીને રાણી પદ્માવતી આગળ વધતી હતી.

સંકલ્પમાં મહાન શકિત રહેલી હોય છે. ભગવાનમાં રાખેલો દૃઢ વિશ્વાસ કદાપિ નિષ્ફળ નથી જતો. ભટકતી રાણીને એ વિરહ-વનમાં અચાનક એક વૃદ્ધ તપસ્વીના દર્શન થયાં. તપસ્વીને જોઇને અશાન્ત મન શાન્ત બન્યું. રાણી પણ હવે પૂરેપૂરી નિર્ભય બની

ગઇ હતી. તપસ્વીએ પૂછયું, ત્યારે રાણીએ શાંતિથી જણાવ્યુ :

'મહારાજ! હું રાજા ચેટકની પુત્રી અને રાજા દધિવાહનની પત્ની છું. વન-વિહારના સમયે હાથીના મદોન્મત્ત થઈ જવાને કારણે મારી આ દશા થઇ છે. રાજાથી હું વિખૂટી પડી ગઈ છું અને વનમાં ભૂલી પડી છું''...

તપસ્વીએ પ્રેમથી કહ્યું :

'બેટી! હવે ચિંતા છોડી દે મારો આશ્રમ નજીકમાં જ છે, ત્યાં ચાલ. થોડો આરામ કરીને, કંદમૂળ ખાઈને તથા પાણી પીને તારી ભૂખ-તરસ શાન્ત કરી લે. તે પછી હું આગળના કોઇ નગરમાં પહોંચાડી દઇશ. ત્યાંથી તું સ્વદેશ અને સ્વગૃહે પહોંચી શકીશ.'

રાણીએ તે વૃદ્ધ અને તપસ્વીની વાતનો સ્વીકાર કર્યો. આરામ કર્યા પછી તે આશ્રમને છોડીને તપસ્વીની સાથે આગળ ચાલવા માંડી. ચાલતા ચાલતા એક નગર જોવા મળ્યું. તે નગર જોઇને તપસ્વીએ કહ્યું.

'આ દંતપુર નામનું નગર છે. અહીંનો રાજા અત્યંત ધર્મિષ્ઠ અને ન્યાયપરાયણ છે. તે તમને તમારે ઘેર પાછા મોકલવાની બધી વ્યવસ્થા કરી આપશે. હવે જુઓ, આ નગર નજીક આવી ગયું. આગળના રસ્તે

ખેતરો છે અને તે ખેડેલા છે. હું ખેડેલી ભૂમિ પર ચાલતો નથી. હવે તમે નિર્ભય બનીને ચાલ્યાં જાઓ.'

તપસ્વીને માન સાથે નમન કરીને રાણી નગર તરફ ચાલવા માંડી.

o o o

દંતપુર કલિંગ દેશનું એક મુખ્ય નગર હતું. વિશાળ હતી એ નગરી. પદ્માવતી નગરના માર્ગો પર આમ-તેમ ભટકતી હતી તે વખતે તેને કેટલીક સાધ્વી-ઓનાં દર્શન થયાં.

રાણીએ તે સાધ્વીઓને વંદન કર્યાં અને તેમની સાથે ઉપાશ્રયમાં ગઈ. જ્યારે તેણે પોતાની ઓળખાણ આપી, ત્યારે સાધ્વીઓને તેની દયાજનક સ્થિતિ જોઈને દયા આવી. સાધ્વીઓએ તેને ધીરજ આપીને ઉપદેશ આપ્યો. પછી કહ્યું :

'રાણી પદ્માવતી ! આ સંસાર અસાર છે. જીવનમાં સુખ અને દુઃખની પરંપરા ચાલ્યા જ કરે છે આ સુખ-દુઃખના ચક્રમાંથી હંમેશને માટે છૂટવાનો પ્રયત્ન માણસે કરવો જોઈએ.'

રાણી પદ્માવતીને પણ બરોબર સમજાઈ ગયું કે, સંસારનો વૈભવ અને બીજાં સુખ બીજું કંઈ નથી, ફક્ત આકાશમાં વિહરતાં વાદળની છાયા જ છે. એક પળ

તેના અસ્તિત્વનો ભાસ થાય છે અને બીજી ક્ષણે તે ઊડી જાય છે.

આ વિચારો જાગવાને કારણે તેને સંસાર પર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને ગુરુણી પાસે તેણે દીક્ષા લઈ લીધી. સંકોચને કારણે તે વખતે તે પોતાના ગર્ભની વાત ગુરુણી સમક્ષ પ્રગટ કરી શકી નહીં.

પણ સમય થતાં તેને પ્રસવની પીડા થવા લાગી. વિચારવાન ગુરુણીજીને જ્યારે વસ્તુસ્થિતિનું જ્ઞાન થયું, ત્યારે તેણે કોઇ શ્રધ્ધાળુ ગૃહસ્થને ત્યાં તેના પ્રસવ માટેની વ્યવસ્થા કરાવી દીધી.

સમય થતાં રાણીએ એક સુંદર, સુકુમાર બાળકને જન્મ આપ્યો. પણ હવે તો તે સાધ્વી બની ગઇ હતી. બાળકનું શું થાય?

કંઈક વિચાર કરીને તેણે તે બાળકને એક કીંમતી રત્નજડિત કપડામાં લપેટયો. સાથે રાજા દધિવાહનના નામવાળી વીંટી પણ મૂકી. પછી તે બાળકને લઈ જઈને ભગવાનને ભરોસે સ્મશાનમાં મૂકી દીધો. પછી કુતૂહલને કારણે તે કોઈ ઝાડની પાછળ બેસીને જોવા લાગી કે, હવે તે બાળકનું શું થાય છે?

બાળક નસીબદાર હતો તે સ્મશાનનો રક્ષક ચાંડાલ ત્યાં આગળ આવ્યો. તેણે તે બાળકને ત્યાં પડેલો જોઈ

લીધો તેને એક પણ બાળક ન હતું. તેથી તેને તો આ બાળક મળ્યું, ત્યારે એટલો બધો ખુશ થયો, જાણે તેને તો આઠે સિધ્ધિ અને નવે નિધિ પ્રાપ્ત ના થઇ હોય !

બાળકને લઈને તે પોતાને ઘેર આવ્યો અને પત્નીને તે આપતાં બોલ્યો :

'લે, ભાગ્યવંતો ! ભગવાને આપણને સુંદર બાળક આપ્યો છે હવે તેનુ મનમાં ઈચ્છા આવે તે રીતે લાડ-પ્યાર કરીને પાલન-પોષણ કર.'

રાણીએ આ બધું જોઈ લીધું. ચાંડાલ-દંપતિને ઘેર બાળક ઉછરવા લાગ્યો. રાણીએ સાધ્વીઓને કહી દીધું :

'બાળક મરેલું આવ્યું હતું. તેને સ્મશાનમાં મૂકી આવી.'

થોડા સમયમાં તો આ વાત ભુલાઈ ગઈ

બાળક મોટો થવા લાગ્યો. રાણી વચ્ચે વચ્ચે તે ચાંડાલને ઘેર જઇને પોતાના પુત્રને જોઇ આવતી હતી. તે બાળક પણ કુદરતી રીતે જ રાણીની તરફ ખૂબ આકર્ષણ અનુભવતો હતો.

તે બાળકનું નામ 'અવકર્ણિક' પાડવામાં આવ્યું હતું. તેને શરૂઆતથી જ પોતાના શરીરને વારંવાર ખંજવાળવાની ટેવ હતી. તેની આ ટેવને કારણે લોકો

તેને 'કરકંડુ' પણ કહેતા હતા. મોટો થતાં તેનું આ બીજું નામ જ પ્રચલિત બન્યું.

કરકંડુ જન્મથી જ પ્રતિભાશાળી હતો. છેવટે તો તે રાજા દધિવાહન અને રાણી પદ્માવતીનો પુત્ર હતો ને! બાળપણમાં જ તે બીજા બધા બાળકોનો નેતા બની ગયો હતો. જ્યારે તે લગભગ છ વર્ષનો થયો ત્યારે તેના પિતાએ તેને સ્મશાનની રખેવાળી કરવાનું કામ સોંપી દીધું હતું.

એક દિવસ બે સાધુ આ સ્મશાનના માર્ગેથી જઈ રહ્યા હતા. ત્યા આગળ એક કૂંપળમાંથી નાનો સરખો વાંસ ઊભેલો જોઈને ગુરુએ પોતાના શિષ્યને કહ્યું :

'આ વાંસ ચમત્કારિક છે. લક્ષણ શાસ્ત્રની દૃષ્ટિએ આ વાંસમાં અનેક પ્રકારની શુભ-અશુભ અસરો હોય છે. આ વાંસ જ્યારે ચાર આંગળનો થશે, ત્યારે જે કોઇ માણુસ તેને પોતાની પાસે રાખશે તે જરૂર રાજા થશે'

મુનિઓની આ વાત બે માણુસોએ સાંભળી લીધી હતી. એક કરકંડુએ અને બીજા એક બ્રાહ્મણુના બાળકે. કરકંડુએ નિશ્ચય કરી લીધો :

'જ્યારે આ વાંસ ચાર આંગળનો થશે, ત્યારે હું તેને કાપી લઇશ.'

આ તરફ પેલો બ્રાહ્મણુ પુત્ર આ વાંસ મેળવવાની તક શોધતો હતો.

એક દિવસ બ્રાહ્મણ કુમારે તે વાંસને મૂળથી ચાર આંગળ સુધી ખોદીને ઉખાડી લીધો, પણ તે તેને લઈને ત્યાંથી ભાગી જાય તે પહેલાં તો કરકંડુ ત્યાં આવી પહોચ્યો. બંને વચ્ચે આ વાંસ માટે ઝગડો થઈ ગયો. લોકોએ તે બંનેને સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું :

'અરે! આ નાના સરખા વાંસના ટુકડામાં શું ભર્યું છે? લડો છો કેમ? ગમે તે એક લઇ લો.'

પણ બંનેમાંથી કોઇ માન્યું નહીં. છેવટે મામલો ન્યાયાધિકારી પાસે પહોંચ્યો. તેમને પણ આ નાના બાળકોના સામાન્ય ઝગડાથી ખૂબ નવાઈ લાગી. તેમણે પણ એ બાળકોને એ જ વાત કહી હતી પણ તે વખતે કરકંડુએ કહ્યું :

'મહાશય! આ વાંસ મારા સ્મશાનમાં ઊગ્યો છે. તેના પર મારો અધિકાર છે. વળી તે મારી સંપત્તિ છે. કરકંડુએ એવા ગૌરવભર્યા અવાજે કહ્યું, જાણે કે તે રાજા ન હોય!

તે સમય પૂરતી તો શાન્તિ થઇ ગઇ. પરંતુ એક ચાંડાલ બાળક દ્વારા બ્રાહ્મણના બાળકનું અપમાન થયું. આ કારણે બ્રાહ્મણ જાતિમાં ઘેરો અસંતોષ ફેલાયો તેમના ઊંચા કુળનું અભિમાન ભયાનક ગુસ્સામાં બદલાઈ ગયું. તેથી બ્રાહ્મણો કરકંડુનું ખૂન કરવાની યોજના કરવા લાગ્યા.

ચાંડાળને આ યોજનાની ખબર પડી ગઈ. પુત્ર–પ્રેમને કારણે તે પોતાની પત્ની અને પુત્ર કરકંડુને લઈને રાતો-રાત ત્યાંથી ભાગી નીકળ્યો.

ચાલતા ચાલતા તે લોકો કલિંગ દેશની રાજધાની કંચનપુરમાં આવી પહોંચ્યા. લાંબા પ્રવાસને કારણે તેઓ ખૂબ થાકી ગયાં હતાં.

તેથી નગરની બહાર સ્વચ્છ સરોવરને કિનારે તેમણે પડાવ નાખ્યો. સ્નાનવિધિથી પરવારીને તેમણે ભોજન કર્યું, ઠંડું પાણી પીધું અને એક ઘટાદાર ઝાડ નીચે આરામ કરવા લાગ્યાં.

કાંચનપુરમાં કલિંગના રાજાનું નિઃસંતાન મૃત્યુ થયું હતું. આખું નગર શોકમાં ઘેરાયેલું હતું. પ્રજા સમક્ષ એક સમસ્યા હતી, નવા રાજાને ચૂંટી કાઢવાની. મંત્રી-પરિષદ, સેનાપતિ તથા બીજા ગણ્યમાન્ય લોકોએ ગંભીર વાદ-વિવાદ કરીને નિર્ણય લીધો. તેમણે કેળવાયેલા ઘોડા દ્વારા સુયોગ્ય માણસને રાજા તરીકે નિયુક્ત કરવાનો નિશ્ચય કરી લીધો હતો.

તેથી ઘોડાને શણગારીને, મંત્રોચ્ચાર સાથે છૂટો મૂકવામાં આવ્યો. ઘોડો આખા નગરમાં આમથી તેમ ફર્યો પણ ક્યાંય રોકાયો નહીં છેવટે તે નગરની બહાર સરોવર તરફ ચાલવા લાગ્યો લોકો નિરાશ બનીને હૈયા-વરાળ કાઢતા હતા.

'હાય ! આટલા મોટા નગરમાં કોઈપણ માણસ રાજા બનવાને લાયક ના મળ્યો ? હવે શું થશે ? આ અનાથ રાજ્યનો નાથ કોણ બનશે ? તે કયાં મળશે ?'

એ ચિંતા વિચારમાં પડેલી પ્રજા મન મારીને ઘોડાની પાછળ પાછળ ચાલતી રહી.

સરોવરના કિનારે જ્યાં ચાંડાળ–કુટુંબ આરામ કરી રહ્યું હતું; ત્યાં આગળ આવીને ઘોડો અટકી ગયો. તે કરકંડુ સામે ઊભો રહીને જોરથી હણહણવા લાગ્યો અને માથું નમાવીને તેની સામે ઊભો રહ્યો.

લોકો આનંદથી ગાંડા થઈ ગયા તેમને તો ધૂળમાંથી હીરો મળી ગયો હતો. આખી પ્રજાએ આશ્ચર્યથી પોતાના નવા રાજાને જોયા. કરકંડુના તેજસ્વી ચહેરા પરથી એક પ્રકાશકિરણ પ્રગટ થતું હતું. તેની આંખમાંથી પ્રકાશનું ઝરણું વહેતુ હતુ.

પ્રજાના જયજયકારથી આકાશ ગાજી ઊઠયું. દિશાઓએ આ જયધ્વનિનો પડઘો પાડીને પોતાની સંમતિ પ્રગટ કરી. સરોવરનાં શાન્ત પાણી આ પવનની મદદથી ધ્રૂજી ઊઠયાં.

મંત્રી દ્વારા બધી જરૂરી વિધિ પૂરી કરવામાં આવી. કરકંડુને નવાં રાજવી વસ્ત્રથી સુશોભિત કરવામાં આવ્યો. બીજાં રાજચિન્હ પણ તેને સોંપી દેવામાં આવ્યાં.

આનંદ અને ઉલ્લાસના વાતાવરણમાં આખો સમુદાય નગરમાં પાછો ફર્યો.

પણ એક બીજી સમસ્યા ઉપસ્થિત થઈ. કરકંડુની સાથે તેનો ચાંડાલ પિતા પણ હતો અને માતા પણ હતી જ્યારે લોકો તેમને ઓળખી ગયા ત્યારે બ્રાહ્મણ જેવા ઊંચા વર્ગોમા અસંતોષ ફેલાઈ ગયો. લોકો બોલવા લાગ્યા :

' શું એક ચાંડાલનો પુત્ર આપણા પર રાજ્ય કરે ? જો એમ થાય તો આપણા બ્રહ્મતેજનું શું થાય ? ધર્મનું સત્યાનાશ નીકળી જશે. આપણે બધાએ નરકમાં વાસ કરવો પડશે. નહીં, નહીં એવું અમે કદાપિ થવા દઈશું નહી. !

બળવાની પરિસ્થિતિ પેદા થઈ. મંત્રી અને સેનાપતિ તો મૂઢ થઈ ગયા. શું કરવું ? શું ના કરવું ? કોઈને કંઇ પણ સમજાય જ નહીં.

આ સ્થિતિ જોઈને કરકંડુને ગુસ્સો આવી ગયો. તેણે રાજદંડ હાથમાં લઈને સિંહ ગર્જના કરી :

' કોઈની તાકાત હોય તો લઈ લે આ રાજદંડ મારા હાથમાંથી. આ રાજ્ય મને ભીખમાં નથી મળ્યું, નસીબથી મળ્યું છે. મારા બે ભુજદંડમાં તેનું રક્ષણ કરવાની પૂરી તાકાત પણ છે.'

આખી પ્રજા આશ્ચર્યથી આંખો ફાડીને જોઈ જ રહી. કરકંડુના હાથમાં રમી રહેલા રાજદંડમાંથી અગ્નિના તણખા ઝરી રહ્યા હતા. આ એક દૈવી સંકેત હતો.

વળી તે જ વખતે આકાશમાંથી કરકંડુના મસ્તક પર પુષ્પવર્ષા થઈ. દેવનાં દુંદુભિનો ગંભીર અવાજ પણ સંભળાવા લાગ્યો તરત જ આકાશવાણી પણ થઇ :

'કરકંડુ મહાન અને તેજસ્વી રાજા બનશે. તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારનું માથું ધડ પર રહેશે નહીં.'

આવી આકાશવાણી સાંભળીને બળવાખોર બ્રાહ્મણો તો ચૂપ જ થઈ ગયા. કુદરત સામે મસ્તક નમાવીને તેઓ કરકંડુના શરણે આવી ગયા. ફરી એક વખત 'મહારાજ કરકંડુની જય' ના અવાજથી આકાશ ગાજી ઊઠયું.

હવે કરકંડુ કલિંગનો રાજા બની ચૂક્યો હતો. પણ જાતિદ્વેષ અને ઊંચા કુળના જૂઠા અભિમાનની લાગણીથી તેના હૃદય પર ઘેરો આઘાત થયો હતો. તેણે ખૂબ ધીરજથી, પણ અત્યંત દઢતાપૂર્વક બ્રાહ્મણોને સમજાવ્યા :

'ભાઈઓ ! ઉચ્ચતા અને નીચતા તો માણસનાં કર્મ અને વ્યવહારથી નક્કી કરવી જોઈએ સન્માન તો શૌર્યનું, સદાચારનું, વિવેકનું અને ગુણોનું કરવું જોઇએ. કોઇ એક કુળનું નહી. ચાંડાલ લોકો પર તમે જે તિરસ્કાર રાખો છો, તે યોગ્ય નથી. તેઓ પણ તેવા જ માણસો

છે, જેવા તમે લોકો છો તેમને પણ સંસ્કાર આપો અને તમારી સાથે જ ખભે ખભા મિલાવીને આગળ વધવા દો. સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિ માટે આ જરૂરી છે.'

ચાંડાલોનો સત્કાર કરવામાં આવ્યો. તેમને શુદ્ધ કરવામાં આવ્યા અને તેમને ઘેર બ્રાહ્મણોએ ભોજન પણ કર્યું. આ રીતે સામાજિક ઉત્થાનની દિશામાં નવાં પગરણ મંડાયાં. રાજ્યમાં ચારે બાજુ શાન્તિ ફેલાઈ ગઈ અને સુખ સમૃદ્ધિ દિવસે નહીં તેટલી રાત્રે વધવા લાગી.



ધીમે ધીમે પવનની પાંખે ઊડતી ઊડતી કરકંડુની કીર્તિ-કથા તે બ્રાહ્મણ બાળક સુધી પહોંચી ગઇ, જેણે તે વાંસનો ટુકડો લેવાની ઇચ્છા કરી હતી પોતાના નસીબ પર તેને અત્યંત તિરસ્કાર છૂટયો, પણ નસીબના લેખ પ્રબળ છે એમ માનીને તે પોતાના નસીબનું એક ગામ માગવા માટે ચાલતો ચાલતો કાંચનપુર આવી પહોંચ્યો. રાજા સમક્ષ જઇને તેણે વિનંતિ કરી :

'મહારાજ ! હું એ કમનસીબ બ્રાહ્મણ છું, જેને રાજા બન્યા પછી એક ગામ આપવાનું તમે વચન આપ્યું હતું.'

'હા મિત્ર ! હું તને ઓળખું છું અને મને મારું

વચન પણ યાદ છે. બોલ તું કયું ગામ માગવાની ઈચ્છા રાખે છે?'

રાજાએ પ્રેમાળ અવાજે કહ્યું. તેના મનમાં તે બ્રાહ્મણ માટે ન કોઇ દ્વેષ હતો કે ન કોઇ ક્રોધ હતો. મહાન માણસોનું હૃદય પણ મહાન જ હોય છે.

બ્રાહ્મણ કુમારે હાથ જોડીને કહ્યું:

'પ્રભુ! હું અંગ દેશમાં ચંપાનગરીની નજીકના જ એક ગામમાં રહું છું તેથી મને તે જ ગામ આપો. ભગવાન તમારી કીર્તિને ચારે દિશામાં વ્યાપ્ત કરે.'

રાજાનું વચન ખાલી જઇ શકે નહીં. બ્રાહ્મણે માગેલું ગામ રાજા દધિવાહનના રાજ્યમાં હતું. કરકંડુ સમક્ષ મોટી સમસ્યા ઉપસ્થિત થઈ. બીજાની જમીન કોઈને કેવી રીતે આપી શકાય? છેવટે વિચાર કરીને કરકંડુએ પોતાનો દૂત દધિવાહન પાસે મોકલાવીને સંદેશો કહેવડાવ્યો:

'મહેરબાની કરીને તમારા રાજ્યમાંથી આ બ્રાહ્મણને તેની ઈચ્છા પ્રમાણેનું એક ગામ આપશો. તેના બદલામાં તમે મારા કલિંગ રાજ્યમાંથી એટલી જ જમીન અને ઇચ્છો હોય તો તેનાથી બે ગણી જમીન તમારી ઈચ્છા પ્રમાણે લઈ લો.

આ વાત કંઇ અસંગત કે અનુચિત તો હતી જ નહીં. પણ રાજગર્વ અને જાતિવર્ગ વચ્ચે નડતો હતો.

રાજા દધિવાહને કલિંગના રાજાની વાત સાંભળીને ગુસ્સાથી ગર્જના કરી :

'તારા ચાંડાળ રાજાની આ હિંમત ? હવે તે અમારા જેવા ઉચ્ચ કુળમાં જન્મેલા ક્ષત્રિયોની બરોબરી કરવાનું દુઃસાહસ કરવા લાગ્યો ? લાગે છે કે, કીડીને પાંખો ફૂટવા લાગી.

'જા, જઈને તેને કહેજે કે, વસ્તુના બદલામાં વસ્તુની લેવડ-દેવડ કરવી એ તો વાણિયાનું કામ છે. ક્ષત્રિયો આ રીતે અદલા-બદલી કરતા નથી. સોયની અણી જેટલી જમીન પણ રાજા દધિવાહનના રાજ્યમાંથી તેને મળશે નહીં. તેનામાં તાકાત હોય તો આવી જાય લડાઈના મેદાનમાં.'

દૂત પાછો ફર્યો. તેણે જ્યારે આ વચન રાજા કરકંડુને સંભળાવ્યાં ત્યારે તે ગુસ્સાથી તપી ગયો. તે જ વખતે તેણે પોતાના સેનાપતિને યુદ્ધ માટે કૂચ કરવાની આજ્ઞા આપી દીધી.



ચંપા અને કલિંગનાં વિશાળ સૈન્ય યુદ્ધના મેદાનમાં એકબીજાની સામ-સામે આવીને જામી ગયાં અને તરત જ ભયંકર યુદ્ધ શરૂ થઈ ગયું. ચારે બાજુથી 'મારો કાપો' ના અવાજો થવા લાગ્યા.

ઘાયલ સૈનિકો તથા પશુઓની દુઃખની ચીસોના

અવાજથી આકાશ ગાજી ઊઠયું. મરેલાં માણસો અને પશુ-ઓનું માંસ ખાવાનાં લોભી કાગડા, સમડી, ગીધ અને શિયાળ રણમેદાનની આજુબાજુ ઘૂમવા લાગ્યાં.

જો દધિવાહન રાજા શક્તિશાળી હતો અને તેનું સૈન્ય વિશાળ હતું તો કરકંડુની નસોમાં પણ યુવાન લોહી ઉછળી રહ્યું હતું. તેનું સૈન્ય પણ દધિવાહનના સૈન્ય કરતાં સહેજ પણ ઓછું ન હતું. ઘમસાણ લડાઈ થઈ. કોઈ પણ સેના પાછા હટવાનું નામ લેતી ન હતી.

સાધ્વી પદ્માવતીને એ વાતની તો ખબર પડી હતી કે તેનો પુત્ર કરકંડુ કલિંગ દેશનો રાજા બની ગયો હતો. તેથી તે શાન્તિ અને સંતોષપૂર્વક પોતાના સાધ્વી જીવનનું પાલન કરતી હતી.

પણ જ્યારે તેને ખબર પડી કે, કલિંગ અને ચંપા' વચ્ચે, એટલે કે પિતા અને પુત્ર વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે, ત્યારે તે શાન્ત રહી શકી નહીં. ચિંતાથી તેનું કોમળ હૃદય ઘેરાઈ ગયું.

બીજો કોઈ માર્ગ ન દેખાતાં છેવટે તેણે પોતાની ગુરુ-ણીજી સમક્ષ બધી વાત સ્પષ્ટ કરી દીધી કે કેવી રીતે તેણે પોતાના પુત્રને સ્મશાનમાં જીવતો છોડી દીધો હતો કેવી રીતે માતંગ નામના ચાંડાળે તેનું લાલન-પાલન કર્યું. કેવી રીતે તે કલિંગનો રાજા બન્યો અને અત્યારે પિતા પુત્ર વચ્ચે જ ભયંકર યુધ્ધ ચાલી રહ્યું છે.

આ રહસ્ય પ્રગટ કર્યા પછી તેણે ગુરુણીજી પાસે આજ્ઞા માગતાં કહ્યું :

'કૃપા કરીને મને રણમેદાનમાં જઈને, તે બંનેને સમજાવીને આ લડાઈને રોકવાનો પ્રયત્ન કરવાની આજ્ઞા આપો. સંકોચને કારણે મેં આ રહસ્ય આજ સુધી તમા-રાથી છુપાવી રાખ્યું, તેને માટે મને ક્ષમા પણ આપો.'

પ્રસંગની ગંભીરતા જોઈને તથા લોકહિતનો વિચાર કરીને ગુરુણીજીએ આજ્ઞા આપી. આજ્ઞા મળી કે તરત જ પદ્માવતી રણક્ષેત્રમાં આવી પહોંચી.

રણમેદાનમાં આવીને તે સૌ પ્રથમ કરકંડુની છાવ-ણીમાં ગઈ. કરકંડુએ એક સાધ્વીને પોતાની તરફ આવતી જોઈ. તરત જ તે જાતે પૂર્ણ શ્રધ્ધાથી ઊઠીને આગળ ગયો. સાધ્વીને તે ઓળખી ગયો. તેને ખૂબ નવાઈ લાગી. તે બોલી ઊઠયો :

'તમે....! હું તમને માનપૂર્વક વંદન કરું છું. પરંતુ તમે....અને તે પણ આ ભયંકર રણમેદાનમાં....? અહીં પધારવાનો તમારો શો હેતુ છે ?'

મમતા અને વાત્સલ્યનું એક અજ્ઞાત અને અદૃશ્ય બંધન બંનેને એક બીજાની તરફ ખેંચી રહ્યું હતું. સાધ્વીએ પ્રેમાળ શબ્દોમાં કહ્યું :

'બેટા ! તારું કલ્યાણ થાઓ. તું આ લડાઈને અત્યારે જ બંધ કરી દે.'

કરકંડુએ જવાબ આપ્યો :

'પણ....પણ....એ કેવી રીતે થઇ શકે ? દુશ્મને મારું અપમાન કર્યું છે. અપમાનનો બદલો લીધા વિના હું રણમેદાનમાંથી પાછો હઠી શકું નહી.'

સાધ્વીએ કહ્યું :

'કોઈ તારો દુશ્મન નથી, બેટા ! આજે વર્ષો પછી હું તને ગુપ્ત રાખેલું એક રહસ્ય બતાવું છું, કારણ કે તેને માટેનો યોગ્ય પ્રસંગ હવે જ આવ્યો છે. જેને તું તારો દુશ્મન સમજે છે, તે ચંપાપતિ દધિવાહન તારા પિતા છે.'

કરકંડુને પગ નીચેની ધરતી જાણે ખસી જતી લાગી. તેના આશ્ચર્યનો પાર ના રહ્યો. સાધ્વીના આ શબ્દો પર તેને કંઈક અવિશ્વાસ પણ આવી ગયો. તે ધીમે ધીમે બોલ્યો :

'એમ કેવી રીતે બની શકે ? મારા પિતા તો માતંગ છે.'

'ના બેટા ! માતંગ તારા પિતા નથી, પાલક જરૂર છે. પિતા સમાન તો તે છે જ, કારણ કે તેમણે તારા

જીવનની રક્ષા કરી છે. તેમણે તારું પાલન-પોષણ કર્યું છે. પણ તારા પિતા તો તે જ છે, જેમનું નામ કોતરેલી વીંટી તે જન્મથી ધારણ કરી છે. તે વીંટી જરા ધ્યાનથી જો. તે વીંટી રાજા દધિવાહનની છે.'

એમ કહીને આખો પ્રસંગ, શરૂઆતથી અંત સુધી. સાધ્વી પદ્માવતીએ રાજા કરકંડુને કહી સંભળાવ્યો. તે સાંભળીને કરકંડુનું હૃદય ભરાઈ આવ્યું અને પછી આનંદથી નાચી ઊઠયો. તે પોતાના મહાન પિતાને મળીને ક્ષમા માગવા માટે અધીરો થઈ ગયો.

સાધ્વી પદ્માવતી રાજા કરકંડુ પર એક છેલ્લી મમતાભરી નજર નાખીને ત્યાંથી ચાલી નીકળી. હવે તેણે દધિવાહનની છાવણીઓ માર્ગ પકડયો.

સાધ્વી દધિવાહનની સામે પોતાની ધીરગંભીર ચાલથી પહોંચી જાય, તે પહેલાં જ આ જાહેર થયેલા રહસ્યની વાત હવા સાથે ઊડતી ઊડતી ચંપાપતિ દધિવાહન પાસે પહોંચી ગઈ હતી.

તેણે પોતાની સાધ્વી રાણીને જોઈ. લાગણીનો એક મહાસાગર તેના હૃદયમાં ઉછળવા લાગ્યો. પણ હવે તો બધું જ બદલાઈ ગયું હતું.

એક વખત એવો હતો જ્યારે તે તેની પ્રાણપ્રિયા

રાણી હતી, તે આજે સાધ્વી બની ગઇ હતી. ભ્રમર જેવા કાળા અને વાંકડિયા તેના વાળ, હવે સફેદ થઈ ચૂકયા હતા. આંખમાં ચંચળ માદકતાને બદલે સૌમ્ય સંયમનું તેજ પ્રકાશનું હતું.

રાણી પદ્માવતી આજે સાક્ષાત વૈરાગ્યની મૂર્તિ બનીને તેની સામે ઊભી હતી.

સાધ્વી પદ્માવતીએ રાજા દધિવાહનને પણ આવી કથા શરૂઆતથી તે અંત સુધી કહી સંભળાવી. તે કથા સાંભળીને રાજા દધિવાહનના હૃદયમાં કેવા કેવા ભાવ જાગ્યા હશે !

પણ રાજા વિચારવાન હતો. તેણે વિવેકનો આશ્રય લઇને ધીરજ ધારણ કરી લીધી અને પોતાના તેજસ્વી વીર પુત્રને મળવા માટે નીકળી પડયો.

હૃદયમાંથી ઉમટી પડીને આંખોને ઘેરી લેવાની ઇચ્છા રાખતાં આનંદનાં આંસુને હૃદયમાં જ પ્રયત્નપૂર્વક રોકી રાખીને સાધ્વી પદ્માવતી પોતાનો હેતુ સિદ્ધ કરીને ચુપચાપ પાછી ફરી ગઇ–સંયમ અને સાધનાની એ ભૂમિમાં જયાં આત્મશાન્તિ સ્થાયી બનીને નિવાસ કરે છે.

પિતા પોતાના પુત્ર તરફ અને પુત્ર પોતાના પિતાને મળવા માટે ખુલ્લા પગે જ દોડી ગયો. રસ્તામાં જયારે

એકબીજાની નજીક આવ્યા ત્યારે પુત્ર પિતાના ચરણોમાં પડી ગયો. પિતાએ પોતાના વિશાળ હાથમાં પુત્રને લપેટીને પોતાની છાતી સાથે ચાંપી દીધો.

બંને સૈન્યના અસંખ્ય સૈનિકો પોતાના મહાન માલિકોના આ મિલનના શુભ પ્રસંગને જોઈને આનંદથી નાચી ઊઠયા. રણવાજિંત્રોને બદલે મંગલ ધ્વનિ ચારે દિશાઓમાં ગાજી ઊઠયા.

એક લાંબી, કાળી રાતનો અંત આવી ગયો અને સુખના સૂરજનો શાન્ત પ્રકાશ ચારે દિશાઓમાં ફેલાઈ ગયો.

० ० ०

રાજા દધિવાહન પોતાના જીવનની વૃદ્ધાવસ્થામાં પહોંચી ગયા હતા. તેમનો પુત્ર, તેજસ્વી પુત્ર બધી રીતે સુયોગ્ય અને ગુણવાન હતો આ તરફ રાણી પદ્માવતી દ્વારા સાધ્વી જીવન સ્વીકારી લીધા પછી તેમના જીવનમાં પણ એક પ્રકારની શૂન્યતા વીંટળાઇ વળી હતી. તેથી તેમના મનમાં પણ સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો.

પુત્ર કરકંડુને ખૂબ ધામધૂમથી તેઓ પોતાની રાજધાનીમાં લઈ ગયા. અંગ દેશના રાજા તરીકે કરકંડુને રાજતિલક કરીને પોતાનું રાજ્ય સોંપી દીધું. પછી તે પોતે આચાર્ય ધર્મઘોષ પાસે દીક્ષા ધારણ કરીને આત્મ-સાધનામાં મગ્ન થઈ ગયા.

કરકંડુ હવે અંગ તથા કલિંગ બંને દેશોનો રાજા હતો. વિશાળ હતું તેનું રાજ્ય અને અમાપ હતી તેની શકિત. પણ શકિત અને સામ્રાજ્યનું સહેજ પણ અભિમાન તેના મનમાં ન હતું.

કંઈક સારા સંસ્કાર તેને જન્મથી જ પોતાનાં માતા પિતા દ્વારા મળ્યા હતા અને તે પછી તેના જીવનના અદ્ભૂત બનાવો તથા અનેક ચડતી-પડતીએ પણ તેના હૃદયમાં વિવેકની જ્યોત જલતી રાખી હતી તેથી ખૂબ વિવેકપૂર્વક નીતિ તથા ધર્મનું અનુકરણ કરતો તે લાંબા સમય સુધી પોતાના રાજ્યનું શાસન કરતો રહ્યો.

ભારતીય સંસ્કૃતિમાં ગાયનું હંમેશા વિશેષ મહત્ત્વ રહ્યું છે. તેને માતા જેવી જ ગણવામાં આવે છે. કરકંડુને પણ ગાયો પર વિશેષ પ્રેમ હતો તેની ગૌશાળા વિશાળ હતી. તેની દેખભાળ અંગે તે ખૂબ ધ્યાન આપતો હતો. તે પોતે વારંવાર ગૌશાળામાં ચક્કર લગાવતો રહેતો અને ગાયો તથા વાછરડાંની સંભાળ રાખતો. બહુ પ્રેમથી તેમને સંભાળતો.

એક વખત જ્યારે તે આ રીતે ગૌશાળામાં ગયો ત્યારે તેણે એક સુંદર વાછરડો જોયો. તે બિલકુલ સફેદ હતો. દૂધ જેવો સ્વચ્છ અને સફેદ. કરકંડુને તે ખૂબ ગમ્યો. તેણે તેને પોતાની નજીક ખેંચીને પ્યાર કર્યો અને પછી ગોવાળિયાને કહ્યું :

'આ વાછરડાની વિશેષ કાળજી રાખજો. તેને ખૂબ દૂધ પીવડાવજો. તેને કોઇ દુઃખ પડવા દેશો નહીં.'

રાજાની આજ્ઞાથી તે વાછરડાની ખૂબ દેખભાળ થવા લાગી. પોતાની માતાનું દૂધ તેને ભરપૂર મળતું. તેથી તેનું શરીર હૃષ્ટ-પુષ્ટ થવા લાગ્યું. ધીમે ધીમે તે એક અત્યંત આકર્ષક શક્તિનો પુંજ, નાનાં-મોટાં હિમાલયનાં શિખર જેવો જ સફેદ અને વિશાળ વૃષભ બની ગયો.

રાજા તેને જોઇને ગૌરવ અનુભવતો. તેની મોટી મોટી કાળી આંખોમાં અદ્‌ભુત ચમક હતી અને રાજા પર તે ખૂબ પ્યાર રાખતો હતો. રાજાએ તેને માટે સોનાની સાંકળ અને સોનાની જ ઘંટડીઓ તેના ગળામાં બાંધવા માટે બનાવડાવી હતી.

એક વખત, થોડા સમય પછી, રાજ્યના કામની જવાબદારીઓમાંથી સમય બચાવીને જ્યારે રાજા પોતાની ગૌશાળામાં ગયો તો તેને પોતાનો પ્રિય વૃષભ ક્યાંય જોવા મળ્યો નહીં. આ પહેલાં તે જ્યારે પણ ગૌશાળામાં આવતો ત્યારે દૂરથી જ બીજા ગાય-બળદની વચ્ચે તે તરત દેખાઇ આવતો, કારણ કે તેનો આકાર અને સૌંદર્ય બધા કરતાં જુદાં જ હતાં.

રાજાએ ચિંતિત બનીને તે ગોવાળિયાઓને વૃષભ બાબતમાં પૂછ્યું તો જવાબ મળ્યો :

'મહારાજ ! આ તમારી સામે જ વૃદ્ધ, દુર્બળ અને બિમાર વૃષભ માથું નમાવીને બેઠો છે, તે જ તો છે તમારો 'પ્રિય વૃષભ.'

એ વૃષભને જોઈને રાજાને પોતાની આંખો અને ગોવાળિયાના શબ્દો પર સહેજ પણ વિશ્વાસ આવ્યો નહીં. ક્યાં તે હિમાલયના શિખર જેવો સફેદ, વિશાળ વૃષભ અને ક્યાં આ દુર્બળ, મરિયલ, બિમાર વૃષભ ! એના મુખ પર માખીઓ બણબણે છે અને તેને ઊડાડવાની શક્તિ પણ તેનામાં દેખાતી નથી

ગોવાળિયાઓએ રાજાને વિશ્વાસથી કહ્યું :

'મહારાજ ! તે ઘરડો થઈ ગયો છે, તેથી તેની આવી દશા થઈ છે.'

વિવેકશીલ રાજા કરકંડુ ઘડીભર વિચાર સાગરમાં ડૂબી ગયા :

'વૃદ્ધાવસ્થા આટલી બધી દયાજનક હોય છે ! તે કોઈ પણ પ્રાણીને છોડતી નથી ? સંસારનો આ ધન-વૈભવ, આ શોભા, આ બધાં સુખ-બધું જ અસ્થિર છે ? બધું જ નાશવંત છે ?'

ચિંતન દ્વારા જ્ઞાન થવાને કારણે અજ્ઞાનનો અંધકાર દૂર થઈ ગયો. વૈરાગ્યનાં કિરણો ફૂટવા લાગ્યાં. રાજા કરકંડુને તે જ સમયે જાતિ-સ્મરણ જ્ઞાન થયું અને તેને એવો ભાસ થયો, જાણે કે તે લાંબી, ઊંડી, મોહક ઊંઘમાંથી હમણાં જ જાગી પડ્યો ના હોય !

મોહ નિદ્રામાંથી જાગેલા રાજાએ તે જ મનથી સંયમ ધારણ કરી લીધો. દેવતાઓએ ગૃહસ્થના પોશાકને બદલે મુનિનો પોશાક આપ્યો. પછી તે વન તરફ જઇને પૃથ્વી પર પ્રત્યેક બુદ્ધ બનીને વિચરણ કરવા લાગ્યા

—ઉત્તરા. અ. ૯/કમલ સંયમી ટીકા

# સુલસ–સુભદ્રા

જૂના જમાનામાં અમરપુર નામનું એક નગર હતું. અમરપુર રાજા અમરસેનની રાજધાની હતી. રાજા અમરસેન ધર્મનિષ્ઠ, પ્રજાપ્રેમી અને ન્યાયપ્રિય રાજા હતો. સમ્યક વૃત્તિવાળા રાજા અમરસેનને જૈન ધર્મ પ્રત્યે વિશેષ પ્રેમ હતો. તેનું જીવન જૈન–ચર્યા વિધિથી જ ચાલતું હતું.

'યથા રાજા તથા પ્રજા' પ્રમાણે આમ તો અમરપુરની સમસ્ત પ્રજા ધર્મના માર્ગે ચાલનારી અને દેશભક્ત હતી. પરંતુ શેઠ વૃષભદત્ત વિશિષ્ટ પ્રકારના શ્રમણોપાસક અને સમ્યક્ત્વની ઉજ્જવળતાનું ધ્યાન રાખનારા હતા. શેઠ વૃષભદત્તની ધર્મપત્ની શેઠાણી જિનદેવી પણ પતિપરાયણ અને પરમ શ્રાવિકા હતી.

શેઠ વૃષભદત્તના ઘરમાં ધનની ખોટ ન હતી. તેની પાસે અપાર સંપત્તિ હતી. છતાં શેઠ–શેઠાણીનું મન ઉદાસ રહેતું હતું. ઉદાસીનું કારણ સ્વાભાવિક જ હતું. કેરીથી લચી પડેલો બાગ પણ મનને મોહી શકતો નથી, જ્યાં સુધી તેમાં કોયલનો ટહુકાર ન હોય. પાણી વિનાનું સૂકું તળાવ ભલે ગમે તેટલા કીમતી સ્ફટિક પથ્થરનું બનેલું હોય–એ કોને સારું લાગે? એ રીતે શેઠ વૃષ-

ભદત્તનું મણિ-માણિક્યથી ભરપૂર આંગણું પણ શા કામનું ? તેમાં કિલકારીઓ કરનાર અને ઘૂંટણે ચાલનાર બાળક ન હતું.

મોડા-વહેલા સારા કામનું ફળ મળે જ છે. આશા-નિરાશાના ઝૂલામાં શેઠ-શેઠાણીનું જીવન પસાર થતું હતું. એક દિવસ શેઠ વૃષભદત્તનું સૂનું આંગણું ખીલી ઊઠ્યું. બાળકના કલરવથી તેના આંગણાનો સૂનકાર દૂર થઈ ગયો-શેઠાણી જિનદેવી પુત્રની માતા બની.

રાજા અમરસેને પણ શેઠ વૃષભદત્તને વધાઈ મોકલી. ખૂબ ધામ-ધૂમથી પુત્રના જન્મનો ઉત્સવ ઉજવવામાં આવ્યો. શેઠે પુત્રનું નામ રાખ્યું-સુલસ. ખૂબ લાડ-કોડથી સુલસનું લાલનપાલન થવા લાગ્યું. યોગ્ય સમયે તેને નિશાળમાં મોકલવામાં આવ્યો. સુલસ સંસ્કારી જીવ હતો. ટૂંક સમયમાં જ તે વિદ્યામાં પારંગત બની ગયો. સુલસે મન લગાવીને ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો.

ધર્મ પ્રત્યે સુલસનો ખૂબ પ્રેમ હતો. શેઠ વૃષભદત્ત અને શેઠાણી જિનદેવી સુલસને પ્રાપ્ત કરીને પોતાના નસીબને વખાણતાં હતાં. અસંખ્ય તારા અંધકારને દૂર કરી શકતા નથી, પણ એક ચંદ્રમા અંધકારને દૂર કરી દે છે. સુલસ જેવો એક સુપુત્ર હજારો કુપુત્રો કરતાં વધુ સારો. કિશોર વયમાં જ સુલસે એક ધર્માચાર્ય પાસે શ્રાવકનાં અગ્યાર વ્રત ગ્રહણ કરી લીધાં. પૂર્વસંસ્કારોને કારણે તે એક ધનવાન કુટુંબમાં જન્મ્યો હતો. વૈશ્ય

પુત્ર હોવાને કારણે તેના મનમાં ધનની લાલચ હતી. એટલા માટે શ્રાવકનાં બારવ્રતમાંથી પાંચમું વ્રત 'પરિગ્રહમર્યાદા' ને તે ગ્રહણ કરી શકયો નહીં. આ એક જ વ્રતપરિગ્રહ-મર્યાદાને બાદ કરતાં તેણે અગિયાર વ્રત ગ્રહણ કર્યાં.

સુલસમાં વૈરાગ્ય વૃત્તિનું પ્રાધાન્ય હતું. સંસારમાં રહેવા છતાં પણ તે સંસારી ન હતો. તેની આ વૈરાગ્ય વૃત્તિ જોઈને શેઠ-શેઠાણીને ચિંતા રહ્યા કરતી કે, કયાંક પુત્ર હાથથી જતો ના રહે. એક દિવસ શેઠાણીએ કહ્યું:

'સુલસનું મન સંસારમાં લાગતું નથી. પાણી ફેલાય તે પહેલાં આપણે પાળ બાંધી દેવી જોઈએ. મારી વાત માનો, સુલસનું લગ્ન કરી નાખો. એમ કરવાથી ઘર-ગૃહસ્થીમાં પડી જશે.'

શેઠે શેઠાણીને સમજાવ્યું:

'હજુ તો સુલસની ઉંમર પણ શું છે? જો તેના સંસ્કાર બળવાન હોય તો લગ્ન પછી પણ તે સંસાર છોડી દે. સમય આવશે ત્યારે બધું યોગ્ય થશે. હું અત્યારથી તેના પર ગૃહસ્થીનો ભાર નાખવા માગતો નથી.'

હંમેશની જેમ સુલસ એક દિવસ બગીચામાં રહેલા મુનિવરોનાં દર્શન કરવા ગયો. સંજોગવશાત્ તે જ વખતે અમરપુરના જ શેઠ જિનદાસની પુત્રી સુભદ્રા પણ પોતાની સખીઓ સાથે ગુરુને વંદન કરવા આવી. સુલસના રુપ-સૌંદર્યને જોઈને તે પોતાનું મન તેને આપી બેઠી. સખીઓ સુભદ્રાના મનની લાગણી સમજી ગઈ. તેમણે

સુભદ્રાની માતાને આખો પ્રસંગ કહી સંભળાવ્યો. સુભદ્રાની માતાએ પોતાના પતિ શેઠ જિનદાસને કહ્યું :

'સુભદ્રા હવે ઉંમરલાયક થઈ ગઇ છે. ભગવાને ઘેર બેઠાં વરને મોકલ્યો છે. તમારી લાડકી દીકરીએ પણ તેને પસંદ કર્યો છે.'

'કોણ છે ?' શેઠ જિનદાસે પૂછ્યું.

શેઠાણીએ કહ્યું :

'આપણા જ નગરના શેઠ વૃષભદત્તનો પુત્ર સુલસ છે. સુલસને જૈન ધર્મમાં અનુરાગ છે. આપણી પુત્રી પણ પરમ શ્રાવિકા પણ છે. બંનેની જોડી ઠીક રહેશે.'

જિનદાસે નિર્ણય કર્યો :

'હું આજે જ લગ્નનો પ્રસ્તાવ લઇને શેઠ વૃષભદત્ત પાસે જઈશ.'

० ०

સુલસ રાત દિવસ ધર્મ–જાગરણમાં મગ્ન રહેતો હતો. તેથી શેઠાણી જિનદેવીને ખૂબ ચિંતા થતી હતી. શેઠાણીએ વારંવાર આ બાબતમાં શેઠનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો, પણ શેઠે એ બાબતમાં કંઈ ધ્યાન આપ્યું નહીં. એક દિવસ શેઠાણીએ કંઈક દૃઢતાથી કહ્યું :

'તમારો લાડકો તો ધર્મમાં એટલો બધો ડૂબી ગયો છે કે, આપણા કામનો તો રહ્યો જ નથી. એવો વૈરાગ્ય શા કામનો જે સંસારની ગાડી જ ના ખેંચી શકે. આપણા રાજા પણ ધર્મપરાયણ છે, છતાં રાજ્ય ચલાવે

છે. તમે પણ ધર્મમાં રસ ધરાવો છો, ધર્મનું પાલન કરો છો છતાં પણ ઘરસંસાર ચલાવો છો. તમે કંઈ પણ ઉપાય કરો અને કોઇ પણ રીતે તેનું મન સંસાર તરફ વાળી લો.'

શેઠે કહ્યું:

'તું ખોટી ચિંતા કરે છે. સુલસમાં ધર્મના સંસ્કાર સહજ છે. આવો પુત્ર તો આપણે માટે આદરણીય ગણાવો જોઇએ. માતા-પિતાએ પુત્રનું કલ્યાણ જોવાનું હોય છે. પોતાના સ્વાર્થ માટે, પોતાના આનંદ માટે પુત્રને ખોટા માર્ગે જવાની પ્રેરણા આપવી એ આપણો ધર્મ નથી.'

શેઠાણીએ ચિડાઇને કહ્યું:

'તો હું ક્યાં દારૂડિયો કે જુગારી બનાવવા માટે કહું છું? મારો એ જ આગ્રહ છે કે તેનું લગ્ન કરી દો.'

શેઠ મૌન રહ્યા અને સુલસના લગ્ન માટે વિચારવા લાગ્યા. તે જ વખતે નોકરે સમાચાર આપ્યા:

'શેઠ જિનદાસ મળવા આવ્યા છે.'

બેઠક-ખંડમાં શેઠ વૃષભદત્તે શેઠ જિનદાસનું સ્વાગત કર્યું. શેઠ જિનદાસે પોતાની પુત્રીના રુપ-ગુણની વાત કરીને સુલસ સાથે તેના લગ્ન માટેનો પ્રસ્તાવ મૂક્યો. આ પ્રસ્તાવ શેઠ વૃષભદત્તે આનંદથી સ્વીકારી લીધો. શેઠ વૃષભદત્તને એ જાણીને ખૂબ આનંદ થયો. કે સુભદ્રા જિન ધર્મના રંગે રંગાયેલી અને શ્રમણોપાસિકા છે. સુલસ

અને સુભદ્રાની જોડી ખૂબ સારી બનશે.

શેઠાણી જિનદેવીની ઇચ્છા પૂરી થઇ. ધામ-ધૂમથી સુલસનું લગ્ન જિનદાસની પુત્રી સુભદ્રા સાથે થઈ ગયું. સુભદ્રા વહુ બનીને ઘેર આવી, થોડાક દિવસ તો વહુના સ્વાગત-સત્કાર અને મંગળ ગીતોના મધુર વાતાવરણમાં વીત્યા. પણ સુલસની વૈરાગ્યવૃત્તિ તો ઘટવાને બદલે વધી ગઇ. વાસનાથી તે દૂર રહેવા લાગ્યો. સુભદ્રાનું મધુર હાસ્ય, કટાક્ષ અને કમળની દાંડી જેવા હાથ પણ તેને પોતાની તરફ આકર્ષી શક્યા નહીં. સુલસ રાત્રે ધર્મ-જાગરણ કરતો અને સુભદ્રા પથારીમાં બેઠી બેઠી પતિની રાહ જોવામાં જ રાત પસાર કરતી.

સુભદ્રા પતિવ્રતા અને ધર્મપરાયણ સ્ત્રી હતી. પતિની વૃત્તિને તે પોતાના કર્મોદય અને કર્મોનું પરિણામ જ માનતી હતી. પતિના આનંદમાં તે રાજી હતી. સુલસ જો પરસ્ત્રીના પ્રેમમાં હોત તો પણ સુભદ્રા મન સાંકડું ના કરે તેવી પતિપરાયણ હતી. પણ તેનો પતિ સુલસ તો આત્મકલ્યાણના માર્ગનો મુસાફર હતો. આવો સારા માર્ગનો મુસાફર જો નારીમાં આસક્ત ના થાય તો એમાં દુઃખની શી વાત છે? સુભદ્રા મનમાં જ વિચારતી:

મારું કેટલું સૌભાગ્ય છે કે લગ્ન પછી અખંડ બ્રહ્મચર્ય પાલનની સુંદર તક મારા પતિએ મને આપી છે. મારા પતિ પોતાનું કલ્યાણ કરે એમાં જ મારું કલ્યાણ પણ છે.'

સુલસ માટે તેને કોઈ ફરિયાદ ન હતી. ખરેખર સુભદ્રા જેવી સન્નારીનું જીવન જ ધન્ય છે. જે ધર્મપરાયણ પતિ માટે પોતાના સુખનું બલિદાન આપે છે.

o o

શેઠાણી જિનદેવીને સુલસની ચિંતા દુઃખી કરતી હતી. જેમ જેમ દવા થતી, તેમ તેમ દર્દ વધતું. એક દિવસ શેઠાણી જિનદેવીએ ગંભીર બનીને વૃષભદત્તને કહ્યું :

'વારંવાર મારે કહેવું પડે છે. તમને તો કંઈ દેખાતું નથી. સુલસનું મન તેની પત્નીમાં સહેજ પણ લાગતું નથી. રાત્રે તે તેના મહેલમાં પણ જતો નથી '

શેઠ વૃષભદત્તે કહ્યું :

'તો પછી હું શું કરું ? સુલસના વિચાર હું કેવી રીતે બદલી શકું ? એવા પણ જીવ છે જે મોહ-માયા અને સંસારમાં જ લપટાયેલા રહે છે. ધર્મની તેમના પર કોઈ અસર પડતી નથી. કામ-ક્રીડા, ખાવું-પીવું એ જ એમના જીવનનું ધ્યેય હોય છે. જ્યારે એવા માણસોને બોધ નથી આપી શકાતો. તો પછી સુલસને પણ ધર્મ-માર્ગેથી કેવી રીતે હટાવી શકાય ? અને વળી પાછો વાળવો એ પણ અધર્મ છે. તું મને વારંવાર અધર્મ આચરવા કહે છે.'

શેઠાણી આજે કંઈક નિશ્ચય કરીને શેઠ પાસે આવી હતી. તે બોલી :

'પોતાનો વંશ ચાલુ રાખવો એ શું અધર્મ છે? શું સુલસ પછી આપણું વંશ-વૃક્ષ આમ જ સૂકાઈ જશે? કઈ નહીં તો એટલું તો કરો કે આપણું વંશ-વૃક્ષ ચાલુ રહે.'

શેઠે કહ્યું :

'વંશની ચિંતા મને પણ છે. પણ સંતાન સારાં ના પાકે તો ગમે તેટલો ઉજ્જવળ વંશ પણ ડૂબી જાય છે. સંસ્કારી સુલસનાં શુભ કર્મોથી પણ આપણો વંશ ઘણા દિવસો સુધી ચાલુ રહી શકે છે. ભગવાન મહાવીરે કોઈ પુત્ર પેદા નથી કર્યો છતાં પણ તેમણે પોતાનાં કામથી પોતાના પિતાનું નામ અમર કરી દીધું. એ જરૂરી નથી કે વંશવૃદ્ધિની પરંપરા જે મારા સુધી ચાલુ રહી તે આગળ પણ ચાલે.'

એકાદ પળ માટે શેઠાણી મૌન રહ્યાં. પછી બીજું તીર છોડતાં તેમણે કહ્યું :

'હું તમારી વાત માનું છું. સુલસનાં ધર્મ-કાર્યોથી કુળનું નામ ઊંચું આવશે. પણ વાણિયાની જે બેટીનો હાથ તમે સુલસને પકડાવ્યો છે તે ભરી જવાની કેવી રીતે પસાર કરશે? શું સુભદ્રાના વિયોગી જીવન માટે તમે પણ જવાબદાર નથી? સુભદ્રાને આવું જીવન જીવવા માટે લાચાર બનાવવી એ શું પાપ નથી?'

શેઠાણીની આ દલીલનો શેઠ પાસે કોઈ જવાબ ન હતો. શરણાગતિ સ્વીકારતાં કહ્યું :

'તો પછી શું કરું ? કોઇ ઉપાય બતાવો.'

શેઠાણી પોતાની સફળતાથી ખુશ થઇ ગઇ.

તેને વિશ્વાસ બેસી ગયો. હવે હું જે કહીશ, તે જ શેઠ કરશે. તે બોલી :

'થોડા દિવસ માટે સુલસની સંગત બદલી નાખો. એને એવા લોકો વચ્ચે રાખો, જ્યાં રસની ચર્ચા થતી હોય, ભોગની વાતો થતી હોય, થોડા દિવસ માટે સાધુ સંતોના બારણાં તેને માટે બંધ રહે, ધર્મ-ચર્ચા પુસ્તકોમાં જ રહે. આ બધાથી સુલસની વિચારધારા બદલાઇ જશે.'

શેઠ અવાક બની ગયા. પોતાના આશ્ચર્ય પર સંયમ રાખીને કહ્યું :

'આ બધી વાતો તો વેશ્યાને ત્યાં બને. જુગારી અને દારૂડિયા જ આમ કરી શકે. તો શું સુલસને....' કહેતાં કહેતાં શેઠ અટકી ગયા. શેઠના વિચારને દૃઢ બનાવવા માટે શેઠાણીએ કહ્યું :

'તેમાં હેરાન થવા જેવી શી વાત છે?' ઝેરનું સર્જન મરવા માટે જ નથી થયું, દવા માટે પણ થયું છે, વિવેકી માણસ અગ્નિની જ્વાળાથી અન્ન રાંધે છે, હાથ નથી બાળતા. બસ, આ બધાની સાથે રહેવાથી સુલસનું મન સંસારમાં લાગી જશે. સુલસ મારો પણ બેટો છે. હું પણ તેને જુગારી, દારૂડિયો કે વેશ્યાગામી બનાવવા માગતી નથી.'

શેઠે પોતાનો મત જણાવતાં કહ્યું :

અશ્લીલ ગીત, કામુક ચેન–ચાળા અને કટાક્ષોએ સુલસને વેશ્યાનો બનાવી દીધો. ગીત–વાજિંત્ર બંધ થયાં. સુલસના મિત્રો એક પછી એક ચાલ્યા ગયા. સુલસ કામપતાકાને બનીને રહી ગયો. આંધળાને તો બસ બે આંખો જોઈએ, જે કામપતાકાને મળી ગઈ. ચતુરાઈ અને વેશ્યાને અભિન્ન સંબંધ હોય છે. પોતાની ચાલાકીથી વેશ્યા રેતીમાંથી પણ તેલ કાઢવાની શક્તિ ધરાવે છે. કામ પતાકાએ પણ આ યોગ્ય તકને જવા દીધી નહીં. સુલસની ઊગતી યુવાની અને ધનિક શેઠનો પુત્ર! કામપતાકા પોતાની ઈચ્છા જાહેર કરે એટલી જ વાર. સુલસને ઘેરથી કામપતાકાના કોઠા સુધી ધનની નદી વહેવા લાગી. સુલસના ઈશારે ધન આવવા લાગ્યું અને કામપતાકા બંને હાથે તે ધનને લૂંટવા લાગી.

ખરાબ સોબત અને સારી સોબતનો તફાવત તો જુઓ! સત્સંગી અને ધર્માચારી સુલસને પતિપરાયણ, રૂપાળી સુભદ્રા પોતાના બંધનમાં બાંધી શકી નહીં અને ખરાબ સોબતના પરિણામે લક્ષ્મી સાથે ખેલ કરનારી એક ભટકતી વેશ્યાએ સુલસને પોતાનો દાસ બનાવી દીધો.

માતા–પિતાના જૂઠા પ્યાર અને મોહની વિચિત્રતા તો જુઓ! જૂઠાં સુખ અને મિથ્યા લાભની પાછળ, ગૌરવ લેવા જેવા સસ્કારી, ધર્મનિષ્ઠ પુત્ર સાથે વૃષભદત્ત અને શેઠાણી જિનદેવીએ કેવી ભયંકર રમત આદરી? લાલ–લાલ અંગારાની જેમ ચમકતા સુલસના ધર્મપરાયણ

જીવન પર માતા-પિતાના અવિવેકનું એવું પાણી પડયું કે, તે કોલસો બની ગયું. એટલું સારું થયું કે કોલસો રાખ ના બન્યો, કોલસો તો ફરી પણ સળગી શકે છે, પણ રાખતો રાખ જ રહે છે.

૦ ૦ ૦

સમય પોતાની ગતિમાં પસાર થઈ રહ્યો હતો. સવારમાં સૂરજ ઊગતો અને સાંજે સંતાઇ જતો. રાત વીતતી, દિવસ પસાર થતો. મહિનો પૂરો થતો અને વર્ષ પર વર્ષ પસાર થતાં સોળ વર્ષ પસાર થઈ ગયાં. સુલસને માટે કામપતાકા જ સર્વસ્વ હતી તેનો સંસાર સુરા અને સુંદરીમાં જ સમાપ્ત થઈ જતો. સુભદ્રા પતિના નામની માળા જપીને વિયોગના દિવસો પસાર કરતી હતી આશાની વેલ તેણે છોડી નહીં. ધીરજ અને ધર્મ જ તેનાં સાથીદાર હતાં. આખી રાતની રાતો તે જાગરણ કરતી. ઊંઘ ક્યારેક આવતી. ક્યારેક આવતી નહીં.

શેઠ વૃષભદત્ત અને શેઠાણી જિનદેવીએ પોતાના કૃત્યો પર પસ્તાવો કરતાં સોળ વર્ષ પૂરાં કર્યાં રોગ પથારી પર પડયાં પડયાં આંખમાં આંસુ સાથે એક દિવસ શેઠ વૃષભદત્તે શેઠાણી જિનદેવીને કહ્યું—

'શેઠાણી ! તમે કહેતાં હતાં : તમારો લાડકો ધર્મમાં એટલો તત્પર થઈ ગયો છે કે, આપણા કામનો રહ્યો નથી એવી વૈરાગ્યભાવના શી કામની કે સંસારની ગાડી જ ખેંચી શકે નહીં'. આધ્યાત્મિકતાથી પ્રભાવિત થયેલા

પુત્રને છિનવી લેવાનું જે દુઃખ આજે છે, તે તે વખતે પણ હોત, પણ આપણે આપણા હાથથી જ પુત્રને ખાડામાં ધકેલી દીધો, આ કેટલું વ્યર્થ ગયું. સુભદ્રાનો પતિ છિનવી લીધો, આપણો પુત્ર ગયો ! પુત્રનું જીવન નાશ પામ્યું અને આપણું કુળ પણ ડૂબી ગયું. ધનનો નાશ થયો તે તો જુદો.

'શેઠાણી ! હવે કદાચ પુત્રના દર્શન આપણને આ જીવનમાં થશે નહીં. સોળ વર્ષમાં કેટલી વખત બોલાવ્યો, પણ સુલસ આવ્યો નહીં. હવે શું આવે ? મારા જીવનનો તો હવે કોઈ ભરોસો નથી.'

શેઠાણીની આંખમાં પણ આંસુ આવી ગયાં પથારીમાં સૂતેલા શેઠને તેમણે કહ્યું :

'સ્વામી ! મને શરમમાં ના નાખશો હું મારા કાર્યોથી લજ્જિત છું. મેં જ તેને ખરાબ માર્ગે ચાલવા માટે મજબૂર કર્યો. તમે દિલ સાંકડું ના કરશો. નસીબમાં જે લખાયું છે તે તો ભોગવવું જ પડશે.'

o o o

કામપતાકાના વાસનારુપી બંધનમાં બંધાયેલો સુલસ-માતાપિતા અને પત્નીને તો બિલકુલ ભૂલી ગયો હતો. માતા-પિતાએ ઘણી વખત બોલાવ્યો, પણ સુલસ કામપતાકાને પળ માટે પણ છોડી શકે તેમ ન હતો. શેઠ વૃષભદત્ત અને શેઠાણીનો સુલસ સાથેનો સંબંધ તો તૂટી જ ગયો હતો. હવે તેમણે સંસાર-સાથેનો સંબંધ

પણ તોડી નાખ્યો. શેઠ શેઠાણી મૃત્યુ પામ્યાં સુભદ્રાના મસ્તક પરથી સાસુ-સસરાની છત્ર-છાયા પણ ચાલી ગઈ. જેવી રીતે પાંદડાં વિનાના ઝાડ પરથી પક્ષીઓ ઊડી જાય છે તેમ શેઠના મુનીમ, નોકર-ચાકર બધા ભાગી ગયા.

વેપાર તૂટી પડયો હતો. લક્ષ્મી પગ કરી ગઈ હતી. આ સોળ વર્ષમાં તો શેઠની હવેલી પણ ખંડેર બની ગઈ. જેમ જૂના-પુરાણા શરીરના કોઈ એક ખૂણામાં પ્રાણશક્તિ-જીવનશકિત છુપાઈ રહે છે તેવી રીતે એ એ તૂટી-ફૂટી હવેલીમાં પતિ-પરાયણ સુભદ્રા પોતાનું જીવન પૂરું કરે છે.

સુલસનાં માતા-પિતા મૃત્યુ પામ્યાં એ બાબતની સુલસને કંઈ પણ ખબર પડી નહીં. જ્યારે કામપતાકાને પૈસાની જરૂર હોય ત્યારે સુલસ ઘેર સંદેશ મોકલાવી દેતો અને ઘેરથી ધન આવી જતું. તેણે એક દિવસ સુલસને ઘેર દૂત મોકલ્યો. ઘરમાં ધન હતું નહીં. સુભદ્રા પતિની ઈચ્છાની અવગણના કરવા માગતી ન હતી. તેથી તેણે પોતાના હાથે જ ઝાંઝર, મંગલસૂત્ર, નથી જેવાં ઘરેણાં મોકલી આપ્યાં. કામપતાકાની ફોઈએ સુલસની સ્રીનાં ઘરેણાં જોયાં તો તેની ઘરડી અનુભવી આંખોમાં આંસુ આવી ગયાં. ખરાબ ધંધો કરનારામાં પણ માનવતા હોય છે. ચોર લોકો ધનની એકબીજા સાથે વહેંચણી કરે છે છતાં એ વાતનું સમર્થન કરે છે કે સત્ય, ધર્મ અને ઈમાન માણસના સહજ ગુણ છે. વૃદ્ધ ફોઈએ કામપતાકાને બોલાવી અને કહ્યું :

'સુલસની પત્નીનાં ઘરેણાં આવ્યાં છે. એમ લાગે છે કે, હવે તેના ઘરમાં ધન નથી રહ્યું. ધન લેવાનો તો વેશ્યાનો પોતાનો ધર્મ છે. પણ કોઈના સોહાગનાં ઘરેણાં લેવાં તે માનવતા વિરુદ્ધ છે. હવે તું આ પુરુષને માગે છોડી દે, હવે તો તે ખાલી થઈ ગયો છે.'

કામપતાકાએ કોઈ જવાબ ના આપ્યો. ઘરડી ફોઈએ સુભદ્રાના ઘરેણામાં પોતાની હજાર સોનામહોર ઉમેરી અને દૂત દ્વારા ઘરેણાં પાછાં મોકલાવ્યાં. પણ ઘરડી ફોઈને હવે સુલસ કાંટાની જેમ ખટકવા લાગ્યો. ફોઈએ એક દિવસ કડકાઈથી કહ્યું :

'તું આ નકામા માણસના નામ પર કયાં સુધી રોતી રહીશ? તું તારા વેશ્યા ધર્મને ભૂલીશ નહીં. એ જશે તો કોઈ બીજો અમીરનો બેટો આવશે આપણે વેશ્યાઓને તો આપણી કલાથી ધન કમાવાનું છે. ધન વિનાના માણસને ગળે લટકાવી રાખવાનો શો અર્થ? સુલસની પાસે હવે શું છે? તેને હવે કાઢી મૂક.'

કામપતાકા વેશ્યા હતી. તેનો ધંધો ખરાબ હતો, પણ કૃતજ્ઞતાનો માનવ ગુણ તેનામાં હતો. તેણે ફોઈનો વિરોધ કર્યો :

'ફોઈ! જે માણસ સોળ વર્ષ સુધી આપણી સાથે આત્મીય ભાવથી રહ્યો, જેણે કરોડોનું ધન આપણે માટે પાણીની જેમ વાપર્યું. તેને શું આપણે એટલા માટે જ છોડી દઈએ કે હવે, તે ગરીબ થઈ ગયો છે? હું એવી કૃતઘ્ન કદાપિ થઈ શકું નહી.'

વૃદ્ધાએ તેને ફરીથી સમજાવી :

'કામપતાકા ! તું તો હજુ ભોળી છે. મારી વાત સમજવાનો પ્રયત્ન કર. જે ઝાડનાં પાંદડાં ખરી પડે છે, તેના પર રહેનારા પક્ષીઓ તેને છોડી દે છે. શેરડીનો રસ કાઢી લીધા પછી તેના કૂચાને કોણ રાખે છે? સુલસ સાથે તારે એવાં કેવા ગાઢ બંધન થઈ ગયાં છે કે, તું એને છોડવા ઈચ્છતી નથી.'

'ગમે તેમ હોય, હું સુલસને છોડી શકું નહીં.'

કામપતાકાએ દૃઢતાથી પોતાનો નિર્ણય ફોઇને સંભળાવી દીધો.

વૃદ્ધાએ પણ જમાનો જોયો હતો. તે આ છોકરીથી હારી જાય તેવી ન હતી. તે સુલસને એવા ઉપાયથી દૂર કરવા માગતી હતી કે, સાપ મરે અને લાકડી ભાંગે નહીં,

એક દિવસ ફોઇએ સુલસને કહ્યું :

'બેટા! મારે જરા નાકનાં ઘરેણાં સાફ કરવા છે. થોડી વાર માટે તું નીચે બેસ.'

સુલસના અનુભવે તેને ચમકાવી દીધો. તેના ગાલ પર જાણે એક તમાચો પડયો. તેણે વિચાર્યું 'અત્યાર સુધી વીસ વખત આ ડોશીએ મારી હાજરીમાં ઘરેણાં સાફ કર્યા છે, કપડાં બદલ્યા છે શરીરને શણગાર્યું છે, પણ મને ક્યારેય એમ નથી કહ્યું કે તું નીચે જા. તેના શબ્દોમાં કંઇક રહસ્ય હોવું જોઈએ.' સુલસ નીચે ગયો અને પોતાની દશા પર વિચાર કરવા લાગ્યો. તે જ વખતે

ફોઇની દાસીઓ ઉપર આવી અને તિરસ્કાર, અને ઉપેક્ષા-ભરી વાણીમાં બોલી:

'અહીં બેઠો બેઠો શું કરે છે? આ તારા બાપનું ઘર છે કે અહીં બેઠો છે? ચુપચાપ અહીંથી ચાલ્યો જા. ફરી કદાપિ અહીં આવવાની હિંમત કરીશ નહીં.'

સુલસ ચુપચાપ ઘર તરફ ચાલી નીકળ્યો. માણસ બાણનો ઘા સહન કરી લે છે, પણ વાણીનો ઘા સહન કરી શકતો નથી. જેને વાતની અસર ના થાય, તેને લાતની શી અસર થાય? સુલસ પર વાતની ઊંડી અસર થઈ. સોળ વર્ષમાં તો તે પોતાના ઘરનો રસ્તો પણ ભૂલી ગયો પૂછતાં પૂછતાં સુલસ ઘરના દરવાજા આગળ રોકાઇ ગયો. એને ઘર કેમ કહેવાય! વીતેલા વૈભવની વાતો કહેતું ખંડેર હતું. બારણાં સડી ગયાં હતાં. દિવાલો તૂટી ગઇ હતી અને ઘરના ગૂંજતા વાતાવરણનું સ્થાન સ્મશાનવત શાંતિએ લીધું હતું. આજુબાજુ હરતા ફરતા લોકોને સુલસે પૂછ્યું:

'શેઠ વૃષભદત્તનું ઘર આ જ છે?'

પ્રશ્ન કરનાર સુલસની સાથે તાકી રહેતાં એક માણસે કહ્યું:

'હા, શેઠ વૃષભદત્તનું ઘર તો આ જ છે પણ શેઠ અને શેઠાણી હવે આ દુનિયામાં નથી. ફક્ત ઘરની પુત્રવધૂ સુભદ્રા આ ઘરમાં રહીને ઘરનું નામ જાળવી રહી છે.

માહિતી આપનાર માણુસ ચાલ્યો ગયો. સુલસના માતા-પિતા મૃત્યુ પામ્યા છે. આ સાંભળીને સુલસને આઘાત લાગ્યો. ઊભા ઊભા સુલસે વિચાર કર્યો :

'ખરાબ વ્યસનમા પડેલા માણુસ પાસે લક્ષ્મી કયાંથી રહે? સોળ વર્ષનું જીવન એક ભૂલ બનીને વહી ગયું. ધન ગયું, માતાપિતા ગયા. કામપતાકા પણુ ગઈ. હવે હું કયું મુખ લઈને સુભદ્રા પાસે જઉં? વાણિયાનો બેટો છું. પિતાની સંપત્તિ જ નષ્ટ થઈ છે. અત્યાર સુધી હું તો કંઈ કમાયો નથી. હવે તો અઢળક ધન કમાઈશ અને ધન લઈને જ સુભદ્રાને મળીશ.'

સુલસ એક પળ પણુ ત્યાં રોકાયો નહીં. સીધો બગીચામાં ગયો. તાડપત્ર લીધું અને છરી વડે ધર્મ-પત્ની સુભદ્રા માટે એક સંદેશ લખ્યો :

'ઓમ જિનેશ્વરાય નમઃ! પ્રિય સુભદ્રા! સોળ વર્ષ મેં ખરાબ માર્ગે ચાલીને પસાર કર્યાં. માતાપિતાનાં મૃત્યુના પણુ મને સમાચાર મળ્યા નહીં. ઘરના ધનનો નાશ થયો મારું જીવન એક મશ્કરી બની ગયું. હવે હું હંમેશને માટે વેશ્યાથી મુક્ત થઈ ગયો. હવે પૂરેપૂરો સદાચારી બની ગયો છું. આટલા દિવસો સુધી તેં મારી રાહ જોઈ. હવે થોડા વધુ દિવસ મારી રાહ જો. હવે હું થોડા જ સમયમાં પરદેશથી ધન કમાઈને તરત જ પાછો ફરીશ

સદાનો તારો,

સુલસ

છરીથી કોતરેલા અક્ષરો પર સુલસે કોલસાની ભૂકી નાખી. અક્ષરો ઊઠી આવ્યા અને સારી રીતે વાંચી શકાય તેવા બન્યા. તે વખતે સુભદ્રાની એક દાસી બગીચામાં આવી. સુલસે તેને પત્ર આપ્યો અને આગળ ચાલ્યો ગયો.

૦

આ તરફ કામપતાકાને ખબર પડી કે સુલસ ચાલ્યો ગયો છે. તે સુલસના વિયોગમાં સાચી પ્રેમિકાની જેમ તડપવા લાગી. કામપતાકા પાસે સંઘરેલું ધન જે તેના જીવન-નિર્વાહ માટે પૂરતું હતું. હવે તેણે ગાવું વગાડવું બંધ કર્યું તથા વેશ્યાવૃત્તિ હંમેશને માટે છોડી દીધી. એક લગ્ન કરેલી પત્નીની જેમ તે સુલસની રાહ જોવા લાગી.

વેશ્યા દરેકની હોય છે. ખરેખર તો તે કોઈને પ્રેમ કરતી નથી અને દેખાવ માટે તો બધાને પ્રેમ કરે છે પણ જ્યારે વેશ્યા ખરેખર પ્રેમ કરે છે ત્યારે તો એકને જ પ્રેમ કરે છે અને તેના પ્રેમની ઉત્કટતા લગ્ન કરેલી પત્નીથી સહેજ પણ ઓછી હોતી નથી. કામપતાકા પણ આ નિયમમાં અપવાદ ન હતી હવે તે સુલસને એકાત્મ ભાવથી પ્રેમ કરતી હતી અને તેની જ રાહ જોતી રસ્તા પર આંખોની પથારી કરીને બેસી રહેતી.

૦ ૦ ૦

અભણ વડીલોનું સ્થાન ભણેલા યુવાનો કરતાં વધુ અસરકારક, ક્રિયાશીલ અને વ્યવહારુ હોય છે, કારણ કે

મોટા લોકોનું જ્ઞાન અનુભવ પર આધારિત છે. અનુભવથી મેળવેલું જ્ઞાન સચોટ હોય છે. શાસ્ત્રોમાં જે લખેલું હોય છે તે પણ લખનારનો અનુભવ જ હોય છે. અનુભવ સૌથી મોટો ગુરુ છે.

પોતાના અનુભવની તાકાત પર ઉજ્જવળ ભાવિની આશા રાખતો સુલસ આગળ વધતો હતો. સુલસ એક ખૂબ જૂના બગીચામાં રોકાયો. તેની અનુભવી આંખોએ જોયું-એક ખાખરાના ઝાડના મૂળમાં કેટલાક અંકુર ફૂટયા છે. સુલસ વિચાર કરવા લાગ્યો : ખાખરો અને બીલીના ઝાડના મૂળમાં અંકુર ફૂટવા એ વાતનું પ્રતીક છે કે અહીં ધન દાટેલું છે. અંકુર નાના છે એટલે ધન થોડું જ છે પરંતુ અહી ચોકકસ સોનું હોવું જોઇએ કારણ કે અંકુરના દૂધનો રંગ સોનેરી છે.'

શાસ્ત્ર વિધિથી ઓમ નમો ધરણેન્દ્રાય, ઓમ નમો ધનરાય' નો જાપ કરતાં સુલસે ખોદવાનું શરૂ કર્યું. થોડું ખોદાયા પછી તેને હજાર સોના મહોર મળી. સુલસે તેને ચાદરમાં બાંધી દીધી અને નજીકના નગર તરફ ચાલ્યો. નગરમાં જઇને એક વેપારીની દુકાન પર સદભાવથી બેસી ગયો. વેપારીની દુકાન પર ગ્રાહકોની મોટી ભીડ હતી. વેપારી લેવડદેવડમાં ગુંથાયેલો હતો. સુલસે તેમને મદદ કરી. બન્ને વચ્ચે આત્મીયતા બંધાઈ. ભીડ ઓછી થઇ એટલે વેપારીએ સુલસને પૂછયું:

'ભદ્ર ! કયાંથી આવ્યા છો ? કોને ઘેર જવાનું છે ?

સુલસે કહ્યું :

'શેઠજી! અમરપુરથી આવ્યો છું અને તમારો મહેમાન છું,'

તમારો મહેમાન છું વાકય સુલસે એવા પોતા-પણાના ભાવથી કહ્યું કે વેપારી ગદગદ થઇ ગયો. તે સુલસને પોતાને ઘેર લઇ ગયો. ભોજનાદિથી પરવારીને તેણે પૂછ્યું :

'કહો, અમરપુરથી શા કામે આવ્યા છો? હું તમારી શી સેવા કરી શકું?'

સુલસે જણાવ્યું :

'અમરપુરથી હું અહીં વેપાર કરવા આવ્યો છું. કોઇ સારી દુકાન ભાડાથી રાખી આપો. જેથી હું અહીં રહીને વેપાર કરી શકું.'

બીજા દિવસે વેપારીએ બજારમાં સુલસને એક દુકાન અપાવી દીધી. દુકાન મોકાની જગ્યાએ હતી. તેની મહેનત અને નસીબે તેને સફળતા અપાવી. છ મહિનામાં તો તેનું ધન બેગણું થઇ ગયું.

સુલસનો ઉત્સાહ વધ્યો. સુલસે કરિયાણાનો સામાન ખરીદી લીધો અને અહીંની દુકાન છોડીને સમુદ્રના કિનારે આવેલા તિલકપુર નગરમાં આવીને વેપાર કરવા લાગ્યો. તિલકપુરમાં પણ તે ઘણું ધન કમાયો. જો કે 'પરિગ્રહ-પરિમાણ'નું વ્રત સુલસે લીધું ન હતું તેથી ધન તો અનેક ગણું વધી ગયું. એ બધી મિલકતમાંથી તેણે કરિયાણું ખરીદીને વહાણ ભર્યું અને સમુદ્રમાર્ગે રત્ન-

દ્વીપ પહોંચ્યો. રત્નદ્વીપ પહોંચીને ત્યાંના રાજાને કીંમતી વસ્તુઓ ભેટમાં આપી. રાજાએ સુલસનો સત્કાર કર્યો અને તેનો કર માફ કરી દીધો. સુલસના લોહીમાં વણિક વૃત્તિ હતી. તે કુશળ વેપારી હતો રત્નદ્વીપમાં રહીને તેણે અખૂટ ધન મેળવ્યું અને કીંમતી રત્નોનો સંગ્રહ કર્યો. કમાયેલું ધન તથા વેચવા માટે થોડો સામાન ભરીને તેણે વહાણ તૈયાર કર્યું. પછી સમુદ્ર-માર્ગે તે અમરપુર તરફ જવા માટે નીકળી પડયો.

સુલસનું વહાણ સમુદ્રનાં ભયંકર મોજાંને કાપતું આગળ વધી રહ્યું છે. ચારે તરફ પાણી જ પાણી દેખાઇ રહ્યું છે. વહાણમાં બેઠાં બેઠાં સુલસ વિચાર કરે છે: 'સાગરના આ અગાધ પાણીના ભંડારમાં શું નથી ભર્યું? સમુદ્રને રત્નાકર કહેવામાં આવે છે. તેમાં અસંખ્ય રત્નો ભરેલાં છે. પણ રત્નોની સાથે કાદવ, પ્રાણીઓ જેવી વસ્તુઓ પણ છે. માણસનું હૃદય પણ સાગર જેવું જ છે. માનવના મનમાં પણ લોભ, ક્રોધ, દુર્ગુણ ભરેલા છે અને દયા, અહિંસા, ક્ષમા વગેરે રત્નો પણ છે....'

સુલસ વિચાર–મગ્ન હતો તે જ વખતે તેનું વહાણ એક અદશ્ય પર્વત સાથે ટકરાયું. વહાણના ટુકડે ટુકડા થઈ ગયા સુલસનું ધન અને રત્ન સાગરમાં સમાઇ ગયાં. બધાને પોતપોતાના જીવ બચાવવાની પડી હતી. સુલસના હાથમાં એક લાકડાનું પાટિયું આવી ગયું.

ડૂબતા માણસ માટે તો એક તણખલાનો પણ સહારો હોય છે. પાટિયાની મદદથી સુલસ કિનારે આવી ગયો. કિનારો મળતાં સુલસને પાંચ દિવસ લાગ્યા સુલસની પાસે પહેરવા માટે કપડાં પણ ન હતાં. કેળના વનમાં સુલસ એકલો હતો. તેણે પાકાં કેળાં ખાઈને પોતાની ભૂખ શાન્ત કરી, ઝરણાનું પાણી પીધું અને ગત જીવન પર વિચાર કરવા માટે સ્વસ્થ થઇ ગયો.

સુલસ વિચારતો હતોઃ મેં અખૂટ ધન મેળવ્યું, રત્નનો સંગ્રહ કર્યો. કેટલા ઉત્સાહથી અમરપુર તરફ જઇ રહ્યો હતો? મારું બધું જ લૂંટાઈ ગયું. હવે મારી પાસે શું બચ્યું છે? મારી પાસે ફક્ત બે હાથ રહ્યા.' સુલસની નિરાશા આશામાં પરિવર્તન પામી. 'આ બે હાથ તો બધું જ છે. આ બે હાથ, મહેનત અને નસીબની તાકાતથી જ મેં આ બધું ધન મેળવ્યું હતું. માણસ પાસે કાંઈ ના રહે, પુરુષાર્થ અને આત્મવિશ્વાસ જ રહે, તો પણ તે રત્નાકરને પણ ખાલી કરી શકે છે.'

સુલસ ઊઠયો. ઉત્સાહથી આગળ વધ્યો. થોડે દૂર તેને ઉડતાં ગીધ દેખાયાં. તે ગીધના ટોળા નજીક ગયો. ત્યાં એક માણસનું શબ પડયું હતું. ગીધો એ શબને કોચી કોચીને ખાતાં હતાં. સુલસે ઝીણવટથી શબનું નિરીક્ષણ કર્યું. એક કપડામાંથી તેને પાંચ કીંમતી રત્ન મળ્યાં. રત્નો લઇને સુલસ આગળ વધ્યો. સમુદ્રના કિનારે કિનારે ચાલતો તે બેલાકુલ નામના બંદરે આવ્યો.

બેલાકુલ નગરમાં આવીને તેણે નગરના જાણીતા

શેઠ શ્રીસારની મુલાકાત લીધી. શ્રીસારે અંગત માણસની જેમ સુલસને મદદ કરી. પોતાના પાંચ રત્નો-માંથી બે રત્ન સુલસે શેઠ શ્રીસારને બે કરોડમાં વેચી દીધા. તેમાંથી કરિયાણું ખરીદી લીધું, તે વેચીને ધન કમાયો અને થોડું કરિયાણું લઈને તે જમીન-માર્ગે બહુ મોટા કાફલા સાથે અમરપુર જવા નીકળી પડયો.

માણસનું જીવન કાંટાની પથારી છે. ડગલે-પગલે માણસના જીવનમાં મુશ્કેલીઓ આવે છે. જો મુશ્કેલી ના આવે તો સફળતામાં કોઈ આનંદ નથી. માનવજીવન સીધી સપાટ સડક નથી કે તે દોડતો ચાલ્યો જાય. માણ-સના જીવનનો માર્ગ ઊંચાનીચા ખાડાટેકરાથી ભરેલો છે. એ ખાડાટેકરાને પાર કરવા એનું જ નામ જીવન છે.

ગાડામાં માલ ભર્યો હતો. સુલસનો કાફલો એક ગીચ જંગલના રસ્તે આગળ વધતો હતો. એક ચોકખી જગ્યા પર કાફલો રોકાયો. સાથીદારો રસોઈ બનાવવામાં તથા જમવામાં લાગી ગયા. તે જ વખતે અચાનક લૂંટા-રાઓએ હુમલો કર્યો. બંને વચ્ચે ઝપાઝપી ચાલી. ભીલ જાતિના લૂંટારા સશસ્ત્ર અને બળવાન હતા. સુલસના સાથીદારો મરાયા અને સુલસ કેદ પકડાયો. લૂંટારાના સરદારે સુલસને એક વાણિયાને વેચી દીધો.

કાળી રાત વીત્યા પછી જ તો પ્રભાત થાય છે. સુલસનું ભવિષ્ય હજુ સુધી તો અંધકારમય હતું. તેના જીવનનું પ્રભાત થવામાં હજુ વાર હતી. વાણિયાએ સુલ-

સને એક લોહીના વેપારીને ઊંચી કીમતે વેચી દીધો. લોહીનો વેપારી માણસનું લોહી ભેગું કરીને તેમાં કીડા ઉત્પન્ન કરતો હતો. એ લોહીના કીડામાંથી કિરમજી રંગ બનતો હતો, જે કપડાં રંગવાના કામમાં આવતો હતો. પારસકુળનો તે વેપારી સુલસને પોતાને ઘેર લઈ આવ્યો. તેનું લોહી કાઢીને એક કૂંડામાં ભરી લીધું અને મરવા જેવા, લોહી વિનાના સુલસને બહાર ઉકરડામાં ફેંકી દીધો. નિર્જીવની માફક પડેલા સુલસને એક ભારંડ પક્ષી લઈને ઊડી ગયું અને એક પર્વત પર મૂકીને તેને ખાવાની તૈયારી કરવા લાગ્યું. તે જ વખતે એક બીજું ભારંડ પક્ષી ત્યાં આવી ગયું. બન્ને ભારંડ પક્ષી સુલસ માટે લડવા લાગ્યાં. સુલસમાં ચેતના આવી. પક્ષીઓને લડતા છોડીને તે ચુપચાપ આગળ સરકી ગયો. માનવભક્ષી ભારંડથી તેનો જીવ બચી ગયો. જ્યારે બંને ભારંડ પક્ષી ત્યાંથી ઉડીને બીજે ચાલ્યાં ગયાં, ત્યારે સુલસ પર્વત પરથી નીચે ઊતર્યો. તેના શરીરમાંથી લોહી ટપકી રહ્યું હતું. તેનું ભવિષ્ય અચોક્કસ હતું. સુલસે એક પાણીના ઝરણામાં તેનું શરીર ધોયું. જંગલમાંથી સંરોહિણી દવા શોધી કાઢી અને તેને પોતાના ઘા પર લગાવી. જંગલને પાર કરીને તે આગળ વધ્યો તો પર્વતની તળેટીમાં કેટલાક માણસો હાથમાં કોદાળી લઈને ખોદી રહ્યા હતા. સુલસ તેમની નજીક ગયો અને એક સાથે ચાર પ્રશ્નો પૂછ્યા :

'આ પર્વતનું શું નામ છે ?'

'નજીકનું ગામ કયું છે ?'

'અહીંના રાજાનું નામ શું છે ?'

'કર ઉઘરાવનાર અધિકારી અહીં શું કરે છે ?'

સુલસના આ પ્રશ્નને સાંભળીને લોકો તેની સામે એવી રીતે જોવા લાગ્યા, જાણે સુલસ માણસ ના હોય અને કોઇ બીજું જ હોય. તેમને સુલસના પ્રશ્નોથી નવાઈ લાગી. તેમનામાંના એક મજૂરે પ્રશ્ન પૂછયો :

'જે પ્રશ્નો તમે પૂછયા, એ બાબતની જાણકારી મેળવ્યા વિના તમે અહીં આવ્યા કેવી રીતે ? નગર, રાજા વગેરેની જાણકારી મેળવ્યા પછી જ માણસ આગળ વધે છે. તમે તો એવી રીતે પૂછી રહ્યા છો, જાણે આકાશમાંથી ટપકી પડયા હો.'

સુલસે હસીને કહ્યું :

'ભાઇ ! ખરેખર હું આકાશમાંથી જ ટપકી પડયો છું. વાત એમ બની કે, હું મારા વિદ્યાધર મિત્રની સાથે વિમાનમાં બેસીને સુમેરુ પર્વત જોવા નીકળ્યો હતો અમે બંને આકાશ માર્ગે જઈ રહ્યા હતા. તે વખતે અચાનક વિદ્યાધરના કોઇ દુશ્મને તેના પર હુમલો કર્યો. બંને એક બીજા સાથે લડવા લાગ્યા અને હું અહીં પડી ગયો. ઉપરથી પડવાને કારણે મારા શરીર પર ઘા પણ પડયા છે. હવે તો મારા પ્રશ્નોનો જવાબ આપશો ને ?'

એક મજૂરે સુલસના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું :

'આ દેશનું નામ રોહણ છે. રોહણાચલ પર્વતને કારણે જ આ દેશનું નામ રોહણ પડ્યું છે. નજીકની નગરી રત્નપુંજ આ દેશની રાજધાની છે. અહીંના રાજાનું નામ વજ્રસાર છે. આ કરાધિકારી રાજા તરફથી અહીં રોકવામાં આવ્યા છે. અમે લોકો કોદાળી વડે પહાડની તળેટીમાંથી રત્ન કાઢીએ છીએ અને રાજાને કર આપીએ છીએ. રાજાના કરાધિકારી અમારી પાસેથી કર લે છે.'

સુલસની મૂંઝવણ દૂર થઇ. તે રત્નપુંજ નગરમાં પહોંચી ગયો અને એક વૃદ્ધ વણિકને ત્યાં રહ્યો વણિકે ખૂબ ભાવથી તેને ભોજન કરાવ્યું. સુલસે વૃદ્ધ વણિક પાસેથી ઘણી ઉપયોગી માહિતી મેળવી લીધી.

સુલસ હવે કોદાળી લઈને દરરોજ રોહણાચલની રત્નોથી ભરેલી તળેટીમાં જતો. સાંજ સુધી ખોદકામ કરીને રત્નો ભેગાં કરતો કરાધિકારીઓને કર આપતો અને બાકીનાં રત્ન લઈને પોતાને ઘેર આવતો.

એક દિવસ સુલસનું નસીબ ચમક્યું. સુલસને એક કીમતી રત્ન મળ્યું. તે રત્ન તેણે સંતાડી દીધું અને બાકીના રત્નોમાંથી રાજાનો ભાગ આપીને તે પોતાને ઘેર આવ્યો. હવે તેને અહીં રહેવાની જરૂર ન હતી પોતાના આશ્રયદાતા વૃદ્ધ વણિકની આજ્ઞા લઇને તે રત્નપુંજથી પૂર્વ દિશા તરફ ચાલ્યો. ચાલતાં–ચાલતાં શ્રીમત્પત્તન નામના નગરમાં આવી ગયો. શ્રીમત્પત્તનમાં તેણે એક રત્ન વેચ્યું, કરિયાણું લીધું, ગાડામાં ભર્યું–કરિયાણું અને

રત્ન લઈને સુલસ પોતાના ઘર તરફ ચાલ્યો.

ક્યારેક ક્યારેક મુશ્કેલીઓની હારમાળા એટલી લાંબી હોય છે કે, તેનો અંત જ આવતો નથી. દરેક સફળતા પછી સુલસને મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હતો. સુલસ એવો હતો કે દરેક મુશ્કેલી–રસ્તાના દરેક પથ્થરને પગ નીચે કચડીને સફળતા મેળવતો હતો. મુશ્કેલીઓ સુલસને પડકાર ફેંકતી હતી અને સુલસ મુશ્કેલીઓને પડકાર ફેંકતો હતો.

સુલસનો કાફલો જંગલના માર્ગે જઈ રહ્યો હતો. તે વખતે અચાનક દાવાનળમાં ઘેરાઈ ગયા. સુલસનું ધન તથા બીજી તમામ સામગ્રી અગ્નિમાં સાફ થઈ ગઈ. ગમે તેમ કરીને સુલસ ભાગી ગયો અને પોતાના પ્રાણ બચાવી લીધા. સુલસ એક ગામમાં પહોંચ્યો. ગામમાં તેને એક પરિવ્રાજક મળ્યો. સુલસે શ્રદ્ધાથી તે પરિવ્રાજકને પ્રણામ કર્યા અને બેસી ગયો. પરિવ્રાજકે દિલાસો આપતા શબ્દોમાં પૂછ્યું–

'વત્સ ! ખૂબ દુઃખી અને ચિંતિત લાગો છો. શું બાબત છે ? શું આ દુનિયામાં એકલા જ છો ?'

પરિવ્રાજકના શબ્દોએ ઘા પર મલમનું કામ કર્યું. સુલસને કંઈક આશા બંધાઈ. મનની વાત પરિવ્રાજકને જણાવવાના હેતુથી બોલ્યો :

'ભગવન ! ખૂબ કમભાગી છું. સફળતા અને નિષ્ફળતાના ઝૂલે ઝોલાં ખાઉં છું. મહેનત, નસીબ અને

બુદ્ધિથી ધન કમાઉં છું અને તે ચાલ્યું જાય છે. ફરીથી કમાઉં છું અને ફરીથી તે ચાલ્યું જાય છે. અમરપુરનો રહેવાસી છુ. વણિક-પુત્ર છું. સુલસ મારુ નામ છે. વારંવારની નિરાશાથી મનને આઘાત લાગ્યો છે. ધનને માટે જ ભટકી રહ્યો છું.'

પરિવ્રાજકે ધીરજ રાખવાનું કહીને આશ્વાસન આપ્યું-

'વત્સ! ચિંતા ના કરીશ. હવે તારા ખરાબ દિવસો પૂરા થવાની તૈયારીમાં છે. હું તને એટલું બધું ધન આપીશ કે, તેની બરોબરી કોઇ કરી શકશે નહીં.'

સુલસની આંખોમાં ચમક આવી ગઇ. તે બોલ્યો :

' મારે બીજું કંઈ નથી જોઈતું. જેના પર તમારી કૃપા થાય, તેને શું નથી મળતું ? તમારો મહેરબાની આગળ બધુ તુચ્છ છે.'

તે પછી સુલસ પરિવ્રાજકની સેવામાં લાગી ગયો. પરિવ્રાજકની સેવા કરતાં કરતાં સુલસના ઘણા દિવસો પસાર થઇ ગયા, સુલસને વારંવાર શંકા થતી કે આ તદ્દન ગરીબ પરિવ્રાજક મને કયાંથી ધન આપવાનો હતો ? એક દિવસ પરિવ્રાજકે સુલસને કોઇ ગૃહસ્થને ઘેર ભોજન માટે મોકલ્યો. સુલસ ભોજન કરીને પાછો ફર્યો અને પરિવ્રાજકની સામે બેસી ગયો. સુલસે હિંમત રાખીને મનની શંકા જણાવી :

' પ્રભુ ! મને ધનવાન ક્યારે બનાવશો ? કેવી

રીતે બનાવશો ? હું તો તમારી કૃપાની રાહ ખૂબ વ્યગ્રતાથી જોઈ રહ્યો છું.'

પરિવ્રાજક હસ્યો અને બોલ્યો :

'વત્સ ! ચિંતા ના કરીશ. મારી પાસે રસકલ્પનો કૂવો છે. રસકલ્પના એક જ ટીપાથી ઘણું બધું લોખંડ સોનું બની જાય છે.

'તું મરેલી ભેંસની પૂંછડી લઈ આવ. જે દિવસે મરેલી ભેંસની પૂંછડી લઈ આવીશ, તેના છ મહિના પછી હું તને તુંબડી ભરીને રસ કલ્પ આપીશ. બસ પછી તો તું દુનિયાનો સૌથી મોટો ધનવાન બની જઈશ.'

સુલસ તરત જ નીકળી પડયો અને શોધખોળ કરીને મરેલી ભેંસની પૂંછડી લઈ આવ્યો. પરિવ્રાજકે છ મહિના સુધી તે પૂંછડીને તેલમાં ડુબાડી રાખી. છ મહિના પછી પરિવ્રાજકે એક હાથમાં કલ્પ પુસ્તક લીધું અને બીજા હાથમાં ભેંસની પૂંછડી લીધી સાથે સુલસને લીધો અને તેના માથા પર નાનો ખાટલો, નાનું દોરડું, બે તુંબડી, બલિદાન પાત્ર અને અગ્નિપાત્ર મૂકયાં. બધો જરૂરી સામાન અને સુલસને સાથે લઈને પરિવ્રાજક રસકૂપ તરફ ચાલી નીકળ્યો. રસકૂપ તરફ જવાનો રસ્તો એક પર્વતની વચ્ચેથી પસાર થતો ખૂબ લાંબો અને બીક લાગે તેવો હતો. ડગલે ડગલે ભૂત પ્રેત વેતાલ વિગેરે દેખાતા હતાં.

પરિવ્રાજક અને સુલસ એક પર્વતની વચ્ચેથી નીકળીને

એક ગુફાના દ્વાર આગળ આવી પહોંચ્યા. ત્યાં બંનેએ યક્ષ મૂર્તિની પૂજા કરી. પછી બંને ગાઢ જંગલમાં આગળ વધ્યા. રસ્તામાં જેટલા ભૂત પ્રેત મળતાં, તે બધાંને સુલસ બલિપાત્રમાંથી બલિ આપતો. બલિ મળવાને કારણે ભૂત પ્રેત એક બાજુ ખસી જતાં હતાં અને સુલસનો માર્ગ સરળ બનતો જતો. સુલસની આ હિંમત જોઈને પરિવ્રાજક ખૂબ પ્રભાવિત થયો. આ પ્રમાણે ખૂબ ચાલ્યા પછી એક ગુફા દ્વાર મળ્યું. બંને તેમાં દાખલ થયા. રસ્તામાં ખૂબ અંધકાર હતો. પરિવ્રાજકે ભેંસની પૂંછડી સળગાવી. પૂંછડીના પ્રકાશથી બંને આગળ વધતા ગયા. એમ કરતાં બંને રસકૂપ આગળ આવી પહોંચ્યા. બસ, હવે રસકૂપમાંથી તુંબડી જ ભરવાની બાકી હતી

પરિવ્રાજકે ખાટલાના ચારે ખૂણે દોરડું બાંધ્યું. તુંબડી આપીને સુલસને ખાટલા પર બેસાડયો અને પરિવ્રાજકે કહ્યુ :

'હવે હું આ ખાટલાને રસકૂપમાં ઉતારું છું નીચે જઈને તુંબડીઓ ભરી લેજે. તુંબડી ભરીને જ્યારે ખાટલા પર બેસી જાય ત્યારે નીચેથી દોરડું હલાવજે. હું તને ઉપર ખેંચી લઈશ.'

નવકાર મહામંત્રનો જાપ કરતો સુલસ નીચે પહોંચી ગયો. તુંબડી હાથમાં લઈને સુલસ તેને ભરવા જાય છે કે તરત જ એક અવાજ આવ્યો :

'ઊભા રહો.'

નવાઈમાં પડેલો સુલસ અટકી ગયો. અવાજે કહ્યું :

'સહધર્મી ભાઈ ! ઉતાવળ ના કરીશ. પહેલાં મારી વાત સમજી લે. આ રસને હાથના અડકાડીશ. તેનો સ્પર્શ થવાથી માણસ કોઢિયો બની જાય છે. મારી જેમ તું પણ જૈન ધર્મનો પૂજક છે, તેથી સહધર્મી ભાઈ છું. તુંબડી તુ મને આપી દે હું તને ભરી આપું છું.'

સુલસ આનંદ અને આશ્ચર્યના ઝૂલે ઝોલાં ખાવા લાગ્યો. આનંદ એટલા માટે કે એક સહધર્મી ભાઈએ તેને કોઢિયો બનતાં બચાવ્યો. નવાઈ એટલા માટે કે આ ભાઈ આ કૂવામાં કેવી રીતે આવ્યો. અદૃશ્ય માણસનો આભાર વ્યક્ત કરતાં સુલસે જણાવ્યું :

'સહધર્મી ભાઈ ! હું તને પ્રણામ કરું છું. તું કોઈ પણ હોય, ગમે ત્યાં હોય પણ જૈન ધર્મી હોવાને કારણે મારા સહોદર ભાઈ જેવો છે. મારા પર ઉપકાર કરનાર ભાઈ ! તું મને તારી ઓળખાણ આપ અને જણાવ કે અહીં કેવી રીતે આવી ગયો ?'

તે વ્યક્તિએ જણાવ્યું :

'ભાઈ ! મારું નામ જિનશેખર છે. હું વિશાલા નગરનો વણિક છું. પરદેશમાં રહીને હું ખૂબ ધન કમાયો. માલથી ભરેલુ વહાણ લઈને હું સમુદ્ર માર્ગે મારા દેશમાં પાછો ફરી રહ્યો હતો. અચાનક તોફાન આવવાને કારણે મારું વહાણ તૂટી ગયું. કોઈપણ રીતે એક લાકડાના

પાટિયાને સહારે મને કિનારો મળી ગયો જંગલમાં ફરતાં ફરતાં મને આ પરિવ્રાજક મળ્યો. એ લુચ્ચા પરિવ્રાજકે રસકલ્પની લાલચ આપીને મને કૂવામાં ઉતાર્યો. તુંબડી ભરીને હું જ્યારે ઉપર કૂવાના મૂળ સુધી આવ્યો એટલે રસ ભરેલી બંને તુંબડીઓ લઈ લીધી અને મને કૂવામાં ધકેલી દીધો. મારી ધારણા છે કે તે સ્વભાવે અસાધુ પણ દેખાવમાં સાધુ છે.'

તે પછી જિનશેખરના આગ્રહને કારણે સુલસે ટૂંકમાં પોતાનો પરિચય પણ આપ્યો. જિનશેખરે સુલસ પાસેથી બંને તુંબડીઓ લીધી અને તે ભરીને સુલસને આપી. સુલસે અગમચેતી વાપરી. બંને તુંબડીને ખાટલાની નીચે બાંધી. પછી ખાટલા પર બેસીને તુંબડી હલાવી. પરિવ્રાજકે ખાટલા સાથે સુલસને ઉપર ખેંચ્યો. કૂવાના મુખ આગળ જ પરિવ્રાજકે તુંબડીઓ માગી. સુલસે કહ્યું :

'તુંબડી તો ખાટલાની નીચે બાંધી છે. પહેલાં તમે મને ઉપર ખેંચી લો. પછી આપણે બંને તુંબડી કાઢીશું.'

પરિવ્રાજકના મનમાં શંકા થઈ. તેણે પહેલાં તુંબડી આપવાનો આગ્રહ કર્યો. સુલસે પહેલાં ઉપર આવવાનો આગ્રહ કર્યો. છેવટે ખિજાઈને પરિવ્રાજકે સુલસને નીચે ધક્કો માર્યો. સુલસનું નસીબ સારું હતું. તે નીચે ન પડતાં કૂવાની ફાટમાં ભરાઈ રહ્યો.

'આવ્યા હતા હરિભજન કરવા, પણ વણવા લાગ્યા

'કપાસ' એ કહેવત પ્રમાણે સુલસ સર્વોચ્ચ ધનવાન બનવા આવ્યો હતો અને અહીં સંકટમાં ફસાઈ ગયો. મુશ્કેલીમાં હિંમત રાખી અને મોટેથી નવકાર મંત્રનો જાપ કરવા લાગ્યો. જાપ કરતાં કરતાં સુલસ મગ્ન બની ગયો. તેનું ધ્યાન આત્મા તરફ વળ્યું અને તેને જ્ઞાન થયું :

'સુલસ ! તેં શ્રાવકનાં અગિયાર વ્રત તો લીધાં, પણ પાંચમું વ્રત–'પરિગ્રહ પરિમાણ વ્રતનું મહત્ત્વ તું સમજ્યો નહીં. અસીમિત પરિગ્રહથી તેં વિરક્તિ ના લીધી. જો પરિગ્રહમાં મર્યાદા રાખી હોત તો દરેક વખતે તું સંકટમાં ફસાઈ જાત નહીં. જે થયું તે થયું.' ભૂતકાળને ભૂલી જા અને ભવિષ્યનો વિચાર કર' એ ઉક્તિ પ્રમાણે હજુ પણ કંઈ બગડ્યું નથી. તારા આત્માને સાક્ષી રાખીને સંયમ ધારણ કર અને ઉપવાસ કરીને પ્રાણ ત્યાગ કર, કારણકે હવે તો તું મોતના મુખમાં છે. કાયરના મોતે શા માટે મરવું ?'

આ રીતે સુલસે પોતાની જાતને જ બોધ આપ્યો અને ચરિત્ર ધારણ કરવા માટે જેવો તૈયાર થયો કે તરત જ જિનશેખરે તેને રોક્યો–

'સહધર્મી ભાઈ સુલસ ! હમણા રોકાઈ જાઓ. ચરિત્ર ધારણ કરવાની ઉતાવળ ના કરશો. હજુ તો તમારે ઘણું જીવવાનું છે. હું તમને આ કૂવામાંથી નીકળવાનો ઉપાય બતાવું છું. ક્યારેક ક્યારેક અહીં મોટી ગરોળી રસ પીવા માટે આવે છે. રસ પીને તે જેવી પાછી

જવા તૈયાર થાય તે વખતે તમે તેની પૂંછડી પકડીને બહાર નીકળી જજો.

'ભાઈ સુલસ ! મારું મોત હવે નજીક છે. તેથી તમે મને આરાધના કરાવો.'

જિનશેખરની ધાર્મિક લાગણી જોઈને સુલસ ખૂબ પ્રભાવિત થયો. પોતાનું પરમ કર્તવ્ય સમજીને સુલસે તેને સદગતિ કરાવવાના હેતુથી જિનશેખરને ધર્મ-આરાધના કરાવી. સુલસે જિનશેખરને ચાર ચરણ સંભળાવ્યાં, પાંચ પદની વ્યાખ્યા કરીને તેનું સ્મરણ કરાવ્યું, ચોરાસી લાખ જીવયોનિની ક્ષમાયાચના કરાવી અને વ્રતનો ત્યાગ કરવાથી લાગેલા દોષો માટે 'મિચ્છામી દુક્કડં' કરાવ્યું.

મરતી વખતે જેવી મતિ હોય તેવી ગતિ થાય છે. જિનશેખરે પંચ પરમેષ્ઠીનું ધ્યાન કર્યું. શત્રુ-મિત્ર વચ્ચે સમાનભાવ ધારણ કર્યો. આ રીતે સંપૂર્ણ દોષ વિનાનો બનેલો જિનશેખર સમાધિભાવનામાં મગ્ન બન્યો અને ઉપવાસનું વ્રત લઈને નવકાર મહામંત્રનો જાપ શરૂ કરી દીધો. શુભ ધ્યાનમાં પ્રાણ ત્યાગીને જિન શેખર આઠમા દેવલોકમાં દેવ બન્યો.

જિનશેખરના મૃત્યુથી સુલસનું દિલ ભરાઇ આવ્યું. સંકટનો એક માત્ર સાથીદાર પણ તેને છોડીને ચાલ્યો ગયો. સુલસ પોતાના સાથીદાર તથા સહધર્મી ભાઇ જિનશેખરના મોત પર આંસુ સારતો હતો, તે જ વખતે ત્યાં રસ પીવા માટે ગરોળી આવી. રસ પીને જેવી તે

બહાર જવા તૈયાર થઈ કે તરત જ સુલસે કચકચાવીને તેની પૂંછડી પકડી લીધી અને કૂવા પર આવી ગયો. સુલસના ઘૂંટણુ તથા કોણીઓ છોલાઇ ગઇ હતી. પોતાના ઘાની દરકાર કર્યા વિના તે અનિશ્ચિત દિશામાં આગળ વધવા લાગ્યો

માણુસ પોતાના પુરુષાર્થ અને યુક્તિથી એક સંકટમાંથી છૂટે છે કે તરત જ બીજુ સંકટ સામે આવીને ઊભું રહે છે. સુલસ પણુ આ નિયમમાં અપવાદ ન હતો. તે કોઇ પણુ જાતના હેતુ વિના આગળ વધી રહ્યો હતો. અચાનક એક ભયંકર હાથી તેની પાછળ પડયો. જીવ બચાવવા માટે સુલસ ભાગ્યો, પણુ બચી શકયો નહીં હાથીએ સૂંઢમાં પકડીને તેને ઉપર ફેંકયો. સુલસનું જીવન હજુ બાકી હતું તેથી તે એક ઝાડની ડાળીમાં ભરાઈ ગયો. હાથી એટલો બધો ગુસ્સે થયો હતો કે, તે ઝાડ નીચે બેસી ગયો અને સુલસના નીચે ઊતરવાની રાહ જોવા લાગ્યો. સંજોગોવશાત તે જ વખતે ત્યાં એક સિંહ આવ્યો સિંહે હાથી પર આક્રમણુ કર્યું. સિંહ હાથી વચ્ચેની લડાઈમાં હાથી મૃત્યુ પામ્યો. તે વખતે એક વાઘ ત્યાં આવ્યો હાથીને ખાવા માટે સિંહ અને વાઘ વચ્ચે લડાઈ જામી પડી. બંને વચ્ચે ભયંકર લડાઈ થઈ. એટલામાં રાત પડી. ઝાડ પર એક મણિનો પ્રકાશ થયો. એ પ્રકાશ જોઇને સિંહ અને વાઘ બંને જંગલમાં ભાગી ગયા. સુલસ પ્રકાશ તરફ આકર્ષિત થયો. તેણે જોયું,

ઝાડની એક ડાળી પર મણિ ચમકતો હતો. નજીકમાં જ એક સાપની કાંચળી પડી હતી. સુલસને ખાતરી થઇ ગઇ કે, આ ઝેરી સાપનો મણિ છે સુલસે મણિને ઉઠાવી લીધો અને ઝાડની નીચે ઊતરી ગયો. મણિના તેજમાં સુલસ જંગલ પસાર કરવા લાગ્યો.

રાત્રે સુલસ મણિના તેજમાં ચાલતો અને દિવસે મણિને ચાદરના છેડામાં બાંધી દેતો. સાત દિવસમાં સુલસે જંગલ પસાર કર્યું. જંગલ પૂરું થતાં જ, તેને એક પર્વત પર પ્રકાશ દેખાયો. પ્રકાશને ધ્યાનમાં રાખીને તે પહાડ પર પહોંચી ગયો. ત્યાં કેટલાક ધાતુશાસ્ત્રીઓ સોનું બનાવવા માટે રાસાયણિક પ્રયોગ કરતા હતા. સુલસ તે ધાતુશાસ્ત્રીઓ સાથે રહેવા લાગ્યો. પણ તે ધાતુશાસ્ત્રીઓએ તેને કંઈ પણ બતાવ્યું નહીં. સુલસને નિરાશા જ મળી. સોનું બનાવવાની તેની ઈચ્છા પર પાણી ફરી વળ્યું. વળી ધાતુશાસ્ત્રીઓએ બીજી નીચતા એ કરી કે, જ્યારે સુલસ સૂઇ ગયો હતો ત્યારે તેની ચાદરના છેડામાંથી ઝેર ચુસી લેનારો સર્પમણિ લઈ લીધો અને તેની જગ્યાએ એક પથ્થર બાંધી દીધો.

નિરાશ થઈને સુલસ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે અટવશીર્ષ નામના નગરમાં પહોંચ્યો. સુલસે વિચાર્યું: 'વિષહર સર્પમણિ વેચીને કંઈક અનાજ મેળવું' તેણે ચાદરનો છેડો છોડયો તો તેમાંથી પથ્થરનો ટુકડો મળ્યો. સુલસ માથુ પકડીને બેસી ગયો, હવે સુલસ પૂરેપૂરો

નિરાશ થઇ ગયો. અત્યાર સુધી તે આશાના સહારે જ સંકટ સહન કરતો આવ્યો હતો, પણ હવે જયારે આશાએ જ તેને સાથ છોડી દીધો હતો, એટલે તે કેવી રીતે જીવી શકે ?

સુલસે વિચાર્યું : 'ડગલે ને પગલે મને નિરાશા અને સંકટ જ મળે છે. જયાં જઉં છું ત્યાં મારા પર સંકટને પહાડ તૂટી પડે છે. આ બધા મારા પૂર્વજન્મના કર્મોનાં દોષ છે. સફળતા અને સુખ મારા નસીબમાં જ નથી. હવે હું જીવીને શું કરીશ ? હવે તો મોત જ મને શાન્તિ આપશે. કાળી ચૌદશના દિવસે હું મારો નાશવંત દેહ ભૂત–પ્રેતને ભેટ કરીશ. કાળી ચૌદશની રાત આવી. સુલસ પોતાના નસીબ પર રડતો હતો, તેને ધીરજ આપનાર કોઇ ન હતું. સુલસ સ્મશાનમાં પહોંચી ગયો. ધ્યાનમાં મગ્ન બનેલા સુલસે રાતના બીજા પહોરે બૂમ પાડી :

'સ્મશાનમાં રહેનારાં, ભૂત પ્રેત આદિ બધાં સાંભળો ! હું મારા શરીરનું માંસ તમને આપવા માગું છું. તમે લોકો મારા શરીરનું માંસ ખાઇને તૃપ્ત થાઓ અને મને મરવા માટે પસંદગી આપો.'

માણસનું માંસ મેળવવું એ ભૂત–પ્રેત માટે મોટા આનંદની વાત છે. અટ્ટહાસ્ય કરતાં ભૂત વેતાળ બધાં સુલસની નજીક આવ્યાં અને બોલ્યાં :

'હે મહા ભાગ્યશાળી ! જો તમે આનંદથી કે વિરક્ત

ભાવથી તમારા શરીરનું માંસ અમને આપવા માગતા હો તો સૂઈ જાઓ. અમે તમારું માંસ લઈશું.'

સુલસ તરત જ ભૂમિ પર સૂઇ ગયો. ભૂત-પ્રેત સુલસની તરફ આગળ વધ્યાં કે તરત જ એકદમ એક દેવ ત્યાં પ્રગટ થયો. દેવને જોઈને ભૂત-પ્રેત વગેરે ભાગી ગયાં. સુલસને ઉઠાવી લેતાં દેવે કહ્યું:

'ભાઈ સુલસ! હું તમારો મિત્ર જિનશિખર દેવ છું. તમે મારા ગુરુ છો. તમે મરતી વખતે મને આરાધના કરાવી, જેના કારણે મરીને હું આઠમા દેવલોકમાં દેવ થયો. મારા ગુરુ અને મારા મિત્ર! જિનધર્મી હોવા છતાં તમે આપઘાત કરવા તૈયાર થયા, તેનું મને દુઃખ છે.'

સુલસે દેવને પ્રણામ કર્યા. બંને એક-બીજાને મળીને ખૂબ ખુશ થયા. જિનશેખર દેવે કહ્યું:

'મિત્ર સુલસ! કહો, હું તમારી કઈ ઇચ્છા પૂરી કરું?

સુલસ સ્વમાની હતો. કોઇની સાથે હાથ ફેલાવવાનું તેને પસંદ ન હતું. તેણે દેવને પૂછ્યું:

'ભાઈ! તમારા દર્શનથી મારા બધાં દુઃખ દૂર થઇ ગયા. મને એટલું જણાવો કે મારા માર્ગમાં અંતરાય બનતાં કર્મોનો નાશ થયો કે નહીં. જો મારા અંતરાય કર્મો નાશ પામ્યાં હોય તો હું હવે દીક્ષા લેવા માગું છું.'

પોતાના અવધિ જ્ઞાનથી દેવે કહ્યું :

'મિત્ર સુલસ ! તમારા અંતરાય કર્મો મોટા ભાગનાં નાશ પામ્યાં છે, છતાં પણ તેનો અંશ બાકી છે. હમણાં તમે દીક્ષા લેશો નહીં. યોગ્ય સમયે લેજો.'

સુલસની નિસ્પૃહ વૃત્તિ જોઈને જિનશેખર દેવે પોતાના તરફથી સોનું, મણિ, મોતી, વસ્ત્ર વગેરે અનેક મૂલ્યવાન વસ્તુઓ સુલસને આપી. સુલસે બધી વસ્તુઓ લઈ લીધી અને દેવને કહ્યું :

'મિત્ર ! હવે બીજી પણ એક કૃપા કરો. આ બધા સામાન સાથે મને અમરપુર પહોંચાડી દો. મારું મન સુભદ્રાને મળવા માટે તડપે છે. મારી તાકાતથી ઘેર પહોંચવાનું મારા કાબૂમાં નથી.'

એક પલકમાં તો જિનશેખર દેવે સામાન સાથે સુલસને અમરપુર પહોંચાડી દીધો.

૦ ૦ ૦

જ્યારથી સુલસે અમરપુર છોડયું ત્યારથી રાજા અમરસેન પણ સુલસના વિયોગમાં દુખી: રહેવા લાગ્યો. કારણ કે, રાજા અમરસેન સમ્યક્ત્વી, શ્રાવકનાં બાર વ્રતને ધારણ કરનાર અને જૈન ધર્મનો પ્રેમી હતો. શેઠ વૃષભદત્તને રાજા ખૂબ માન આપતો હતો. એટલા માટે પણ તે સુલસને ખૂબ ચાહતો હતો. સુભદ્રાનું તો સુલસ સાથે મિલન પણ થયું ન હતું. લગ્ન પછીથી જ સુલસ કામપતાકાને ઘેર રહેવા લાગ્યો હતો સોળ વર્ષ સુધી કામ-

પતાકાને ઘેર રહ્યો અને જ્યારે વેશ્યાનું ઘર છોડયું ત્યારે પણ સુભદ્રાને સુલસનાં દર્શન થયાં નહીં. તેને દાસી પાસેથી તાડપત્ર પર લખેલો પતિનો સંદેશ જ મળ્યો. કામપતાકા પણ પતિવ્રતા સ્ત્રીની જેમ સુલસને પોતાનું જીવન સમર્પી ચૂકી હતી. સફેદ સાડી પહેરીને તે પતિવ્રતા સ્ત્રીની જેમ સુલસની પ્રતીક્ષામાં દિવસ પસાર કરતી હતી. હવે તે સુભદ્રા સાથે મિત્રભાવે રહેતી હતી. બંનેનું દુઃખ સરખું જ હતું.

અચાનક સુલસના આગમનના સમાચાર અમરપુરમાં ફેલાઇ ગયા. રાજા અમરસેને પોતે આગેવાની લઈને ધામધૂમથી રાજવી સન્માન સાથે તેનું સ્વાગત કર્યું. સતી સુભદ્રાનું તપ સફળ થયું. કામપતાકાનો ઉત્કટ પ્રેમ પણ સફળ થયો. હવે સુલસ સુભદ્રા અને કામપતાકા પોતાની બંને પત્નીઓ સાથે આનંદથી રહેવા લાગ્યો.

સુલસ હવે પૂરેપૂરો નિસ્પૃહ, સમ્યક્‌ત્વી અને સદાચારી હતો. શ્રાવકનું પાંચમું વ્રત 'પરિગ્રહ પરિમાણ' પણ તેણે ધારણ કર્યું હતું. હવે તે ગૃહસ્થ ધર્મના બાર વ્રતોને ધારણ કરનાર શ્રમણોપાસક શ્રાવક હતો. કામપતાકાના કોઠા પર રહેનાર સુલસ અને અત્યારના સુલસમાં આકાશ પાતાળનું અંતર હતું. જેમ બરફ ઓગળી જવાથી બરફથી ઢંકાયેલી પર્વતની ફાટ સ્પષ્ટ રીતે દેખાવા લાગે છે અથવા લોઢું ઘસવાથી તેના પર લાગેલો કાટ દૂર થઇ જાય છે અને લોઢુ ચમકવા લાગે છે, તેવી જ

રીતે કામપતાકાના ઘરનો દુરાચારી સુલસ હવે સદાચારી બની ગયો હતો.

જિનશેખર દેવ દ્વારા આપેલા ધનથી સુલસના દિવસ આનંદથી પસાર થતા હતા. જ્યારે આવકનું કોઈ સાધન –વેપાર જેવું કંઈ ન હોય તો ભેગું કરેલું ધન પૂરું થઈ જાય છે. સુલસનું ધન પણ પૂરું થઈ ગયું. ધનના અભાવને કારણે સુલસના દિવસો દુઃખમાં પસાર થવા લાગ્યા.

અવધિ જ્ઞાનથી જિનશેખર દેવે સુલસની મુશ્કેલી જાણી લીધી અને તરત જ આવીને સુલસને ઘેર સોનાનો અપાર વરસાદ વરસાવ્યો અને કહ્યું :

'ભાઈ સુલસ! હવે કદાચ તમને ધનની ખોટ નહીં પડે.'

સુલસે પરિગ્રહ પરિમાણનું વ્રત ધારણ કર્યું હતું, તેથી તેણે નિસ્પૃહ બનીને કહ્યું :

'દેવ! આ માયાને સમેટી લો. આટલા બધા ધનને હું શું કરું? એક દિવસ એવો હતો જ્યારે મારે કોઈ મર્યાદા ન હતી તે વખતે મને અનંત ધનની લાલસા હતી. હવે તો જરૂર જેટલું જ જોઈએ. બાકીનું લઈ લો.'

સુલસની આ નિસ્પૃહતા જોઈને દેવ ખૂબ ખુશ થયો. સુલસની લાગણીને ટેકો આપતાં તેણે કહ્યું:

સુલસ! ધન્ય છે તમને! પરિગ્રહને મર્યાદા બાંધી તે તમે ઘણું સારું કર્યું. જેમ જેમ માણસનો લોભ

ઘટે છે તેમ તેમ ક્રિયા ઘટે છે. ક્રિયાની અલ્પતામાં જ સુખ અને ધર્મમાં વધારો થાય છે.'

પોતાનું કામ પૂરું કરીને દેવ અલોપ થઈ ગયો. સુલસ પહેલાંની જેમ જ સુખમાં પણ ધર્મનું પાલન કરતાં કરતાં જીવન વીતાવવા લાગ્યો.

o o o

સુલસ દરરોજ સાંજના સમયે બગીચામાં જતો હતો. એક દિવસ બગીચામાં તેને એક છૂપો ખજાનો મળ્યો. તે ખજાનાનું રહસ્ય ત્યાં હાજર રહેલા રાજાના કર્મચારીઓ પણ જાણતા હતા. સુલસ નિસ્પૃહ ભાવથી ખજાનાને જોયો ના જોયો કરીને આગળ વધ્યો. રાજ-કર્મચારીઓએ વિચાર્યું કે અમારી હાજરીને કારણે જ આ માણસ ખજાના તરફ નજર પણ નાખ્યા વિના આગળ ચાલ્યો જાય છે. આપણા જતા રહ્યા પછી તે જરૂરથી આવશે. તેથી આપણે લોકોએ છુપાઇને તેની પ્રવૃત્તિ જોવી પડશે.'

રાજપુરુષ ત્યાં જ સંતાઇ ગયા. બીજા દિવસે નિયમ પ્રમાણે સુલસ બગીચામાં ગયો અને ખજાના તરફ બેદરકાર જ રહીને આગળ વધ્યો દરરોજ રાજ કર્મચારી આ બધી ખબર રાખતા અને સુલસ દરરોજ ખજાનાને જોયો ના જોયો કરીને આગળ વધી જતો. થોડા દિવસો પછી રાજ કર્મચારીઓએ જોયું તો સુલસે તો રસ્તો જ બદલી નાખ્યો ખજાના તરફ તો તે જતો જ નહીં. રાજ પુરુષોએ આખો પ્રસંગ રાજા

અમરસેનને કહી સંભળાવ્યો સુલસના આ વર્તનથી તો રાજાને પણ ખૂબ નવાઈ લાગી. તેમણે સુલસને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું :

'સુલસ ! તને ખબર હતી કે, આ ખજાના પાસે કોઈ નથી છતાં તેં તેને જોયો ના જોયો કેમ કરી નાખ્યો ? તું તો વાણિયાનો દીકરો છે. તેં ધનથી મુખ કેમ ફેરવી લીધું ?'

સુલસે વિનયપૂર્વક રાજાને કહ્યું .

'મહારાજ ! શ્રાવકના પાંચમા વ્રત 'પરિગ્રહ પરિમાણુ' ને ધારણ ન કરનારની ધન લાલસા અનંત હોય છે. મેં શ્રાવકનાં બાર વ્રત લીધા છે. પાંચમા વ્રત પ્રમાણે હવે મને ધનની જરૂર નથી. મારી જરૂરિયાત પૂરતું મારી પાસે છે. વ્રતનો ભંગ કરીને હું એ ખજાનાને કેવી રીતે લઉં ? તેથી પછીથી તો મેં મારો રસ્તો પણ બદલી નાખ્યો હતો.'

ધર્મના આરાધક રાજા અમરસેન પર સુલસની ધર્મનિષ્ઠા અને નિસ્પૃહતાની એટલી મોટી અસર પડી કે સુલસની ઇચ્છા ન હોવા છતાં પણ રાજાએ તેને આગ્રહ કરીને પોતાના ખજાનાનો રક્ષક બનાવી દીધો. હવે તો સુલસનું રાજ દરબારમાં પણ માન વધી ગયું. રાજા અમરસેન અને શેઠના પુત્ર સુલસ વચ્ચે મૈત્રી બંધાઈ. ધાર્મિક જીવો વચ્ચે મૈત્રી થવી એ મોટા

સૌભાગ્યની વાત છે. એ પ્રમાણે જોઈએ તો રાજા અમર સેન અને સુલસ બંને ભાગ્યશાળી હતા.

સુલસનું જીવન સુખેથી પસાર થતું હતું સુખમાં પણ તે ધર્મને ભૂલ્યો ન હતો. ધીમે ધીમે તેનાં બાકીના અંતરાય કર્મ પણ નાશ પામવા લાગ્યાં હતાં. હવે તે માનવ જીવનની સાર્થકતાને પ્રાપ્ત કરવાની દિશામાં આગળ વધી રહ્યો હતો.

૦

એક વખત ચાર ગુણોના ધારક ત્રિકાલદર્શી મુનિ અમરચંદ્ર અમરપુરના રાજ બગીચામાં પધાર્યા. બગીચાના રખેવાળે મુનિના આગમનના સમાચાર રાજા અમરસેનને આપ્યા. તરત જ રાજાએ પોતાના ગળાનો હાર કાઢીને રખેવાળને આપી દીધો. આખા નગરમાં આનંદ ફેલાઇ ગયો. રાજા પ્રજા બધાં જ મુનિને વંદન કરવા માટે બગીચામાં પહોંચ્યા. મુનિને વંદન કરીને બધા યોગ્ય જગ્યાએ બેસી ગયા. મુનિએ લોકોને ઉપદેશ આપ્યો: વાદળની છાયા અને વીજળીની ચમક જેવું માણસનું જીવન કેવું ક્ષણભંગુર છે! મારું તારું કરતાં કરતાં માણસ અનેક કર્મોના બંધનમાં પડે છે અને વારંવાર જન્મ મરણના ચક્કરમાં ફર્યા કરે છે. માનવ શરીરને પ્રાપ્ત કરવાનો હેતુ કાયમ માટે ભૂલી જાય છે. માણસ કેવો અવિવેકી છે! નાશવંત શરીરને સજાવવામાં આખું

જીવન ખપાવી દે છે, પણ અમર આત્માના કલ્યાણ માટે સહેજ પણ ચિંતા કરતો નથી.

મુનિની વાણીથી બધાને બોધ થયો. સુલસ મુનિની વાણી સાંભળવા માટે અને વંદન કરવા માટે દરરોજ આવ્યા કરતો હતો. એક દિવસ તેણે મુનિ સમક્ષ પોતાની જિજ્ઞાસા પ્રગટ કરી :

'પ્રભુ ! ઘરની બહાર મેં બુદ્ધિ, ભાગ્ય અને પુરુષાર્થની મદદથી અપાર ધન મેળવ્યું પણ હુ ધન મેળવું કે તરત જ મારા હાથમાંથી ચાલ્યું જતું અનેક વખત મેં ધન મેળવ્યું અને દરેક વખતે લક્ષ્મી મારા હાથમાં આવતા જ ચાલી જતી. પ્રભુ ! પૂર્વ જન્મમાં મેં એવાં કેવાં ખરાબ કામ કર્યા છે કે અધિકારથી મેળવેલી લક્ષ્મીને પણ હું ગુમાવી દેતો હતો ?'

કેવલી મુનિ અમરચંદ્રે હસીને કહ્યું :

'વત્સ સુલસ ! તમારો પૂર્વ જન્મ વિચિત્રતાથી ભરેલો છે. તમે તમારા જન્મનો વૃતાન્ત સાંભળો. તમારી જિજ્ઞાસા શાન્ત થઈ જશે. માણસ શુભ અશુભ કર્મના બંધનમાં પડે છે તેથી શુભ અશુભ કર્મોનું ફળ ભોગવવું જ પડે છે. પૂર્વ જન્મમાં તમે જે અશુભ કર્મોના બંધનમાં પડયા હતા, તે કારણે તમારે દુઃખ ભોગવવું પડ્યું અને તમારા ધનનો નાશ થયો'

આ પ્રમાણે મુનિએ સુલસના પૂર્વ જન્મનો વૃતાન્ત સંભળાવવાનું શરૂ કર્યું :

'તામ્રાકાર નગરમાં તારાચંદ નામનો એક ખેડૂત રહેતો હતો. તારાચંદ દાનેશ્વરી હતો. ભિખારી, દીન યાચકો અને સાધુ સંતોને તો તે છૂટા હાથે દાન આપતો હતો. સાધુ સંત તો નિંદા વખાણથી દૂર રહીને પોતાની સાધનામાં જ મગ્ન રહેતા હતા. તે પોતાની નિંદાથી ગુસ્સે નથી થતા અને પોતાના વખાણથી ખુશ નથી થતા. તેઓ દાન આપનારનાં વખાણ પણ નથી કરતા અને દાન ન આપનારની નિંદા પણ નથી કરતા તારાચંદ જ્યારે દીન યાચકો અથવા ભિખારીઓને દાન આપતા ત્યારે તે લોકો તેમનાં વખાણ કરતા. તેમની બિરૂદાવલી ગાતા અને સાધુ લોકો ચુપચાપ ચાલ્યા જતા. આ પ્રસંગે તારાચંદ વિચારતા: સાધુઓને દાન આપવાથી મને શો લાભ ? તેઓ તો દાન લેવાનો પોતાનો અધિકાર સમજે છે. પણ આ ભિખારીઓ તો મારી કીર્તિ ગાય છે. હવે હું ભિખારીઓને જ દાન આપીશ. સાધુઓને નહીં.

તારાચંદે સાધુઓને દાન આપવાનું બંધ કરી દીધું. પોતાના આ આચરણને પરિણામે તે અંતરાયકર્મના બંધનમાં પડયો હતો.

'એક વખત એક સાધુ તારાચંદને ઘેર આવ્યો. તારાચંદને તેના પર એકદમ શ્રદ્ધા થઇ, તેથી તેણે બહુમાનપૂર્વક તેને દાન આપ્યું. તારાચંદે પોતાના પૂર્વ

જન્મમાં ધર્માદા અને જન-ધનનું અપહરણ પણ કર્યું હતું. એ કર્મને કારણે તે ખેડૂત થયો તારાચંદ વચ્ચે વચ્ચે શ્રદ્ધાપૂર્વક દાન તો કર્યા કરતો. પણ ખરાબ બુદ્ધિને કારણે ક્યારેક ક્યારેક તેની નિંદા પણ કરી લેતો. તારાચંદે સમાધિપૂર્વક દેહ છોડયો, તેથી તે સૌધર્મ દેવલોકમાં દેવ બન્યો. દેવલોકથી પતન થયા પછી તારાચંદ દેવ સુલસના રૂપમાં અમરપુરમાં ઉત્પન્ન થયો.'

સુલસનો પૂર્વ જન્મ સંભળાવ્યા પછી મુનિ અમરચંદ્રે કહ્યું :

'વત્સ સુલસ! મેં તને તારો પૂર્વ જન્મ સંભળાવ્યો. પૂર્વ જન્મમાં જે કર્મ તે કર્યાં તેના પ્રભાવને કારણે તારા હાથમાંથી લક્ષ્મી જતી રહેતી હતી. તું સાધુઓ તથા યાચકોને દાન આપતો હતો, માટે તને લક્ષ્મી મળતી હતી. તેં દાન વ્રતની નિંદા કરી, તેથી મેળવેલું ધન વારવાર તારા હાથમાંથી છટકી જતું હતું. તેથી દરેક પ્રાણીએ વિવેકપૂર્વક શુદ્ધ ભાવથી કીર્તિ કે વખાણની ભાવનાથી દૂર રહીને દાન કરવું જોઈએ અને ધર્મ કાર્ય કરવું જોઇએ.'

પોતાનો પૂર્વ જન્મ સાંભળીને સુલસની વૈરાગ્ય ભાવના વધી ગઈ. હવે તેને સંસાર ફિક્કો લાગવા માંડયો. સુલસને જ્ઞાન થઈ ગયું. તેણે રાજાને કહ્યું :

'મને હવે દીક્ષા લેવાની આજ્ઞા આપો.'

રાજાએ કહ્યું :

'સુલસ ! મને શું હવે આ સંસારમાં એકલો જ રાખીશ ? મને પણ જ્ઞાન થયું છે. હું તારી સાથે દીક્ષા લઈશ.'

સુલસે કહ્યું :

'એ તો ઘણું સારું. એકથી બે ભલા ! જેવી રીતે અહીં તમારો સાથ મળ્યો, તેવી રીતે સાધનાના માર્ગે પણ તમારો સાથ મળશે.'

રાજા નગરમાં આવ્યો. તેણે પોતાના પુત્રને રાજ-મુગટ સોંપી દીધો અને સુલસની સાથે મુનિવેશ ધારણ કરી દીધો. બંનેએ દીક્ષા લીધી. મુનિ અમરસેન અને મુનિ સુલસનો દીક્ષા સમારંભ ઉજવવામાં આવ્યો.

બંને મુનિ સાધનામાં મગ્ન બની ગયા. ઉગ્ર તપ, શાસ્ત્રાભ્યાસ વિગેરે દ્વારા બંને ઊંચા સોપાન પર ચડતા ગયા ઉગ્ર તપ અને નિર્વિકલ્પ ધ્યાન દ્વારા પૂર્વ જન્મનાં કર્મોનો નાશ કરવા માટે બંને મુનિ તૈયાર થયા.

સુલસને પોતાના ધ્યેયમાં સફળતા મળી અને થોડા જ સમયમાં કર્મોનો નાશ કરીને, કેવલજ્ઞાન મેળવીને સિદ્ધ, બુદ્ધ, મુક્ત બન્યો.

# પ્રદ્યુમનકુમાર : ૧

ઘાતકી અને જુલમી રાજા કંસને મારીને યદુનંદન શ્રીકૃષ્ણ ભગવાને મથુરાની પ્રજાને ઉદ્ધાર કર્યો અને પોતાના બાહુબળથી ત્રણ ખંડના અધિપતિ બનીને વાસુદેવ કહેવાયા. વસુદેવના પુત્ર હોવાને કારણે તો તે વાસુદેવ હતા જ. પણ અર્ધચક્રવર્તી રાજા હોવાને કારણે પણ વાસુદેવ કહેવાતા. શ્રીકૃષ્ણની રાજધાની સૌરાષ્ટ્રમાં આવેલી દ્વારકા નગરી હતી. દ્વારકા નગરી દ્વારાવતી અને દ્વારાપુરીના નામથી પણ જાણીતી હતી. કહેવાય છે કે બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી દ્વારકા નગરીની રચના સ્વયં વૈશ્રમણ દેવ અથવા વિશ્વકર્માએ કરી હતી. તેની શોભા દેવપુરી અલકાપુરીને પણ ઝાંખી પાડતી હતી. તેની ચારે બાજુ સોનાની દીવાલ બનેલી હતી, તેના કાંગરામાં મણિ જડેલા હતા.

દ્વારકાની એક બાજુ દુર્ગમ ઘાટવાળો રૈયત પર્વત હતો. પર્વતની તળેટીમાં જ સહસ્રામ્રવન, નંદનવન અથવા શ્રીવન નામનો મનોહર બગીચો હતો. બગીચાની સઘનતા, ઝાડની હારો અને તેનો વિસ્તાર અત્યંત રમણીય હતો. જંગલના જીવોની સ્વચ્છંદતા, તેમનું નાચવું કૂદવું જોનારાના મનને મોહી લેતું હતું. નગરની વચ્ચે અનેક

સુંદર સરોવર હતાં અને તે સરોવરોમાં સફેદ, વાદળી તથા લાલ કમળ ખીલેલાં હતાં, કમળ પર ગુંજન કરતા ભમરાનો સમૂહ અને કિનારા પર કિલકિલાટ કરતાં પક્ષીઓના અવાજથી વાતાવરણ અત્યંત મનોહર લાગતું હતું.

દ્વારકાના અધિપતિ વાસુદેવ શ્રીકૃષ્ણ હતા અને તેમના મોટા ભાઈ બળદેવની શક્તિ અને પરાક્રમ પણ જાણીતાં હતાં. બંને ભાઈઓ વચ્ચે આદર્શ પ્રેમ હતો. શ્રીકૃષ્ણ ખૂબ રૂપવાન, બળવાન, આજાનબાહુ અને બધાં રાજચિહ્નોથી શોભતા હતા. તેમનો ભવ્ય મહેલ વીસ ખંડનો બન્યો હતો અને બળદેવજીનો મહેલ અઢાર ખંડનો હતો. શ્રીકૃષ્ણ બત્રીસ હજાર રાણીઓના સ્વામી હતા અને બળદેવજીને સોળ હજાર રાણીઓ હતી. દ્વારકાની પ્રજા સ્વાભાવિક રીતે જ પુણ્યશાળી, દાનવીર, ધર્મ–પરાયણ અને રાજભક્ત હતી. ત્યાંની સ્ત્રીઓ પુત્ર–પ્રેમી અને સુંદર સ્વભાવની હતી. અસાધારણ પરાક્રમી, શક્તિની સાક્ષાત્ મૂર્તિ એવા યદુનંદન શ્રીકૃષ્ણને પૂર્ણ પુરુષ માનવામાં આવતા હતા અને એટલા જ માટે તે બત્રીસહજાર રાજરાણીઓના સ્વામી હતાં. તેમાં તેમની આઠ પટરાણીઓ રૂપલાવણ્યમાં અજોડ સાક્ષાત્ આઠ સિદ્ધિઓ જેવી હતી.

| | |
|---|---|
| (૧) રુકિમણી | (૨) સત્યભામા |
| (૩) જાંબવંતી | (૪) લક્ષ્મણા |
| (૫) સુષમા | (૬) ગૌરી |
| (૭) ગાંધારી | (૮) પદ્મા |

શ્રીકૃષ્ણ આઠે રાણીઓ પ્રત્યે સરખો ભાવ રાખતા હતાં. છતાં પણ આઠેના દિલમાં રહેલો શોકનો ડંખ ક્યારેક ક્યારેક બહાર દેખાઈ આવતો. બધી રાણીઓ પોત-પોતાના વર્તન, સેવા અને પતિ-પ્રેમથી યાદવેન્દ્ર શ્રીકૃષ્ણને પોતાના તરફ ખેંચવાનો પ્રયત્ન કરતી હતી. પોતાની આઠ પટરાણીઓ અને બત્રીસ હજાર રાણીઓ સાથે દાંપત્ય સુખ ભોગવતાં યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ નીતિપૂર્વક પ્રજાપાલન કરતા હતા. તેમના પરાક્રમને કારણે સૌરાષ્ટ્રની પ્રજા બધી તરફથી સુરક્ષિત અને સુખી હતી.

વાસુદેવ શ્રીકૃષ્ણ ત્રણ ખંડના અધિપતિ, અર્થાત્ અર્ધ ચક્રવર્તી હતા. તેમના પડોશી રાજા તથા બીજા દેશના રાજાઓ તેમની મૈત્રીને પોતાનું સૌભાગ્ય માનતા હતા. જે તેમને આધીન હતા, તે તો ભેટ સામગ્રી તથા ઉપહાર આપીને તેમને મોટાઈ આપતા જ હતા, પણ સંપૂર્ણ સ્વતંત્ર અને શક્તિશાળી રાજાઓ પણ વારંવાર ભેટ આપીને પૂજા કરતા હતા. એ રીતે શ્રીકૃષ્ણ સમક્ષ પોતાનો મિત્રભાવ પ્રગટ કરતા હતા.

એક વખત કુરુ જાંગલ દેશના રાજા દુર્યોધન દ્વારકા આવ્યા. શ્રીકૃષ્ણએ તેમનું યોગ્ય સ્વાગત કર્યું. શ્રીકૃષ્ણનો દેવ જેવો અનુપમ વૈભવ અને લક્ષ્મીની સમૃદ્ધિ જોઈને દુર્યોધન ખૂબ પ્રભાવિત થયો. જ્યારે દુર્યોધને પોતાને દેશ જવા માટે વિદાય માગી ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું :

'કુરુરાજ! તમે તો મારા પર બહુ મોટી કૃપા કરી કે દ્વારકામાં આવીને મને દર્શન આપ્યાં. આ રીતે આવન-જાવન ચાલુ રાખો અને આપણો પ્રેમ અખંડ રાખો.'

કુરુરાજ દુર્યોધને કહ્યું :

'યાદવેન્દ્ર! જો તમે ઈચ્છો તો આપણો આ સંબંધ આગળની પેઢી સુધી પણ લંબાવી શકાય. તમારો પ્રેમ-ભાવ જોઈને મને કંઈક માગવાની ઈચ્છા થાય છે.'

શ્રીકૃષ્ણે હસીને કહ્યું :

'કુરુરાજ! મારી પાસે એવું કંઈ નથી, જે હું તમને આપી શકું. તમે તમારી વાત જણાવો. તમારી ઈચ્છા પૂરી કરવામાં મને આનંદ થશે.'

---

૧ શ્રી ભાગવત પુરાણ (હિંદુ ધર્મ)માં વાસુદેવ શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓનાં નામ આ પ્રમાણે છે- રુક્મિણી, કાલિંદી, મિત્રવિંદા, સત્યા, રોહિણીદેવી, ભદ્રા, સત્યભામા અને લક્ષ્મણા. તેમાં રુક્મિણી, સત્યભામા અને લક્ષ્મણા- ત્રણ નામ સરખાં છે.

કુરુરાજ દુર્યોધને કહ્યું :

'વાસુદેવ! મારી ઈચ્છા છે કે, આપણા બંનેનાં ભાવિ સંતાન લગ્ન-બંધનમાં બંધાઈને આપણા પ્રેમ-સંબંધને સમાજની દૃષ્ટિમાં પણ પાકો કરી દે. અર્થાત્ મારી પત્નીને જો પુત્રી થાય અને તમારી કોઈ પટરાણીને પુત્ર થાય અથવા મારી મહારાણીને પુત્ર થાય અને તમારી પટરાણીને પુત્રી થાય– આ બંને સ્થિતિમાં બંનેનો લગ્ન સંબંધ કરીને એક-બીજાના સંબંધી બનીએ.'

આ પ્રસ્તાવ સાંભળીને શ્રીકૃષ્ણને ખૂબ આનંદ થયો. તેમણે દુર્યોધનના પ્રસ્તાવને ટેકો આપતાં કહ્યું :

'કુરુરાજ! ખરેખર તો તમે મારા મનની જ વાત કહી. આવો પ્રસ્તાવ મૂકીને તમે ખરેખર તો મારી પાસે કંઈ માગ્યું નથી, પણ મને આપ્યું છે. તમારો આ પ્રસ્તાવ હું આનંદથી સ્વીકારું છું.'

તે પછી શ્રીકૃષ્ણે મીઠી મજાક કરતાં ફરીથી કહ્યું :

'પણ આપણું વચન ક્યાંક મશ્કરી ના બની જાય.'

'એમ કેમ બને? વચન આપ્યા પછી શું કોઈ ક્ષત્રિય ફરી જાય ખરો?'

દુર્યોધનની વાત સાંભળીને યાદવેન્દ્ર હસ્યા અને બોલ્યા :

'માની લો કે બંનેને ઘેર પુત્ર કે પુત્રી જન્મે, તો આ વચન કેવી રીતે પાળી શકાય !'

શ્રી કૃષ્ણની આવી વિનોદી વાત સાંભળીને દુર્યોધન ખડખડાટ હસી પડયો અને બોલ્યો :

'જો એમ થશે તો આપણી ઇચ્છા સાથે ભગવાનની ઇચ્છાની પણ ખબર પડશે. કારણ કે દેવની ઇચ્છાથી જ લગ્ન–સંબંધની વાત આપણા મનમાં આવી હતી.'

આ વાર્તાલાપ પછી શ્રીકૃષ્ણએ દુર્યોધનને ભાવભીના વાતાવરણમાં વિદાય આપી. પછી રાણીવાસમાં આવીને આ શુભ સંવાદ પટરાણીઓને સંભળાવ્યો. બધી રાણીઓ પોતાના નસીબને મનાવવા લાગી કે મારે પહેલો પુત્ર થાય, કે જેથી મારો પુત્ર દુર્યોધનનો જમાઇ બને પણ ઇચ્છા જો ઘોડો બની જતી હોય તો દરેક માણસ સવાર બની જાય. જેમણે પૂર્વ જન્મમાં ઉત્તમ પુણ્ય કર્યાં છે તથા પૂરતાં સત્કર્મ કર્યાં છે, તેમની ઇચ્છાઓ સફળ થાય છે.

મહારાણી રુકિમણી અને મહારાણી સત્યભામા આ બાબતમાં શરત લગાવી બેઠાં. હરિ–હલધરની સામે શરત લાગી :

'અમારા બંનેમાં જેનો પુત્ર વહેલો થશે તે કુરુરાજનો જમાઇ બનશે અને બીજી રાણી એક મહિના માટે તે રાણીની ગુલામી કરશે.'

હરિ-હલધરની સાક્ષીમાં શરત નક્કી થઇ. ઈર્ષ્યાળુ માણસોને જેટલો આનંદ બીજાને નીચા બતાવવામાં આવે છે, એટલું સુખ પોતાને ઉન્નત બનાવવામાં નથી આવતું. સત્યભામા અને રુક્મિણી એક-બીજાને દાસી બનાવવાનાં સ્વપ્ન જોવા લાગી. આ શોકના ડંખનો ઈર્ષ્યાગ્નિ સત્યભામામાં જ વધુ બળવાન હતો, રુક્મિણી તો સત્યભામાની અનુગામિની માત્ર હતી.

o o o

રુક્મિણી પોતાના શયનખંડમાં સુખની ઊંઘ લઇ રહી હતી. રાત્રિના છેલ્લા પહોરમાં તેણે બે સુંદર સ્વપ્ન જોયાં પ્રથમ સ્વપ્નમાં તેણે એક પ્રકાશથી શોભતું દેવ-વિમાન જોયું અને બીજામાં ઇન્દ્રનો ઐરાવત હાથી જોયો. સ્વપ્ન-દર્શનમાં બારમા દેવલોકમાંથી એક પુણ્યશાળી જીવ અવતરેલો દેખાયો. તે જ સમયે પટરાણી રુક્મિણીની આંખ ખુલી ગઈ. તે તરત જ દેવકીનંદન શ્રીકૃષ્ણની પાસે પહોંચી ગઇ અને પોતાનાં બંને સ્વપ્ન તેમને જણાવ્યાં. સ્વપ્ન સાંભળીને શ્રીકૃષ્ણચંદ્રએ જણાવ્યું :

---

૧ પ્રાચીન ગ્રંથોમાં માથું મુંડાવવાની શરત છે, પણ સૌભાગ્યવતી સ્ત્રી માટે તે અપશુકન માનવામાં આવે છે. રુક્મિણી જેવી વિવેકી સતી પોતાની શોક માટે આવી અમંગલ શરત લગાવે એ વિચારણીય છે, તેથી આ સંશોધન સંપાદકે કર્યું છે. —સંપાદક

'પ્રિયે! આ સ્વપ્નનું ફળ એ છે કે, તમારી કૂખે કુલભાણુ, યાદવકુળનું તિલક અને પુણ્યશાળી પુત્ર ઉત્પન્ન થશે, જે તમારી કીર્તિ વિસ્તારશે.'

રુક્મિણીએ બાકીની રાત ધર્મનું ધ્યાન ધરવામાં પસાર કરી અને સવારે ઊઠીને યાચકોને દાન આપીને સંતોષ્યા. સંજોગવશાત્ એ રાત્રે પટરાણી સત્યભામાએ પણ એક શુભ સ્વપ્ન જોયું. તેના સ્વપ્નમાં મેઘથી શોભતા સૂર્યનાં દર્શન થયાં. રુક્મિણીના ગયા પછી સત્યભામા પણ શ્રીકૃષ્ણના શયનખંડમાં આવી અને પોતાનું સ્વપ્ન તેમણે સંભળાવ્યું. સ્વપ્ન-દર્શન સાંભળીને પણ શ્રીકૃષ્ણએ સત્યભામાને કહ્યું :

'પ્રિયે! તમારું સ્વપ્ન ખૂબ શુભ છે. તમને સૂર્ય જેવો તેજસ્વી પુત્ર પ્રાપ્ત થશે. તમારો પુત્ર સમૃદ્ધ અને કુલદીપક થશે.'

સ્વપ્નનું ફળ સાંભળીને સત્યભામાને પરમ આનંદ થયો. તે જ વખતે તેને પોતાની શરત યાદ આવી. તે મનમાં ને મનમાં ખુશ થવા લાગી– 'હવે તો મારા પુત્રનું જ પ્રથમ લગ્ન થશે અને મારી શોક એક મહિના માટે મારી ગુલામી સ્વીકારશે.'

બંને પટરાણીઓ યોગ્ય રીતે પોત-પોતાના ગર્ભનું પાલન કરવા લાગી. વાસુદેવ યાદવેન્દ્રએ યોગ્ય સમયે તેમના દોહદ પૂરા કર્યા. રુક્મિણીનો ગર્ભ ઉપરથી જોતાં

ખબર પડતો ન હતો, તેથી સત્યભામા વધુ ખુશ હતી. તે ધારતી કે રુક્મિણી જૂઠી છે, તે ગર્ભવતી નથી.

ધીરે ધીરે બંને પટરાણીઓના નવ માસ વીતી ગયા. જે સમયે રુક્મિણીને પ્રસવ-વેદના શરૂ થઈ, તે વખતે શુભ ગ્રહ, શુભ નક્ષત્ર અને શુભ લગ્નનો યોગ હતો. યોગ્ય સમયે મહારાણી રુક્મિણીએ મહાન તેજસ્વી બાળકને જન્મ આપ્યો. બાળકનું રુપ એટલું આકર્ષક હતું કે, તે સાક્ષાત્ મદનકુમાર જેવો લાગતો હતો. તેના તેજને જોઈને એવું લાગતું હતું કે જાણે ચંદ્રનો ટુકડો જ પૃથ્વી પર આવીને પડયો છે. પુત્ર-જન્મના શુભ સમાચાર આપવા એક સેવક દોડતો-દોડતો શ્રીકૃષ્ણના શયનખંડમાં આવી પહોંચ્યો. તે વખતે વાસુદેવ સૂઈ ગયા હતા. કૃષ્ણને સૂતેલા જોઈને સેવકના પગ અટકી ગયા. તે ધીરે ધીરે પથારીની નજીક પહોંચ્યો. અને શ્રીકૃષ્ણના પગ તરફ બેસીને તેમના જાગવાની રાહ જોવા લાગ્યો. તે રાત્રે, તે જ વખતે મહારાણી સત્યભામાએ પણ એક અનુપમ તેજસ્વી પુત્ર-રત્નને જન્મ આપ્યો. બંને પુત્ર શુભ યોગ અને શુભ મુહૂર્તમાં જન્મ્યા હતા. સત્યભામાનો સેવક પણ શ્રીકૃષ્ણને વધાઈ આપવા આવી પહોંચ્યો. તેમને સૂતેલા જોઈને તે તેમના મસ્તક આગળ બેઠો.

યોગ્ય સમયે દ્વારકેશે આંખ ખોલી અને તેમણે પોતાના પગ તરફ બેઠેલા સેવકને સંબોધીને પૂછયું :

‘કહે, કેમ આવ્યો ? રાણીવાસના કોઈ ખાસ સમાચાર છે ?’

સેવકે ચમકીને ગદ્‌ગદ્ કંઠે કહ્યું :

‘અન્નદાતા ! વધાઈ છે. મહારાણી રુકિમણીએ પુત્રને જન્મ આપ્યો છે.’

શ્રીકૃષ્ણે રાજચિન્હનાં જરૂરી આભૂષણ રાખીને બીજાં બધા સેવકને પ્રેમદાનેમાં આપી દીધાં. તે વખતે પાછળથી સત્યભામાનો સેવક ઊઠીને સામે આવ્યો અને બોલ્યો :

‘પૃથ્વીનાથ ! તમારો જય હો ! મહારાણી સત્યભામાએ પુત્રને જન્મ આપ્યો છે.

શ્રીકૃષ્ણ તરત જ ઊઠયા અને ભંડારીને બોલાવીને સત્યભામાના સેવકને પૂરતું ઇનામ આપ્યું. દ્વેષી જીવ મોટે ભાગે તો પોતાના મનનું પ્રતિબિંબ જ બીજામાં જુએ છે, સત્યભામાના સેવકે પાછા ફરીને સત્યભામાને જણાવ્યું :

‘મહારાણીજી ! આપણા સ્વામી જે રીતે મહારાણી રુકિમણી અને તમારામાં ભેદભાવ રાખે છે, તે રીતે બંનેનાં સેવકોમાં પણ ભેદભાવ રાખે છે. તેમણે મહારાણી રુકિમણીના સેવકને તો પોતાના શરીરના બધા અલંકાર આપી દીધા અને મને સામાન્ય ભેટ આપીને ટાળી દીધો.’

સેવકની વાત સાંભળીને સત્યભામા મનમાં ને મનમાં ગુસ્સે થઈ અને સેવકને કહ્યું :

'તું ચિંતા શા માટે કરે છે ? હું પોતે ભરપૂર ઈનામ આપીશ.'

સત્યભામાને શ્રીકૃષ્ણનો પક્ષપાત સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યો. પણ તે પોતાના પુત્રને જોઈને સંતોષ પામતી હતી. જો કે રુક્મિણી અને સત્યભામાના પુત્રનો જન્મ એક જ સમયે થયો હતો, છતાં સત્યભામાને તો વિશ્વાસ હતો કે મારા પુત્રનું લગ્ન પહેલું થશે, કારણ કે હું રુક્મિણીથી મોટી છું. બસ, ભગવાન હવે એક વધુ કામ કરી દે. કુરુરાજ દુર્યોધનને જલદી કન્યારત્ન આપી દે.

આ રીતે સત્યભામાનું મન ઈચ્છાઓ વણવા લાગ્યું. બે-બે પુત્રના જન્મની ખુશાલીમાં શ્રીકૃષ્ણએ ખજાનાનાં દ્વાર ખુલ્લાં મૂકી દીધાં. દ્વારકાનગરી નવ-વધૂની જેમ સજાવવામાં આવી. ઘેર ઘેર મંગલગીત અને વધાઈનાં ગીત ગવાતાં હતાં. બળદેવજીએ પોતાના ભત્રીજાના જન્મની ખુશાલીમાં કેદીઓને મુક્ત કરાવ્યા તથા એક વર્ષ માટે ખેડૂતોનો ખેતીકર માફ કર્યો. દાસ-દાસીઓને અલંકાર તથા દ્રવ્ય આપીને સંતુષ્ટ કર્યાં. વાંજિત્રોના અવાજથી આકાશ ગૂંજી ઊઠ્યું. દ્વારાવતી નગરીમાં આનંદનો સાગર હિલોળા લેતો હતો.

તત્ત્વજ્ઞાનીઓ એ વાતને જાણતા હોય છે કે, આનંદની સાથે જ શોક પણ જોડાયેલો રહે છે અને દુઃખની સાથે આનંદ પણ રહે છે. પ્રાણીઓના પાપ–પુણ્યના ઉદયથી ક્રમ પ્રમાણે ઉદય તથા અસ્ત પણ થતા રહે છે. પણ કોને ખબર કે આનંદ કયારે શોકમાં બદલાઈ જશે અને શોક કયારે આનંદમાં પરિણમશે ? એટલા માટે વિવેકી અને જ્ઞાની પુરુષો હર્ષથી ફૂલાઇ નથી જતા અને શોકમાં દુઃખી નથી થતા. તે તો સમતાના સાગરમાં જ ડૂબેલા રહે છે.

રુકિમણીના મહેલની ચારે બાજુ હથિયારધારી સૈનિકોનો ચોકી પહેરો હતો. પણ છઠીની રાતના સૂર્યોદયે દ્વારાવતીના આનંદસાગરને શોકસાગરમાં પલટી નાખ્યો. છઠના દિવસની રાતે જ રુકિમણીના પુત્રનું હરણ થઈ ગયું. રાજમહેલમાં હાહાકાર મચી ગયો. બધાના ચહેરા ઊતરી ગયા. રુકિમણીનું કરુણ રૂદન તો જોઈ શકાતું જ ન હતું. યદવેન્દ્ર શ્રીકૃષ્ણએ મહારાણી રુકિમણીને ખૂબ ધીરજ આપી, કર્મની નિશ્ચિતતાનું રહસ્ય સમજાવ્યું અને રાજસેવકોને મોકલીને રુકિમણીના પુત્રની શોધ કરાવી. પૃથ્વીનો ખૂણે–ખૂણો જોઈ નાખ્યો, પણ પરિણામ તો નિરાશામાં જ આવ્યું.

---

૧ હિંદુ ગ્રંથો પ્રમાણે રુકિમણી મોટી પટરાણી હતી અને જૈન ગ્રંથોમાં સત્યભામાને મોટી માનવામાં આવે છે.

બધાની સામે એક જ પ્રશ્ન હતો કે, રુકિમણીના પુત્રનું હરણ કરનાર ક્યારે આવ્યો, ક્યાંથી આવ્યો, મહેલમાં કેવી રીતે દાખલ થયો અને કુમારને કેવી રીતે લઈ ગયો? પણ આ પ્રશ્નનો જવાબ કોઈ શોધી શક્યું નહીં. કરુણ રૂદન કરતાં કરતાં મહારાણી રુકિમણી બેભાન થઈ ગઈ. ઘણા પ્રયત્ન અને ઉપચાર પછી તે ભાનમાં આવી. શોકવ્યાકુળ રુકિમણી મનમાં ને મનમાં વિચાર કરતી હતી-- 'દૈવની ગતિ જાણ્યા વિના જ હું સત્યભામા સાથે શરત લગાવી બેઠી. હું તેની ગુલામી સ્વીકારું, તેની દાસી બનું-' અરે પ્રભુ! તું તારી એ ઈચ્છાને પૂરી કર.' મારા સ્વામીએ તો મને કહ્યું હતું કે, મારો પુત્ર કુલભાણુ થશે, પણ તે તો છ જ દિવસમા મારું માતૃત્વ સૂનું કરી ગયો.

'પ્રભુ! તારો પણ શો દોષ? પૂર્વ જન્મમાં મેં ચોક્કસ જાણ્યે-અજાણ્યે ખરાબ કર્મ કર્યાં હશે. કયાં તો મેં ધરતી તોડી હશે અથવા સરોવરનું પાણી સૂકવી નાખીને પાણીના જીવોને મારી નાખ્યા હશે. ક્યાંક એવું તો નહીં બન્યું હોય ને કે મેં પાણીમાં આગ લગાડી દીધી હોય? અથવા તો મેં પાણી ઉકાળ્યા વિના પીધું હશે અથવા રાત્રિ ભોજન કર્યું હશે. કોઈને કોઈ રૂપે હું હિંસા દુઃખ દ્વારા પાપકર્મના બંધનમાં પડી હોઈશ, નહીં તો મારે પુત્ર-વિયોગ શા માટે સહન કરવો પડે?

જો બીજું કાંઈ નહીં કર્યું હોય તો ખરાબ વચન બોલીને કોઈના દિલને દુઃખ આપ્યું હશે અથવા કોઇની આગળ જૂઠું બોલી હોઇશ. ક્યાંક એવું તો નથી ને કે કોઈ બીજાના પુત્રને જોઈને મેં દ્વેષ કર્યો હોય ?

'ચોક્કસ આ પુત્ર-વિયોગની વેદનાનું કારણ હું પોતે જ છું. દૈવનો દોષ તો હું નકામો કાઢું છું. હે મન! હવે દુઃખી-રૌદ્ર ધ્યાન કરીને નવાં પાપકર્મના બંધનમાં શા માટે પડે છે ? જે કર્યું છે, તેના ભોગવટામાંથી શા માટે બચવા માગે છે ?'

રુક્મિણી વિવેકી સ્ત્રી હતી અને મહાપ્રતાપી વાસુદેવ શ્રીકૃષ્ણની પટરાણી હતી. તે પોતાના મનને વારંવાર સમજાવતી હતી, છતાં પણ સંસારની મોહ-માયા એટલી સહેલાઇથી છૂટતી નથી. માની મમતા માતા જ જાણી શકે છે. પુત્ર-વિયોગિની રુક્મિણી પોતાના મોહજન્ય શોકથી વિવશ હતી.

યાદવેન્દ્ર શ્રીકૃષ્ણએ તેને સમજાવ્યું :

'પ્રિયે! હવે વધુ શોક ના કરીશ. તારો પુત્ર એ મારો પણ પુત્ર છે. તે જ્યાં પણ હશે, ત્યાં તેનું પુણ્ય તેનું રક્ષણ કરશે. પુણ્યથી મોટો કોઈ રક્ષક આ ત્રિલોકમાં નથી. છતાં પણ હું ધરતીનો ખૂણેખૂણો શોધી વળીશ. મારા રાજસેવકો ચારે દિશામાં દોડાવ્યા છે. વન-પર્વત,

ઘાટી, મેદાન, નદી, સાગર, દરેક નગર અને દરેક ઘરમાં પુત્રની શોધ કરાવીશ. મને આશા છે કે, આપણો પુત્ર જરૂરથી આપણને પાછો મળશે.'

શ્રીકૃષ્ણની વાણીથી રુક્મિણીને સહેજ દિલાસો મળ્યો આમ પણ સમય જતાં દુઃખના ઘા ધીમે ધીમે રૂઝાઇ જાય છે. મહારાણી રુક્મિણી ધીરજ રાખીને હરણ કરાયેલા પુત્ર માટે મંગલ કામના કરવા લાગી.

કોઇનો શોક કોઈનો આનંદ બને છે. રુક્મિણીના પુત્રનું હરણ થવાથી સત્યભામાના મનની ઈચ્છા પૂર્ણ થઈ. હવે તેને પૂરી ખાતરી થઇ ગઇ કે, મારો પુત્ર જ કુરુરાજ દુર્યોધનનો જમાઈ બનશે અને રુક્મિણી મારી દાસી બનશે. માણસના જીવનની આ એક વિચિત્રતા છે કે, દૈવની ગતિ જાણ્યા વિના તે ગમે તેવા મનસુબા ઘડી લે છે. દૈવની લીલા અત્યંત વિચિત્ર છે કયારેક-કયારેક તો હાથ મોઢા સુધી આવતાં આવતાં વચ્ચે જ અટકી જાય છે.

મહેલના મણિ જડેલા આંગણામાં શ્રીકૃષ્ણ અને રુક્મિણી બેઠાં હતાં. તે વખતે આકાશમાર્ગે દેવર્ષિ નારદ આવી પહોંચ્યા. દેવ-મુનિ નારદ બ્રહ્મચારી, સત્યવકતા, જ્ઞાની અને પરદુખભંજન હતા. તેમની ગતિ સર્વત્ર છે. પણ કોઇ સમયે, કોઇ પણ જગ્યાએ તે કોઈપણ જાતની રોક-ટોક વિના જઈ શકે છે. તેમનું આગમન અનપેક્ષિત

અને અચાનક જ હોય છે. સાથે સાથે જ આમ-તેમ ભિડાવીને લોકોને લડાવવામાં પણ તે અજોડ છે. તેઓ પાણીમાં પણ આગ લગાડવાની શકિત ધરાવે છે

નારદજીને પોતાની સામે આવેલા જોઈને યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ અને મહારાણી રુકિમણીએ ઊભા થઈને તેમને પ્રણામ કર્યાં અને તેમને આસન આપીને તે પણ બેઠાં. યાદવેન્દ્ર શ્રીકૃષ્ણએ નારદજીને પૂછ્યુ :

'દેવર્ષિ ! તમે તો ત્રણે લોકમાં જાઓ છો. જન્મના છઠ્ઠા દિવસે મારો આત્મજ અને મહારાણી રુકિમણીનો અંગજાત અચાનક અદશ્ય થઈ ગયો છે, અમે તેને શોધવાના ખૂબ પ્રયત્ન કર્યાં, પણ અમારા કુળભાણ કુમારને શોધી શકયા નથી. કુમારને શોધવામાં તમે અમને મદદ કરો. હવે તો તમારા જેવા ઋષિની કૃપાથી જ કંઈક સંભવિત થઈ શકે.'

નારદજીએ રુકિમણીના દુ:ખી ચહેરા તરફ જોઈને ધીર-ગંભીર વાણીમાં કહ્યું'

'દેવી રુકિમણી! માતૃહૃદયનું દુઃખ હું જાણું છું. તમે કંઈ પણ ચિંતા ના કરશો. વાસુદેવનો પુત્ર પૂર્ણ આયુષ્ય લઈને જન્મ્યો છે. તેનું અકાળે મોત તો થઈ શકે જ નહીં. મારું મન કહે છે કે તે જ્યાં હશે ત્યાં સુખી હશે. મિલનનો અંતરાય પૂરો થતાં જ તે અહીં જરૂરથી આવશે. છતાં પણ, હું શોધી કાઢીશ કે તે કયાં

છે, કેવો છે. તેના કુશળ સમાચાર મેળવીને હું તમને પહોંચાડીશ.

રુકિમણી અને શ્રીકૃષ્ણને દિલાસો આપીને દેવર્ષિ નારદ આકાશમાર્ગે અલોપ થઈ ગયા.

० ० ०

ક્યારેક એવી પરિસ્થિતિ આવે છે કે એક આંખે રડવું પડે છે અને બીજી આંખે હસવું પડે છે શ્રીકૃષ્ણની પણ એવી જ સ્થિતિ હતી. આજે બારમા દિવસે સત્ય-ભામાના પુત્રનો નામકરણ વિધિ થઈ રહ્યો હતો. શ્રીકૃષ્ણને રુકિમણી-પુત્રના હરણનું દુઃખ હતું, તો સત્યભામા પુત્રના નામકરણ સંસ્કાર-ઉત્સવનો આનંદ પણ હતો. વાસુદેવના ગૌરવને શોભે તે રીતે ખૂબ ધામધૂમથી સત્યભામાના પુત્રનું નામકરણ થયું. જો કે સત્યભામાએ ગર્ભ રહ્યા પહેલાં મેઘથી શોભતા સૂર્યના દર્શન કર્યાં હતાં, તેથી તેનું નામ ભાનુકુમાર રાખવામાં આવ્યું. ખરેખર ભાનુ-કુમાર ભાનુ જેવો જ તેજસ્વી હતો.

જે દિવસે સત્યભામાના પુત્રનો નામકરણ વિધિ થયો, તે દિવસે હસ્તિનાપુરમાં પણ ખુશાલીનો ઉત્સવ ઉજવાતો હતો. હસ્તિનાપુરના રાજા કુરુરાજ દુર્યોધનની પટરાણીએ એક કન્યા-રત્નને જન્મ આપ્યો હતો. યોગ્ય સમયે કુરુ કન્યાનું પણ નામકરણ થયું અને તેનું નામ ઉદધિકુમારી રાખવામાં આવ્યું. કુરુરાજ દુર્યોધને કન્યા-જન્મના સમા-

ચાર દ્વારકા મોકલાવ્યા. ભાનુકુમાર અને રુકિમણી-પુત્રના જન્મના સમાચાર હસ્તિનાપુરમાં પહેલાં જ મોકલાવી દીધા હતા. ઉદધિકુમારીના જન્મના સમાચાર જાણીને સત્યભામા ખૂબ ખુશ થઇ, હવે કોની હિંમત છે કે, ભાનુકુમાર અને ઉદધિકુમારીનું લગ્ન રોકી શકે ?

સમય પોતાની ગતિએ આગળ વધતો હતો. જે જ્યાં હતું, તે ત્યાં વિકાસ પામતું હતું. ભાનુકુમાર દ્વારાવતીમાં વધતો હતો, ઉદધિકુમારી હસ્તિનાપુરમાં મોટી થતી હતી અને અજ્ઞાત નામનો રુકિમણી-પુત્ર પણ ક્યાંક ને ક્યાંક મોટો થતો હતો.

o o o

કહેવત છે-

બનવાકાળ બન્યા કરે, મિથ્યા કદી ના થાય
જેનો રક્ષક રામ છે, તેને મારી ના શકે કોઇ

ભલે આખું જગત પુણ્યશાળી જીવનું દુશ્મન બની જાય, છતાં તેનો વાળ વાંકો નથી થતો. અશુભ કર્મોની અસરને કારણે માણસ ભલે મોતના મુખમાં ગયો હોય, પણ પુણ્યનો પ્રભાવ તેને મોતના મુખમાંથી પણ ખેંચી લાવે છે.

રજતગિરિની દક્ષિણ તરફની હારમાળામાં મેઘકૂટ નામનું નગર છે. ત્યાંનો રાજા યમસંવર વિદ્યાધર છે, જે મહાપ્રતાપી અને ધર્મનિષ્ઠ છે. તેની પટરાણી કનકમાલા

સર્વાંગસુંદર અને દયાળુ છે. રાજા યમસંવરના રાણીવા-સમાં કનકમાલા ઉપરાંત બીજી પાંચસો રાણીઓ છે. દરેક રાણીથી ઉત્પન્ન થયેલ વિદ્યાધર રાજા યમસંવરને પાંચસો પુત્રો છે, પણ કનકમાલાનો ખોળો હજુ સુધી સૂનો છે. તેથી રાજા યમસંવરે તેને પટરાણી બનાવી છે અને તેને સૌથી વધુ પ્યાર કરે છે.

એક દિવસ વિદ્યાધર રાજા યમસંવર અને પટરાણી કનકમાલા વિમાનમાં બેસીને ફરવા માટે નીકળ્યાં. તેમનું વિમાન પર્વતની હારમાળાઓ તથા પર્વતીય જંગલની ઉપરથી ઉડતું હતું. વૈતાઢય પર્વતની તળેટીમા એક ઝાડી હતી. તે ઝાડીની નજીકમાં જ એક બાળક મોટા પથ્થર નીચે દબાયેલું હતું. પણ બાળકના પુણ્ય પ્રભાવથી પ્રાણ હરી લેનારો તે પથ્થર એટલો બધો હલકો થઈ ગયો હતો કે, બાળકના શ્વાસોશ્વાસથી તે હાલતો હતો. ઉપરથી રાજા યમસંવરે આ કૌતુક જોયું એટલે વિમાન રોકીને તેમણે રાણી કનકમાલાને કહ્યું :

'મહારાણી ! જુઓ, આ કેવી નવાઈ છે ! આટલો મોટો પથ્થર પોતાની જાતે જ હાલે છે. ચાલો, જઈને જોઈએ. તે હાલવાનું કારણ શું છે ?'

૧ કેટલાક ગ્રંથોમાં કાલસંવર તથા કંચનમાલા નામ પણ મળે છે.

વિદ્યાધરે વિમાન નીચે ઉતાર્યું. રાજા-રાણી બંને પથ્થરની નજીક પહોંચ્યાં. બંને ઊભાં ઊભાં પથ્થરનું ઉપર-નીચે થતું જોઈ રહ્યાં, પણ રાજા તેનું કારણ સમજી શક્યો નહીં. તેણે પથ્થર ઉઠાવીને જોયું તો જોતો જ રહી ગયો. એક નવું જન્મેલું બાળક કિલ્લોલ કરતું હતું. બાળકનો રંગ સોનાની જેમ ચમકતો હતો. તેના હોઠ જાણે માણેકમાંથી બન્યા હતા. તેના કાળા વાંકડિયા વાળ ઘણા સુંદર લાગતા હતા. તેનું કપાળ આઠમના ચંદ્ર જેવું વિશાળ અને ચમકતું હતું. તેની ધનુષ્યના આકારની ભ્રમર એવી લાગતી હતી, જાણે સોનાના ટુકડા પર કસો-ટીની લીટીઓ પાડીને વિધાતાએ પોતાના હાથનો જાદુ બતાવ્યો છે, કારણ કે કસોટીના કાળા પથ્થર પર સોનાની પીળી રેખાઓ ખેંચવામાં આવે છે, અહીં તો બિલકુલ ઊલટી વાત હતી. તેના હાથ ઘુંટણ સુધી લાંબા હતા. બાળક બધાં જ ઊંચા પ્રકારનાં લક્ષણોવાળો અસાધારણ અને અનુપમ હતો. આવા મદન જેવા સુંદર બાળકને જોતાં જોતાં રાજા-રાણીને જ્યારે ઘણો સમય પસાર થઈ ગયો એટલે રાજાએ રાણીને કહ્યું :

'પ્રિયે ! હવે શું જોઈ રહી છે ? તેને ખોળામાં લઈ લો અને પોતાના મહેલને શોભાવો. આ પુણ્યશાળી બાળક તો દેવની મહેરબાનીથી જ આપણને મળ્યો છે.'

રાણી કનકમાલાએ બાળકને ગળે લગાડ્યો અને પ્રેમવિહ્વળ બનીને વારંવાર તેના મસ્તકને ચૂમવા લાગી.

રાજાએ પણ બાળકને પોતાની છાતી સાથે ચાંપી દીધો અને પછી રાણીને પાછો આપતાં યમસંવરે રાણી કનકમાલાને કહ્યું :

'પ્રિયે! આ બાળક આપણા માટે દૈવી ભેટ છે. તારી શોકોના બધા પુત્રોમાં શ્રેષ્ઠ છે. તેનાથી આપણા કુળની પરંપરા, પ્રતિષ્ઠા અને કીર્તિમાં વધારો થશે. જેમ મેં તને પટરાણી બનાવી છે, તેમ આજે આ તારા પુત્રને યુવરાજનું પદ આપું છું.'

આવો તેજસ્વી પુત્ર મેળવ્યા પછી રાણીએ જ્યારે રાજાનો સંકલ્પ સાંભળ્યો ત્યાર આનંદ-વિભોર બની ગઇ. વિમાનમાં બેસીને બંને મેઘકૂટ નગરમાં આવ્યાં. રાજાએ બાળકને ગુપ્ત રાખ્યો અને રાણી કનકમાલાને પ્રસૂતિગૃહમાં સુવડાવીને નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે પટરાણી ગૂઢ ગર્ભિણી હતી. તેના ગર્ભનાં લક્ષણ પ્રગટ ન હતાં. આજે તેમને અચાનક પ્રસવ-વેદના થઈ અને તેમણે એક પુત્રને જન્મ આપ્યો છે. આ જાહેરાત પછી મેઘકૂટ નગરમાં ભારે ઉત્સવ ઉજવવામાં આવ્યો. જો કે રાજા યમસવરને બીજા પણ પાંચસો પુત્રો હતા, છતાં આજનો પુત્ર જન્મોત્સવ અજોડ હતો. રાજાએ દાનનો ઝરો વહેવડાવ્યો. ભૂખ્યાને ભોજન અને કપડાં વિનાના માણસોને કપડાં આપીને સંતુષ્ટ કર્યાં. પુત્રની ખુશાલીમાં રાજા યમસંવરે કેદીઓને પણ છોડી મૂકયા.

'આ બાળક દુશ્મનો પર વિજય મેળવે.' એવી શુભ કામનાની સાથે વિદ્યાધર રાજા યમસંવરે બાળકનું નામ 'પ્રદ્યુમ્નકુમાર રાખ્યું'. પ્રદ્યુમ્નકુમારનું લાલન-પાલન પાંચ ધાવના રક્ષણ નીચે થવા લાગ્યું. કનકમાલા માટે તો પ્રદ્યુમ્ન ચિંતામણિ રત્ન જેવો હતો. પ્રદ્યુમ્નને જે જોતું, તે તેના રૂપ પર ન્યોછાવર થઈ જતું. પ્રદ્યુમ્ન એવો નસીબદાર હતો કે જન્મતાં જ તેને વિદ્યાધર દેશનું યુવરાજપદ મળી ગયું હતું.

કર્મની ગતિ અત્યંત કઠોર છે. દરેક પ્રાણી પોતાના શુભાશુભ કૃતકર્મોનું ફળ ભોગવ્યા વિના છુટકારો મેળવતો નથી. પ્રદ્યુમ્ન પુણ્યાત્મા જીવ હતો, છતાં પણ તેનાં પૂર્વ જન્મના અશુભ કર્મોને કારણે તેને માતા–પિતાનો વિયોગ સહન કરવો પડયો. પણ જેવી રીતે અંધકારને પ્રકાશ દૂર કરે છે, તેવી જ રીતે પોતાના પુણ્યના પ્રતાપે પ્રદ્યુમન-કુમાર ક્યાંનો ક્યાં પહોંચી ગયો.

° ° °

રુક્મિણી અને શ્રીકૃષ્ણને આશ્વાસન આપીને દેવ-મુનિ નારદ આકાશમાર્ગે રુક્મિણી પુત્રને શોધવા માટે ચાલી નીકળ્યા. ચાલતા-ચાલતા તે મેરુ પર્વત પર પહોંચ્યા અને પછી ત્યાંથી વિદેહ ક્ષેત્રમાં ચાલ્યા ગયા. નારદજીએ ઉપરથી કેવલી ભગવાન શ્રી સીમન્ધર સ્વામીને ધર્મ-સભામાં બિરાજેલા જોયા. તેમના આનંદનો પાર ના

રહ્યો. નારદજીએ વિચાર્યું : 'મારા સદ્‌ભાગ્યે કેવલી ભગવાનનાં દર્શન થયાં. સંસારનું કોઈપણ રહસ્ય તેમની આગળ છૂપું રહી શકતું નથી. તેઓ તો જન્મજન્માંતરનું રહસ્ય જાણી શકે છે. વાસુદેવ શ્રીકૃષ્ણનો રુક્મિણીથી જન્મેલો પુત્ર અત્યારે ક્યાં છે, તે તેમને પૂછવું જોઈએ. આવો વિચાર કરીને દેવર્ષિ નારદ શ્રી સીમંધર સ્વામીની નજીક ગયા અને તેમને વિધિવત્ વંદન-નમસ્કાર કરીને બેસી ગયા. તે જ વખતે કેવલી ભગવાનનાં દર્શન કરવા માટે વિદેહ ક્ષેત્રનો ચક્રવતી રાજા પણ ત્યાં આવ્યો હતો. અંતર્યામી પ્રભુ નારદજીના મનના વિચાર જાણીને બોલ્યા :

'નારદજી ! તમે રુક્મિણીના પુત્રની શોધ કરવા આવ્યા છો. જે જેવું કરશે, તે તેવું ફળ ભોગવશે. રુક્મિણીએ પૂર્વ જન્મમાં જે પાપ-કર્મ કર્યાં હતાં, તેના પરિણામે જ તેને પુત્ર-વિયોગ સહન કરવો પડયો અને તેના પુત્રએ મનમાં વેરભાવ રાખેલો હોવાથી તેનું હરણ થયું અને તેને મારવાની ચેષ્ટા થઈ પણ તમે ચિંતા ના કરશો. રુક્મિણીનો પુત્ર પ્રદ્યુમન નામથી રાજસુખ ભોગવી રહ્યો છે.'

કેવલી ભગવાનની વાણી સાંભળીને નારદજી ખુશ થયા અને વિદેહ ક્ષેત્રના રાજાને નવાઈ લાગી. તેમણે આતુરતાથી પૂછયું :

'પ્રભુ ! હું એ આખી વાત સાંભળવા આતુર છું. રુક્મિણીના તરતના જન્મેલા પુત્રનું હરણ કોણે કર્યું અને કેમ કર્યું ? તે તેના માતા-પિતાને ક્યારે મળશે ? મહેરબાની કરીને મારી શંકાનું નિવારણ કરો.'

દેવમુનિ નારદ પણ આ બધું જાણવા ઇચ્છતા હતા. તેમના મનની વાત ચક્રવર્તીએ જ કહી દીધી, એટલે તે મૌન રહ્યા. પછી નારદજી કેવલી ભગવાન શ્રી સીમંધર સ્વામીના શ્રીમુખ તરફ જોઈ રહ્યા. મેઘ-ગંભીર વાણીમાં કેવલી પ્રભુએ બંને શ્રોતાઓને સંબોધન કર્યું:

'ચક્રવર્તી અને નારદ ! સંસારના જીવો કેવી રીતે કર્મના બંધનમાં પડે છે અને કેવી રીતે તેનું ફળ ભોગવે છે, એ તમે બંને ધ્યાન રાખીને સાંભળો. આ કથાથી તમારી શંકાઓનું સમાધાન પણ થઈ જશે '

ચક્રવર્તી રાજા અને દેવર્ષિ નારદ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. ભગવાન શ્રી સીમંધર સ્વામી બનેને દૃષ્ટાંત સંભળાવી રહ્યા હતા.

કોસલપુર નામના નગરમાં પદ્મનાભ નામનો રાજા રાજ્ય કરતો હતો. પદ્મનાભની રાણીનું નામ ધારિણી હતું. રાજા-રાણી બંને ઉત્તમ ગુણોથી શોભતાં હતાં. બંને સમ્યક્ત્વી, ધાર્મિક અને શ્રમણોપાસક હતાં.

રાણી ધારિણીના પેટમાં બે સ્વર્ગના જીવોએ પ્રવેશ કર્યો. યોગ્ય સમયે ધારિણીએ બે જોડકાં બાળકોને જન્મ

આપ્યો. મોટા કુમારનું નામ મધુ અને નાનાનું નામ કૈરભ રાખવામાં આવ્યું. મધુ-કૈરભ યુગલ ભાઇની જોડી ખૂબ અનુપમ હતી. એ બંને કુમાર સાક્ષાત યુગલ-મદન જેવા લાગતા હતા બને પ્રતિભાશાળી અને શક્તિશાળી હતા. યોગ્ય સમયે મધુ-કૈરભ બધી વિદ્યા અને સંપૂર્ણ કલામાં પારંગત થયા. તેઓ યુવાન થયા એટલે રાજા પદ્મનાભે અનુકૂળ રાજકન્યાઓ સાથે તે બંનેનું લગ્ન કરી દીધું. હવે બને રાજકુમારો રાજવી સુખ સાથે દાંપત્ય જીવનનો ઉપભોગ કરતા સમય પસાર કરવા લાગ્યાં.

રાજા પદ્મનાભના હૃદયમાં વૈરાગ્યભાવ જાગ્યો, એટલે તેમણે મોટા પુત્ર મધુને રાજમુગટ સોંપ્યો અને નાના પુત્ર કૈરભને યુવરાજપદ આપીને દીક્ષા લીધી. તે પછી મુનિ પદ્મનાભે ઉગ્ર તપ અને કઠોર સંયમનું પાલન કરીને થોડા સમયમાં જ સિદ્ધિપદ પ્રાપ્ત કર્યું.

રાજા મધુ નીતિપૂર્વક કોસલપુરની પ્રજાનું નીતિ-પૂર્વક પાલન કરવા લાગ્યો અને યુવરાજ કૈરભ પણ રાજ કાજમાં મોટાભાઈ મધુને મદદ કરવા લાગ્યો. મધુ-કૈરભ બંને ભાઈ ખૂબ તેજસ્વી હતા. બંનેની જોડી સૂર્ય-ચંદ્રની જેમ શોભતી હતી.

એક વખત રાજા ભીમે કોસલપુર પર આક્રમણ કર્યું. તેના જુલમથી પ્રજા ત્રાહિ-ત્રાહિ પોકારવા લાગી.

જે માણસ કોસલપુર નગરની બહાર જતો તેને રાજા ભીમ પકડીને પોતાના રાજ્યમાં લઈ જતો. ભીમસેનના આ દુષ્ટ કાર્યથી ગુસ્સે થયેલા રાજા મધુ એક મોટું લશ્કર લઈને ભીમનો મુકાબલો કરવા આવ્યો. મધુના પરાક્રમ આગળ ભીમ ટકી શક્યો નહીં. તે ઊભી પૂંછડીએ ભાગ્યો. પણ રાજા મધુ તેના આ દુષ્ટ કાર્યની મજા ચખાડવા માગતા હતા, તેથી પોતાના લશ્કર સાથે તેમણે ભીમનો પીછો પકડયો.

ભીમને હરાવીને મધુએ તેને મુશ્કેટાટ બાંધ્યો. પછી તેણે વારંવાર માફી માગવાને કારણે છોડી મૂકયો. રાજા મધુ જ્યારે પોતાના નગર તરફ પાછો આવતો હતો ત્યારે રસ્તામાં વટપુર નામનું નગર આવતું હતું. વટપુરનો રાજા હેમરથ રાજવી સન્માન સાથે મધુને પોતાના નગરમાં લઈ ગયો અને તેને સત્કારપૂર્વક પોતાના અંગત મહેલમાં રાખ્યો. તે પછી રાજા હેમરથે પોતાની અનુપમ સુંદરી, સાક્ષાત્ ઈન્દ્રાણી જેવી રાણી ઇન્દ્રપ્રભાને કહ્યું :

‘પ્રિયે ! મારા મહેમાન-મિત્ર રાજા મધુને આજે તું તારા હાથે પીરસીને ભોજન કરાવ.’

શંકાશીલ દયાવાળી રાણી ઇન્દ્રપ્રભાએ કહ્યું :

‘સ્વામી ! તમારી આ આજ્ઞા નીતિ વિરુદ્ધ છે. રાજા કોઈનો મિત્ર નથી, કોઇનો દુશ્મન નથી. રાજાને

દુશ્મન બનતાં પણ વાર લાગતી નથી અને મિત્ર બનતાં પણ. રાજાઓની નજર સારી નથી હોતી. ક્યાંક એવું ન બને કે મારું મધુ રાજાની સામે જવું ખરાબ પરિણામ લાવે.'

રાણી ઈન્દ્રપ્રભાની આ ટીકાથી હેમરથને ચીડ ચડી. તેણે ચિડાઈને કહ્યું :

'તને તારા રુપનું મિથ્યા અભિમાન છે. તારા જેવી તો મધુ રાજાને ત્યાં દાસીઓ છે. મારી આજ્ઞાનું પાલન થવું જોઈએ.'

લાચાર બનીને રાણી ઈન્દ્રપ્રભાને રાજા હેમરથની આજ્ઞા માનવી પડી. મધુએ રાણી ઈન્દ્રપ્રભાને જોઈ કે તરત જ પોતાનું ભાન ગુમાવી બેઠો પણ પોતાના મનની લાગણી દબાવીને તે ભારે પગલે પોતાના નગરમાં પાછો ફર્યો. મહેલમાં આવીને તે બેચેન બનીને રહેવા લાગ્યો. તેને તો ફક્ત એક જ ચિંતા હતી કે કોઈ પણ રીતે ઈન્દ્રપ્રભા મારી અંકશાયિની બને. જો ઈન્દ્રપ્રભા મને નહીં મળે, તો મારું જીવન નષ્ટ થઈ જશે.

મધુનો મંત્રી અત્યંત ચતુર, નીતિજ્ઞ અને રાજભકત હતો. રાજાના મનની વાત જાણીને તેણે કહ્યું :

'મહારાજ! રાજા ભીમ ખૂબ ઘાતકી અને હિંમત વાળો છે. તમારા હાથે હાર્યો હોવા છતાં તે ફરી ચડાઈ

કરી શકે છે. વારંવાર હારવા છતાં દુષ્ટ લોકો પોતાની દુષ્ટતા છોડતા નથી. તેથી આ સમય તો વીરતાના રંગે રંગવાનો છે. વીર રસનો વિરોધી શૃંગાર રસ જો તમારા હૃદયમાં સ્થાન લેશે તો શત્રુનો મુકાબલો કેવી રીતે થશે ? તમારા જેવા પ્રતાપી માટે તો ઇન્દ્રપત્ની ઈન્દ્રાણી પણ દુર્લભ નથી, તો પછી હેમરથની પટરાણી ઈન્દ્રપ્રભાની શી વિસાત છે ? એ કામ તમે મારા પર છોડો. અત્યારે તો યુદ્ધના દેવને આહવાહન આપો.'

મંત્રીના ઉપરોક્ત કથનથી એક તો મધુ રાજાને પોતાની તાત્કાલિક ફરજનું ભાન થયું અને તેને ઈન્દ્રપ્રભાને મેળવવાનું આશ્વાસન પણ મળ્યું. તેથી આ બંને બાબતમાં તે નિશ્ચિંત બન્યો. થોડો સમય વીત્યા પછી, જ્યારે યુદ્ધની શંકા દૂર થઈ ત્યારે મધુનું મન ફરીથી બેચેન બન્યું. તેણે મંત્રીને વટપુર આવવા માટે કહ્યું. મંત્રી મધુ રાજાને લઈને વટપુર જવા નીકળી પડયો અને આમ-તેમ ફેરવીને તેને કોસલપુરમાં જ લાવ્યો. પોતાના નગરને જોઈને મધુ રાજાએ મંત્રીને કહ્યું :

'મંત્રી ! આ રીતે તમે મને ભ્રમમાં શા માટે રાખો છો ? તમે ગમે તેટલું કપટ કરો, પણ ઇન્દ્રપ્રભા વિના હું જીવી શકીશ નહીં. તેના વિના મારું મૃત્યુ થશે તેની ખાતરી રાખજો. જો મને જીવતો રાખવા ઈચ્છતા હો તો મને ઈન્દ્રપ્રભા અપાવી દો.

મંત્રી ગંભીર થઈ ગયો. તેણે રાજાને આગ્રહભરી વાણીમાં કહ્યું :

'મહારાજ! પરસ્ત્રીગમન એ અત્યંત તિરસ્કૃત, અને પાપપૂર્ણ છે. ઈતિહાસ ખોલીને જુઓ, જે કોઈએ પરસ્ત્રીગમનની ચેષ્ટા કરી છે તેના બંને લોક બગડયા છે. એવા માણસો બંને લોક ખોઈ બેસે છે.

'પ્રજારક્ષક!' જેવો રાજા તેવી પ્રજા' ને ધ્યાનમાં રાખીને વિચાર કરો કે, જો રાજા આદર્શ નહીં હોય તો તેની પ્રજા કુમાર્ગે જ જશે. નરનાથ! બુદ્ધિશાળી પુરુષોએ પરસ્ત્રીગમન નહીં કરવું જોઈએ. તેનાથી અનેક પ્રકારનાં દુ:ખ ઉદ્‌ભવે છે. આ એક એવું સત્ય છે કે, જેમાં સહેજ પણ શંકા કરવી જોઈએ નહીં.

'સ્વામી! મારી પ્રાર્થના છે કે તમે આ ખરાબ વિચારને તરત જ તમારા મનમાંથી કાઢી નાખો અને તમારા સિદ્ધિ મેળવેલા પિતા શ્રી રાજર્ષિ પદ્મનાભની કીર્તિ અખંડ રાખો.'

કામાંધ પુરુષની આંખ પર એવો પડદો પડી જાય છે કે, નીતિ-વિવેકની વાતો તેને ઝેર જેવી લાગે છે. મંત્રીની ધાર્મિક વાતોની મધુ રાજા પર કોઈ અસર પડી નહીં. તેણે મંત્રીની વાત સાંભળી ના સાંભળી કરી નાખી. તેણે કહ્યું :

'મંત્રી ! ગમે તેમ હોય. હું ઇન્દ્રપ્રભાને મેળવીને જ જંપીશ. મારા પ્રાણ ભલે જાય, પણ ઈન્દ્રપ્રભાને છોડી નહીં શકું.'

મધુની આવી અવિવેકી દૃઢતા જોઈને મંત્રી ચુપચાપ પોતાને ઘેર ચાલ્યો આવ્યો. આ તરફ મધુ રાજા પોતાની ઈચ્છા પૂર્ણ કરવા માટે યોજના બનાવવા લાગ્યો.

થોડાક જ દિવસો પછી કોસલપુર નગરમાં વસંતોત્સવનો તહેવાર આવ્યો. રાજા મધુએ વસંતોત્સવના તહેવાર નિમિત્તે વટપુરના રાજા હેમરથને પત્ની સાથે આવવાનું આમંત્રણ આપ્યું અને સાથે આગ્રહ પણ કર્યો. મધુ રાજાનું નિમંત્રણ મળતાં જ રાણી ઇન્દ્રપ્રભાને શંકા થઈ, પણ કમનસીબે રાજા હેમરથે રાણીની વાત પર ધ્યાન આપ્યું નહીં. તે રાણી ઈન્દ્રપ્રભાને લઈને કોસલપુર આવી ગયો.

ઊંચામાં ઊંચા વિચારવાળા માણસનું પણ એક ક્ષણમાં પતન થાય છે. એ જ રીતે નીચે પડેલા માણસને ઉપર આવતાં વાર નથી લાગતી. પતિના વારંવારના તિરસ્કાર અને ઉપેક્ષાથી રાણી ઈન્દ્રપ્રભા પોતાના પ્રતિવ્રતા ધર્મથી ડગી ગઈ. તે મધુ રાજાના રૂપ અને વૈભવથી આકર્ષાઈને તેની બની ગઈ. મધુએ ઇન્દ્રપ્રભાને થોડા દિવસ કોસલપુરમાં રાખવાનો આગ્રહ કરીને રાજા હેમરથને વિદાય આપી. રાણી ઈન્દ્રપ્રભાએ પણ કટાક્ષમાં રાજા

હેમરથને કહ્યું :

'સ્વામી ! મારું મન થોડા દિવસ અહી રહેવાનું ચાહે છે. થોડા દિવસ પછી હું વટપુર આવીશ. ચિંતા કરવા જેવું કંઇ નથી, મારા જેવી તો અહીં દાસીઓ છે.'

ભોળા અને સરળ હૃદયના રાજા હેમરથને રાણી ઇન્દ્રપ્રભાનાં મર્મવચનો સમજાયાં નહીં અને ઇન્દ્રપ્રભાને કોસલપુરમાં રાખીને તે વટપુર પાછો ફર્યો.

મધુએ ઇન્દ્રપ્રભાને પોતાની પટરાણી બનાવી દીધી. બંને પામર જીવ ઇન્દ્રિય–સુખના ભોગમાં સ્વર્ગના આનંદની કલ્પના કરવા લાગ્યાં. જ્યારે ઘણો સમય વીતી ગયો ત્યારે રાજા હેમરથ ચિંતિત અને શંકાશીલ બન્યો. તેણે એક ગુપ્ત દૂત કોસલપુર મોકલ્યો અને વસ્તુસ્થિતિની જાણકારી મેળવી. ઇન્દ્રપ્રભા અને મધુ રાજાનું આવું અનિષ્ટ આચરણ સાંભળીને હેમરથ મોહને કારણે મુંઝાઈ ગયો અને હા પ્રિયા ! હા ઇન્દ્રપ્રભા !' બોલતો કોસલપુર આવી પહોંચ્યો. કોસલપુરની ગલીઓમાં ફરતા અને 'હા પ્રિયા ! હા પ્રિયા !' બોલતા હેમરથને બધાએ ગાંડો ગણી કાઢયો અને કોઈએ તેને કંઇ પણ કહ્યું નહીં. છેવટે તે જ્યારે રાજમહેલની નીચેથી પસાર થયો ત્યારે ઇન્દ્રપ્રભાએ તેને જોઈ લીધો અને એક દાસી દ્વારા હેમરથને પોતાની પાસે બોલાવડાવ્યો. રાજા હેમરથની આ દશા જોઈને

ઇન્દ્રપ્રભાને પોતાની જાત પર ખૂબ તિરસ્કાર આવ્યો. તેણે પોતાની જાતને ધિક્કારી, પણ જે બની ગયું હતું, તેને કેવી રીતે ટાળી શકાય ? તેથી રાણી ઇન્દ્રપ્રભાએ વિચાર્યું : 'હવે ફરીથી વટપુર પાછા ફરવું તે વધારે ખરાબ ગણાશે. હવે હું તેમને યોગ્ય પણ ક્યાં રહી છું ? હવે કયા મુખે હું તેમને પ્રાણનાથ કહીશ ?' આગળ–પાછળની બધી વાતો પર વિચાર કરીને મધુ રાજાની કહેવાતી આ પટરાણી ઇન્દ્રપ્રભાએ હેમરથને કહ્યું :

'મેં તમને વારંવાર સમજાવ્યા હતા, પણ તમે મારી એક પણ વાત સાંભળી નહીં. તમારી નજરોમાં તો હું એટલી બધી નીચી કક્ષાની હતી કે, તમે મને મધુ રાજાની દાસીનો દરજ્જો આપ્યો. હવે તો જે થવાનું હતું તે થઇ ગયું. મને હવે મધુ રાજાની દાસી જ સમજી લો. મને ભૂલી જવામાં જ તમારી ભલાઇ છે. આ જૂઠા અને માયાવી સંસારમાં નથી કોઇ કોઈનું પ્રિય, કે નથી કોઈ કોઈની પ્રિયા હવે તો સીધા વટપુર ચાલ્યા જાઓ. મધુ રાજા જોઇ જશે તો સારું પરિણામ નહીં આવે.'

પ્રેમ કરવામાં અને બદલો લેવામાં સ્ત્રી બહુ કઠોર હોય છે. જો સ્ત્રી સારી ના મળે તો પુરુષને તત્ત્વજ્ઞાન તો જરૂર મળે છે. ઇન્દ્રપ્રભાની મોં ફેરવી લેવા જેવી વાત સાંભળીને હેમરથનું મન જાગી ગયું અને સંસારની અસારતા તથા મોહની મશ્કરી તેની આંખો સામે નાચવા

લાગી. હેમરથને તત્ત્વનું જ્ઞાન થયું અને રાજપાટ છોડીને વનમાં જઈને તપસ્વી બની ગયો.

રાજા મધુ રાત–દિવસ ઈન્દ્રપ્રભાના ખોળામાં જ પડી રહેતો હતો. રાજકાજની સંભાળ રાખવાનું તેણે લગભગ છોડી દીધું હતુ. એક દિવસ મહામંત્રીના ખૂબ આગ્રહથી રાજા મધુ દરબારમાં ગયો. તે જ વખતે નગર-રક્ષક એક વ્યભિચારી પુરુષને પકડી લાવ્યો. તે અપરાધીએ પરસ્ત્રીગમન કર્યું હતું. પરદારાગમનના ગુનાસર રાજા મધુએ તેને મોતની સજા ફરમાવી. મધુ રાજાનો આ ન્યાય નિર્ણય જોઈને રાણી ઈન્દ્રપ્રભા ધ્રૂજી ઊઠી. તેણે મધુ રાજાને પૂછયું :

'મહારાજ ! જે પાપીએ પરસ્ત્રીની આબરુ લૂંટીને વ્યભિચાર કર્યો, તેને તમે મોતની સજા ફરમાવી. મહેર-બાની કરીને મને એ જણાવો કે એ પાપીમાં અને તમારામાં શો તફાવત છે! બસ, એક જ તફાવત છે કે, તમે રાજા છો, શક્તિશાળી છો અને તે એક સામાન્ય માણસ હતો. તમારી જાત તરફ નજર રાખીને પણ તમારે તેને છોડી દેવો જોઈતો હતો અથવા તો ન્યાયના રક્ષણ માટે તમારી જાતને પણ સજા કરવી જોઈતી હતી.'

ઈન્દ્રપ્રભાની વાણી કઠોર હતી. મધુ રાજાના આત્મા પર સત્ય રુપી હથોડીનો ઘા થયો. તે આ શબ્દોથી પ્રભા-વિત થયો. તેને લાગ્યું કે ઈન્દ્રપ્રભા મારી ઉદ્ધારક છે.

તેણે મને જાગૃત કર્યો છે. હું પણ પરસ્ત્રીભોગનું પ્રાયશ્ચિત્ત કરીશ મહામંત્રીએ જે કહ્યું હતું, તે સાચું જ હતું. પણ તે વખતે મને સમજાયું નહીં. હવે મારી આંખો પરથી પડદો હટી ગયો છે.

આ પ્રમાણે આત્મદર્શન કરતો મધુ રાજા ઊભો થઈ ગયો. તેના નસીબે એક મુનિ કોસલપુરમાં પધાર્યા. મુનિનું આગમન સાંભળીને મધુ રાજા તેમની ધર્મસભામાં ગયો. અને મુનિનો ઉપદેશ સાંભળીને પાછો ફર્યો. બીજા દિવસે મધુ રાજા પોતાના નાના ભાઈ કૈરભને લઈને મુનિ-વંદના કરવા ગયો. મુનિના બોધથી બંને ભાઈઓને જ્ઞાન થયું. મધુ રાજાએ રાજસિંહાસન પોતાના પુત્રને સોંપી દીધું અને મધુ અને મધુકૈરભ-ભાઇની જોડી દીક્ષા ધારણ કરીને મુનિ બની ગઈ.

મધુ જેટલો નીચે પડયો હતો, એટલા જ ઊંચે આવવામાં તેને વાર લાગી નહીં. રાત-દિવસ ભોગમાં મગ્ન રહેનારો રાજા મધુ હવે મુનિના રૂપમાં યોગમાં મગ્ન બની ગયો અને શુદ્ધ સંયમનું પાલન કરીને બારમા દેવલોકમાં દેવ બન્યો.

રાણી ઈન્દ્રપ્રભાને પણ પોતાના આચરણથી ખૂબ દુઃખ થયું. તેથી તેણે પણ દીક્ષાનો સ્વીકાર કરી ચરિત્રનું પાલન કર્યું અને માનવ-ભવ પૂરો કરીને દેવભવ મેળવ્યો.

આટલી કથા સંભળાવ્યા પછી કેવલી ભગવાન શ્રી સીમન્ધર સ્વામીએ નારદ અને ચક્રવર્તીને ફરીથી કહ્યું :

'નારદ અને ચક્રવર્તી ! દેવલોકનાં અનુપમ સુખ ભોગવ્યા પછી પૂર્વ કરેલાં પુણ્યના પ્રભાવથી મધુદેવનો જીવ જ રુકિમણીના ગર્ભમાં આવ્યો અને વાસુદેવ શ્રી કૃષ્ણનો આત્મજ બનીને દ્વારકામાં અવતર્યો. પૂર્વ જન્મમાં તેણે તપ-સંયમનું આચરણ કર્યું હતુ. તેથી આ ભવમાં તેને વિપુલ વૈભવ મળશે અને અંત સમયે તે સંયમનું પાલન કરીને મોક્ષ મેળવશે.

'મધુના ભાઈ કૈરભ મુનિએ પણ દેવભવ પ્રાપ્ત કર્યો હતો. કૈરભ દેવનો જીવ કૃષ્ણની ત્રીજી પટરાણી જાંબવંતીની કૂખે ઉત્પન્ન થશે. પૂર્વ જન્મના ભ્રાતૃ-પ્રેમને કારણે તે રુકિમણી-પુત્રનો મિત્ર બનશે.'

આટલી વાત કહ્યા પછી કેવલી પ્રભુ આગળની વાત કહેવા લાગ્યા :

'ઈન્દ્રપ્રભા દેવીનો જીવ વિદ્યાધરની શ્રેણીમાં જન્મ લઈ ચૂકયો હતો. પૂર્વ જન્મની ઈન્દ્રપ્રભા અત્યારે મેઘકૂટ નગરના રાજા યમસંવરની પટરાણી કનકમાલા બની છે. પૂર્વ જન્મનાં પુણ્યને કારણે તે પોતાની પાંચસો શોકની શિરોમણિ છે અને દેવ જેવું રાજસુખ ભોગવી રહી છે. વિદ્યાધર રાજા યમસંવર તેને પ્રાણથી પણ અધિક ચાહે છે.

'વટપુરનો રાજા હેમરથ, જંગલમા જઈને તપસ્વી તો થઇ ગયો, પણ તેના મનમાંથી મધુ રાજા પ્રત્યેની દુશ્મનાવટ દૂર ના થઈ. તેથી વેરની લાગણી સાથે તેણે જીવ છોડયો અને મરીને અસુરકુમાર દેવ બન્યો. તે અસુરદેવનું નામ ધૂમકેતુ છે.

'નારદ ! જે દિવસે મધુદેવના જીવે રુકિમણીના પેટે જન્મ લીધો તેની છઠ્ઠી રાત્રે હેમરથનો જીવ અસુ-રદેવ ધૂમકેતુ પોતાના વિમાનમાં બેસીને કયાંક જઈ રહ્યો હતો. તેનું વિમાન રુકિમણીની મહેલની ઉપરથી જેવું પસાર થયું કે તરત જ અટકી ગયું. વિમાનને અટકી ગયેલું જોઈને ધૂમકેતુ ચમકી ગયો. તેણે અવધિ જ્ઞાનથી વિમાનના રોકાવાનું કારણ જાણ્યું તો તેને ખબર પડી કે મારા પૂર્વ જન્મના દુશ્મન મધુએ અહીં જન્મ લીધો છે તેને મારીને, હું મારા વેરનો બદલો લઇશ. તેણે મારી પ્રિયા ઇન્દ્રપ્રભાથી મારો વિયોગ કરાવ્યો હતો. હું પણ સદાને માટે તેની માતાથી તેનો વિયોગ કરાવીશ.

'ચક્રવર્તી ! ધૂમકેતુને બધી જૂની વાતો યાદ આવી ગઈ. ગુસ્સાને કારણે તેનું લોહી તપી ગયું. ધૂમકેતુએ પોતાની રાક્ષસી માયાથી રુકિમણી પુત્રનું હરણ કર્યું. કોઈને પણ ખબર ના પડી કે રૂકિમણીના પુત્રનું હરણ કોણે કર્યું અને કયારે કર્યું ? ધૂમકેતુ રુકિમણી કુમારને લઈને ઉડી ગયો અને વૈતાઢય પર્વતની એક ઝાડીમાં પટકીને બોલ્યો :

'રે દુષ્ટ ! હવે તું તારાં કર્મનું ફળ ભોગવ. પહેલાં તું સમર્થ હતો, હવે તું મુઠ્ઠીમાં છે. આમ કહીને રાક્ષસ ધૂમકેતુએ એક ભારે પથ્થરથી બાળકને દબાવી દીધો અને એમ વિચારીને ચાલવા માંડયો કે હવે થોડી જ વારમાં તે મરી જશે. પણ તે બાળકના પુણ્ય-પ્રતાપે બાવન હાથનો ભારે પથ્થર એટલો બધો હલકો બની ગયો કે, તે તેના શ્વાસોચ્છવાસથી હાલવા લાગ્યો. રુક્મિણી કુમારનાં પુણ્યોથી આકર્ષાઈને વિદ્યાધર રાજા યમ-સંવર અને તેની રાણી કનકમાલા વિમાનમાં બેસીને તે ઝાડી પરથી પસાર થયા. કુતૂહલ જાગવાને કારણે યમ સંવરે પોતાનું વિમાન નીચે ઉતાર્યું અને તે બાળકને

૧ વૈદિક ગ્રંથો પ્રમાણે પ્રદ્યુમનનો જીવ પૂર્વજન્મમાં કામદેવ હતો. તપનો ભંગ કરાવીને મોહ-જાગૃતિ પેદા કરાવવાના ગુનાને કારણે શિવે તેને બાળીને ભસ્મ કરી નાંખ્યો હતો. તેણે જ રુક્મિણીના ગર્ભમાં જન્મ લીધો. શંબર નામનો રાક્ષસ તેને ચોરી ગયો અને મારી નાખવાના ઇરાદે સમુદ્રમાં ફેંકી દીધો. પણ તે કોઈ માછલીના પેટમાં જઈને પડયો. માછીમારે તે જ માછલી શંબર રાક્ષસના રસોઈયાને ભેટ આપી. માછલીના પેટમાંથી બાળક નીકળ્યું. રતિએ, જે પૂર્વજન્મમાં કામદેવની પત્ની હતી, શંબરને ત્યાં દાસી બનીને પ્રદ્યુમનને બધી વિદ્યાઓમાં પારગત બનાવ્યો. છેવટે પ્રદ્યુમન શંબરનો વધ કરીને રતિની સાથે લગ્ન કરીને દ્વારકા પાછો આવ્યો.

પોતાનો જ પુત્ર ગણીને મેઘકુટ નગરમાં લઈ આવ્યો. રાજા યમસંવરે રુકિમણીના પુત્રને કનકમાલાનો ગૂઢ ગર્ભસ્થ પુત્ર જાહેર કર્યો.

'નારદ! એ બાળકનું નામ પ્રદ્યુમ્ન રાખવામાં આવ્યું છે. અત્યારે પ્રદ્યુમ્નકુમાર પાંચ ધાવના સંરક્ષણ નીચે પોષણ મેળવી રહ્યો છે. પુણ્યાત્મા જીવ છે.'

આટલી વાત સંભળાવીને શ્રી સીમંધર સ્વામી મૌન થઈ ગયા. તે વખતે વિદેહ ક્ષેત્રના ચક્રવર્તીએ પ્રશ્ન પૂછયો :

'પ્રભુ! શું પ્રદ્યુમ્નકુમાર હવે યમસંવરનો પુત્ર બનીને મેઘકુટ નગરમાં જ રહેશે? શું તે પોતાના અસલ માતા–પિતા રુક્મિણી કૃષ્ણ પાસે ફરી પાછો નહીં આવે? આવશે, તો કયારે આવશે?'

ચક્રવર્તીના પ્રશ્નોનો જવાબ આપતાં શ્રી સીમંધર સ્વામીએ કહ્યું :

'ચક્રવર્તી! અનેક સિદ્ધિઓ, વિદ્યાઓ અને દૈવી શસ્ત્રો મેળવીને સોળ વરસ પછી પ્રદ્યુમ્ન દ્વારકા પાછો આવશે, તે પહેલાં નહીં. સોળ વર્ષ પછી તેને પોતાના જન્મનું રહસ્ય જાણવા મળશે, તે વખતે રાણી કનકમાલા અને રાજા યમસંવર તરફથી તેને તિરસ્કાર મળશે અને તે દ્વારકા ચાલી નીકળશે.'

ચક્રવર્તીની શંકાનું સમાધાન થઈ ગયું. હવે દેવર્ષિ નારદે પ્રશ્ન પૂછ્યો :

'પ્રભુ ! પૂર્વ જન્મના વૈરનાં કર્મ-બંધનને કારણે પ્રદ્યુમ્નકુમારનું હરણ થયું. પણ મહારાણી રુકિમણીએ પૂર્વજન્મમાં એવું કયું પાપ કર્યું હતું, જેથી તેને સોળ વર્ષ સુધી પુત્રવિયોગ સહેવો પડશે ?'

નારદના પ્રશ્નનો જવાબ આપતાં શ્રી સીમંધર સ્વામીએ કહ્યું :

'નારદ ! કૌશામ્બી નગરીમાં રાજા મહીશ્વર રાજ્ય કરતો હતો રાજા મહીશ્વરની રાણીનું નામ હતું મોહિની. રાજા-રાણી વચ્ચે અતૂટ પ્રેમ હતો બંને સુખમાં જીવન પસાર કરતાં હતાં. એક વખત રાજા મહીશ્વર અને રાણી મોહિની સુંદર રથ પર બેસીને કૌશામ્બીના રાજબગીચામાં પહોંચ્યાં. વસંત ઋતુનો સમય હતો. પશુ-પક્ષી, વૃક્ષ, વેલ બધાં જ મદનમય બની ગયાં હતાં. રાજા-રાણી બંને વનમાં કિલ્લોલ કરવા લાગ્યાં. એક હોજમાં રંગ ભરાવીને તેમણે ફાગ ખેલ્યો. બંનેનું તન-મન પ્રેમ રંગે રંગાયું હતું. રંગમાં તરબોળ રાજા-રાણી હાથમાં હાથ ભેરવીને વનમાં ફરવા લાગ્યાં. વનમાં એક જગ્યાએ મોરનીનાં બે ઈંડાં પડેલાં હતાં કુતૂહલવશ થઈને રાણી મોહિનીએ એક ઈંડું ઉઠાવી લીધું. રાણીને ઈંડું ઉઠાવતી જોઈને ઝાડ પર બેઠેલી મોરની કરુણ રુદન કરવા લાગી. મોરનીના કરુણ

રુદનથી દ્રવિત થયેલી રાણીએ ઇંડુ એની જગ્યાએ મૂકી દીધુ. પણ તેના હાથમાં લાગેલા રંગથી તે ઇંડું રંગાઇ ગયું. ઇંડું ત્યાં મૂકીને રાજા-રાણી આગળ ગયા. મોરની પોતાનાં ઇંડાં પાસે આવી પણ રંગીન ઇંડાને તે પારકું સમજી બેઠી અને એક જ ઇંડાને સેવવા લાગી. તે જ વખતે વરસાદ પડયો. વરસાદથી ઇંડાનો રંગ ધોવાઇ ગયો અને ઇંડું મૂળ રંગનું થઇ ગયું. હવે મોરની પોતાના બીજા ઇંડાને ઓળખી ગઇ અને તેણે બંને ઇંડાંને સેવ્યાં.

નારદ ! મોહિનીને કારણે મોરનીને સોળ ઘડી સુધી પોતાના ઇંડાથી દૂર રહેવું પડયું. તે પાપ-કર્મના બંધનને કારણે બીજા જન્મમાં રુક્મિણી બનેલી મોહિનીને સોળ વર્ષ સુધી પુત્રનો વિયોગ સહન કરવો પડશે.

'આ સંસારમાં દરેક પ્રાણી કર્મનું ફળ જ ભોગવે છે. ઠઠ્ઠા મશ્કરીમાં કે કુતૂહલને કારણુ કરેલાં કર્મથી પણ માણસ બંધનમાં પડે છે. માણસને એ સમજાતું નથી, પણ તેને તે ભોગવ્યા વિના છુટકારો મળતો નથી.

'નારદ ! સોળ ઘડીના અંતરાયને કારણે કુમાર પ્રદ્યુમન સોળ વર્ષ પછી સોળ લાભ મેળવીને પોતાનાં માતાપિતાને મળશે. જ્યારે પ્રદ્યુમનના મળવાનો સમય થશે ત્યારે સુકા સરોવર પાણીથી ભરાઇ જશે. સુકા ઝાડ લીલાં અને મીઠાં ફળના ભારથી નીચાં નમી જશે. કુમારને જોતાં

જ રુકિમણીના સ્તનનો દૂધ–સાગર હિલોળા લેશે. એ લક્ષણોથી જ જાણી જજો કે, કુમાર પ્રદ્યુમનનો દ્વારકા આવવાનો સમય થઈ ગયો છે.

કેવલી ભગવાન શ્રી સીમંધર સ્વામીને નમસ્કાર-વંદન કરીને નારદજી આકાશમાર્ગે દ્વારકા આવ્યા. તેમના ચહેરાની પ્રસન્નતા જોઈને જ યાદવેન્દ્ર અને રુકિમણી સમજી ગયાં કે, જરૂર કંઈક સારા સમાચાર સાંભળવાના મળશે. તે પછી નારદજીએ કહ્યું :

'મહારાણી રુકિમણી અને મહારાજ શ્રી કૃષ્ણચંદ્ર ! હવે ચિંતા કરવાની જરૂર નથી. તમારો પુત્ર પ્રદ્યુમન નામથી પોતાના પાલક માતા–પિતા રાણી કનકમાલા અને વિદ્યાધર રાજા યમસંવરના મહેલની શોભા વધારી રહ્યો છે. સોળ વર્ષ પછી સોળ લાભ મેળવીને પ્રદ્યુમન કુમાર દ્વારકા પાછા ફરશે.'

તે પછી નારદજીએ શ્રી સીમંધર સ્વામીએ કહેલી આખી વાત રુકિમણી કૃષ્ણને સંભળાવી. કર્મ ભોગના અટલ નિયમને જાણીને બંનેનું દુઃખ દૂર થયું. આશાના સહારે માણસ ઘણો લાંબો સમય પણ પસાર કરી શકે છે. જીવનમાં આશા જ ના હોય તો જીવનનું બધું આકર્ષણ જ સમાપ્ત થઇ જાય. મહારાણી રુકિમણી પણ પુત્ર મિલનની આશામાં સોળ વર્ષ વીતી જવાની રાહ જોવા લાગ્યાં. રુકિમણીને સોળ વર્ષ પછી સોળ લાભ સહિત

પ્રદ્યુમનના મિલનની આશા હતી. સત્યભામાને આશા હતી કે મોટો થઈને તેનો પુત્ર ભાનુકુમાર કુરુકન્યા ઉદધિકુમારીનું પાણિગ્રહણ કરશે. યમસંવરને આશા હતી કે યુવરાજ પ્રદ્યુમન મોટો થઈને મારા વંશનો વિસ્તાર કરશે. મારી આશાઓને સાકાર કરશે અને રાણી કનકમાલાને આશા હતી કે મારો પુત્ર પ્રદ્યુમન મારી શોકોના પુત્રોનું અભિમાન ઉતારશે અને મને ગૌરવ અપાવશે.

સંસારનો દરેક જીવ આશાના હિંડોળે ઝૂલતા જ જીવનનો આનંદ લે છે.

૩

જે દિવસથી પ્રદ્યુમન રાણી કનકમાલાના ખોળામાં આવ્યો હતો તે દિવસથી રાજા યમસંવરની રાજલક્ષ્મી દિવસે બે ગણી તો રાતે ચાર ગણી વધવા લાગી હતી. અનેક દુશ્મન રાજાઓએ પોતાની જાતે જ યમસંવરની ગુલામી સ્વીકારી લીધી હતી. રાજાને ત્યાં હાથી ઘોડાની સંખ્યા પણ વધતી જતી હતી. પ્રદ્યુમનકુમાર અત્યંત પુણ્યશાળી અને રૂપાળો હતો. પોતાની બાળ ચેષ્ટાઓથી માતા–પિતાને ખુશ કરતો. પ્રદ્યુમન જ્યારે આઠ વર્ષનો થયો ત્યારે રાજા યમસંવરે તેને કલાચાર્ય પાસે વિદ્યાભ્યાસ માટે મોકલ્યો. પૂર્વનાં પુણ્યના પ્રભાવથી પ્રદ્યુમન ટૂંક સમયમાં જ બધી વિદ્યાકલાઓમાં પારંગત થઈ ગયો. ઉત્તમ કલાઓમાં નિષ્ણાત પ્રદ્યુમને રાજનીતિ અને ધર્મનીતિનું જ્ઞાન પણ મેળવ્યું. અઢાર લિપિઓમાં પણ તે

હોશિયાર થઈ ગયો.

કુમાર શસ્ત્ર-શાસ્ત્રોમાં યોગ્ય થઈ ગયો અને યુવાન બની ગયો. હવે તેનાં માતા-પિતાને તેનાં લગ્ન કરવાની ચિંતા થઇ. એટલે તેઓ પ્રદ્યુમનને અનુરુપ રૂપ ગુણુવાળી રાજકન્યાની શોધ કરવા લાગ્યાં. કુમાર પોતાના બળવાન શરીર, કામદેવ જેવું રૂપ અને વિનયી સ્વભાવથી બધાને આકર્ષવા લાગ્યો. એક દિવસ પ્રદ્યુમનકુમારે રાજા યમ-સંવરને કહ્યું :

'પૂજ્ય પિતાજી ! હું મારી શકિત અને સાહસને કસોટીએ ચડાવવા માગું છું. તેથી આપ મને આજ્ઞા આપો કે હું દિગ્વિજય પ્રાપ્ત કરીને તમારી કીર્તિ વધારું.'

પ્રદ્યુમનની હિંમત ભરેલી અને વીરોચિત વાણી સાંભળીને રાજા યમસંવર મનમાં ને મનમાં ખૂબ ખુશ થયો. પણ કુમારની કોમળતા ધ્યાનમાં રાખીને તેણે કહ્યું :

'બેટા ! તું યુવરાજ છે. એક દિવસ તારે જ આ રાજ્યભાર સંભાળવાનો છે. હજુ તો તારા ખાવા પીવાના દિવસો છે. અત્યારથી રાજ્યની જવાબદારીમાં શા માટે પડી જાય છે ? હું તને ઘરની બહાર જવાની આજ્ઞા આપી શકું નહીં.'

પ્રદ્યુમને કહ્યું :

'પિતાજી ! મારે માટે તો યુદ્ધ એ જ રમત છે.

સિંહના બચ્ચા માટે તો હાથીને પછાડવાની જ રમત હોય છે. તમારા જેવા મહાપ્રતાપી વિદ્યાધરનો પુત્ર હોવા છતાં પણ જો મને દિગ્વિજયની તમન્ના ના હોય તો પછી બીજા કોને હોય ? તમે નિશ્ચિંત બનીને મને દિગ્વિજયની આજ્ઞા આપો.'

પ્રદ્યુમનનો ઉત્સાહ જોઈને રાજા યમસંવરે તેને પ્રસ્થાન માટે આજ્ઞા આપી. કુમારે માતાપિતાના આશીર્વાદ લીધા અને પૂરતું લશ્કર લઈને દિગ્વિજય માટે પ્રયાણ કર્યું. પ્રસ્થાન વખતે 'યુવરાજ પ્રદ્યુમનકુમારનો જય'ના અવાજથી આકાશ ગુંજી ઊઠયું. ઘોડાના પગથી ઉડેલી ધુળે સુર્યને પણ ઢાંકી દીધો. હાથીઓની ચીસથી અને પગના અવાજથી પૃથ્વી ડગમગવા લાગી. મેઘકૂટ નગરની સૌભાગ્યવતી સ્ત્રીઓએ દૂધ દહીંથી ભરેલા શુભ કળશ બતાવીને કુમારને શુકન કરાવ્યા. પાયદળનો તો કોઈ છેડો દેખાતો ન હતો.

પ્રદ્યુમનકુમારે એક બાજુથી રાજાઓ પર સંદેશ મોકલાવ્યો કે, કયાં તો વિદ્યાધર નરેશ યમસંવરની ગુલામી સ્વીકારો અથવા અમારી સાથે યુદ્ધ કરો. દીર્ઘદષ્ટિવાળા રાજાઓએ તો યુદ્ધ કર્યા વિના જ પ્રદ્યુમનની ગુલામી સ્વીકારી લીધી અને ઉદાર હૃદયના પ્રદ્યુમને એવા રાજાઓનું રાજ્ય તેમની પાસે જ રહેવા દીધું તેમને માત્ર ગુલામ બનાવીને છોડી મૂકયા.

જે રાજાઓએ પ્રદ્યુમન સાથે યુધ્ધ કર્યું તેમને હાર

આવી પડી.. કુમારે તેમનું રાજ્ય પોતાના રાજ્યમાં ભેળવીને પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો અનેક શક્તિશાળી રાજાઓ ભેગા મળીને પ્રદ્યુમ્નનો સામનો કરવા આવ્યા. પણ યુવરાજ પ્રદ્યુમ્ને તેમને પણ હરાવીને તેમનું રાજ્ય પોતાના રાજ્યમાં ભેળવી દીધું. કુમાર પ્રદ્યુમ્નના અમાપ તેજ, અસાધારણ પરાક્રમ અને અનુપમ યુદ્ધ કુશળતા જોઈને દુશ્મન રાજાઓ ચકિત થઈ ગયા. ચારે બાજુ પ્રદ્યુમ્નની વિજય પતાકા ફેલાઇ ગઈ.

ચારે તરફથી સરહદો પર પ્રદ્યુમ્ને વિજય મેળવ્યો અને દૂર દૂરના પ્રચંડ પરાક્રમી રાજાઓને હરાવીને પોતાના પિતાની કીર્તિમાં અસાધારણ વધારો કર્યો. આ રીતે દિગ્વિજય મેળવીને પ્રદ્યુમ્ન પોતાના નગરમાં પાછો ફર્યો. તેનું લશ્કર પણ બેગણું ત્રણ ગણું થઈ ગયું હતું. યમસંવરે પ્રદ્યુમ્નના આવવાના સમાચાર સાંભળ્યા તેથી અભિમાનથી તેની છાતી ગજ ગજ ફૂલવા લાગી. પોતાના નસીબને વખાણતા રાજા યમસંવર પટરાણી કનકમાલાને કહેવા લાગ્યા :

'પ્રિયે! નીતિકારોએ સાચું જ કહ્યું છે કે, નિર્ગુણી સો પુત્રો નકામા છે પણ એક ગુણી પુત્ર સારો છે. એકલો ચાંદ્ર બધો અંધકાર દૂર કરે છે અને અગણિત તારા પણ કંઈ કરી શકતા નથી. એ જ રીતે સિંહણ એક જ પુત્રને. જન્મ આપીને નિર્ભય બનીને સૂઈ જાય છે.

'પ્રિયે ! પ્રદ્યુમનકુમારે નાની ઉંમરમાં અને ટૂંક સમયમાં જ એવું કામ કરી બતાવ્યું, જે હું અત્યાર સુધી કરી શક્યો નહીં અને ભવિષ્યમાં કરી શકત પણ નહીં. આવા પરાક્રમી રાજાઓ પર વિજય મેળવીને દિગ્વિજય કરવો એ શું સાધારણ કામ છે ?'

રાણી કનકમાલાએ કહ્યું :

'સ્વામી ! હજુ તો શરૂઆત છે. ભવિષ્યમાં કેવાં કામ કરે છે એ જોજો.'

રાણી સાથે વાતો કર્યા પછી રાજા યમસંવર દરબારમાં આવ્યો. તેણે નગરને સજાવવાનો હુકમ આપ્યો. દરેક મકાન પર વિજય–પતાકા ફરકાવવામાં આવી. રત્નજડિત થાંભલા અને મોતીનાં ઝુમ્મરથી રાજમાર્ગ શણગારવામાં આવ્યો. મહામંત્રી તથા બીજા દરબારીઓને લઈને રાજા પુત્રનો સત્કાર કરવા ગયા. નજીક આવીને પ્રદ્યુમન ઘોડા પરથી ઊતર્યો અને પિતાના પગમાં પડી ગયો. રાજાએ તેને ઊભો કરીને પોતાની છાતી સાથે ચાંપી દીધો. જેટલો આનંદ રાજાને પ્રદ્યુમનના જન્મોત્સવ પ્રસંગે થયો હતો, તેનાથી અનેક ગણો વધુ આનંદ આજે આ વિજયોત્સવ પ્રસંગે થયો હતો.

ખૂબ ધામધૂમથી પ્રદ્યુમન નગરમાં પ્રવેશ્યો. વિજયવાજિંત્રો તથા જયઘોષથી રાજમાર્ગ ગુંજી ઊઠ્યો. આખા નગરમાં દિવાળી જેવો ઉત્સવ ઉજવવામાં આવ્યો. કુમારના

ગુણનાં વખાણ કરતાં-કરતાં નગરના લોકો પણ ધરાતા ન હતા. કુમાર પ્રદ્યુમન મુગટ વિનાનો લોકોના હૃદયનો સમ્રાટ બની ગયો હતો.

આનંદથી ઘેલા બનેલા યમસંવરે વિચાર કર્યો કે, જ્યારે જંગલમાં મેં પથ્થર નીચેથી પ્રદ્યુમનને મેળવ્યો હતો, ત્યારે તેને યુવરાજ બનાવવાનો સંકલ્પ કર્યો હતો પણ એ તો મનની વાત હતી, જે અત્યાર સુધી મનમાં જ રહી છે. મારા મનની વાત નગરજનો પણ જાણી લે તો કેવું સારું ! તેથી વિધિ પ્રમાણે બધાની સામે મારે પ્રદ્યુમનનો યુવરાજ-પદ પર અભિષેક કરવો જોઈએ.

રાજાએ પોતાના મનની વાત મહામંત્રીને જણાવી. મંત્રીએ પણ આનંદિત બનીને કહ્યું :

'મહારાજ ! શુભસ્ય શીઘ્રમ ! આવતી કાલે જ આ કામ કરી દો. કુમાર પ્રદ્યુમન બધાંની આંખની કીકી છે અને બધાની આશાનું કેન્દ્ર છે.'

રાજા યમસંવરે નગરજનો સમક્ષ અને પદાધિકારીઓ તથા કુટુંબીજનોની સાક્ષીમાં પ્રદ્યુમનકુમારને યુવરાજ પદ આપવાનો નિશ્ચય કરી દીધો. બીજા દિવસે ધામ-ધુમથી તથા પૂરા આડંબરથી પ્રદ્યુમનને યોગ્ય વિધિથી યુવ-રાજ-પદ આપીને રાજ્યની જવાબદારી તેના હાથમાં સોંપી દીધી.

યુવરાજ પ્રદ્યુમનના સદ્દગુણોની સુવાસ દિવસે દિવસે વધતી જતી હતી. તેની કીર્તિથી નગરના લોકો ખુશ થતા હતા. મેઘકૂટ નગરમાં કેટલાક એવા પણ લોકો હતા કે, જેઓ કુમારની ઈર્ષા કરતા હતા. ઈર્ષ્યાનો અગ્નિ સૌથી વધુ ભયંકર છે. ચિંતાગ્નિથી પણ વિશેષ ઘાતક છે. ચિંતામાં માણસ પ્રયત્નશીલ તો હોય જ છે, પોતાના અભાવને દૂર કરવાનો વિચાર કરે છે. પણ ઈર્ષ્યાળુ તો બીજાનું અનિષ્ટ કરવાની ધુનમાં જ મસ્ત હોય છે. પ્રદ્યુમનના પાંચસો ભાઇ અને પાંચસો અપર માતાઓ તેની કીર્તિ જોઇને બળ્યા કરતાં હતાં. પ્રદ્યુમનની અપર માતાઓ પોતાના પુત્રોને ચડાવ્યાં કરતી :

'કનકમાલા અમારા બધા કરતાં નાની છે, છતાં પણ તે પટરાણી બની ગઇ છે. રાજા તેને પ્રાણથી પણ અધિક ચાહે છે. બેટા ! તમે પણ પ્રદ્યુમન આગળ ફિક્કા પડી ગયા. પ્રદ્યુમન તમારા બધા કરતાં નાનો છે, છતાં પણ આજે તે યુવરાજ છે. આખા નગરના લોકો તેને ચાહે છે. રાજસભા તેના પર કુરબાન છે. યુવરાજનો અધિકાર તો મોટા પુત્રને છે. તમે પાંચસો હોવા છતાં એકનું કંઈ બગાડી શકતા નથી.'

પાંચસો પુત્રોએ આવેશમાં આવીને કહ્યું :

'માતાઓ ! તમે ચિંતા ના કરશો. અમે પ્રદ્યુમનને જડ-મૂળથી સાફ કરી નાંખીશું'. પછી તો તેની માતા

અને તમારી શોક કનકમાલા પણ રડી-રડીને મરી જશે. અત્યાર સુધી અમે કંઇ પણ બોલ્યા નથી પણ હવે પિતાજીનો પક્ષપાત સહન નહીં કરીએ. પિતાજીના ચડાવવાથી જ પ્રદ્યુમન આટલો ચડી ગયો છે, નહીં તો તેની શી તાકાત કે અમારી બરોબરી પણ કરી શકે ? દિગ્વિજય પણ એક પાખંડ છે, કારણ કે દિગ્વિજય તો આપણું વિશાળ લશ્કર અને વીર સેનાપતિઓને કારણે થયો છે. પણ પિતાજીએ તેનો યશ પ્રદ્યુમનને આપ્યો છે '

પોતાના પુત્રોનો ઉત્સાહ જોઇને બધી માતાઓને દિલાસો મળ્યો. પાંચસો કુમાર પ્રદ્યુમનનું અનિષ્ટ કરવા માટે કપટજાળ ગોઠવવામાં લાગી ગયા. સ્પર્ધા કરનાર માણસ હંમેશાં પ્રગતિ કરે છે અને ઈર્ષ્યા કરનાર માણસનું હંમેશા પતન થાય છે. યમસંવરના પાંચસો પુત્રો જો પ્રદ્યુમનની સ્પર્ધા કરત તો તેઓ પોતાના ગુણોનો વિકાસ કરી શકત, પ્રદ્યુમન વધુ શક્તિશાળી બનવાનો પ્રયત્ન કરત. પણ ઈર્ષ્યાનો શિકાર બનેલાં મૂર્ખ પ્રાણીઓ દુ:ખી પ્રાણી છે. જેટલું દુઃખ તેને પોતાના અનુભવથી થાય છે તેનાથી વધારે તો તે બીજાની ખુશીથી દુ:ખી થાય છે. ઇર્ષ્યાળુ લોકો જ્યારે જાતે પ્રગતિ કરી શકતા નથી ત્યારે લોકોની નિંદા કરીને સંતોષ માને છે.

પાંચસો કુમારોએ પ્રદ્યુમનને મારી નાંખવાનો સંકલ્પ કર્યો. સામનો કરીને તો તે પ્રદ્યુમનનું કંઇ પણ

બગાડી શકે તેમ ન હતા, તેથી તેમણે કપટનો આધાર લીધો. કાયર પુરુષો કપટને જ પોતાનું અમોઘ શસ્ત્ર માને છે. પણ પુણ્ય જેનું રક્ષક છે, તે કોઇ પણ જાતના રક્ષણ વિના પણ રક્ષિત છે. જેનું પુણ્ય નાશ પામ્યું છે, અથવા જેણે પુણ્ય મેળવ્યું નથી, તે હજારો રક્ષકોથી રક્ષિત હોવા છતાં પણ નાશ પામે છે.

કપટની ચમકતી ચાદર ઓઢીને એક વખત બધા કુમાર પ્રદ્યુમ્ન પાસે આવ્યા અને બનાવટી વિવેક બતાવીને બોલ્યા.

'ભાઈ પ્રદ્યુમ્ન ! તમે બળવાન, યશસ્વી અને મહાન છો. તમે યુવરાજ છો, તેથી અમારા સ્વામી જેવા છો. અમારા જેવા દાસ પર પણ કૃપા ભાવ રાખજો.'

'શુદ્ધ પ્રેમમાં ખુશામત કે કારણ વગરનાં વખાણની જરૂર નથી હોતી. કપટ-પ્રેમમાં જ વખાણ કરવામાં આવે છે. કુમારોની કપટ વાણીને સરળ હૃદયના પ્રદ્યુમ્ને સાચી જ માની લીધી. તેથી ભ્રાતૃપ્રેમથી અભિભૂત થઇને તેણે પોતાના ભાઈઓને કહ્યું :

'ભાઈઓ ! આપણે બધા સરખા છીએ. આપણામાં કોઈ સ્વામી કે સેવક નથી. ભાઈ-ભાઈમાં તફાવત કેવો ? આજે હું યુવરાજ છું તો એકલો નથી, તમારા બધાનો પ્રેમ પણ તેમાં ભળેલો છે જ. યુવરાજ તો હું પ્રજાને માટે છું, તમારે માટે તો તમારો ભાઈ જ છું.'

પ્રદ્યુમનની વાત સાંભળીને બધા કુમાર ખુશ થઇ ગયા અને હંમેશા તેની સાથે રહેવા લાગ્યા. તે બધા મળીને પ્રદ્યુમનની સેવા કરવા લાગ્યા, તેને પોતાના વિશ્વાસ અને આત્મીયતાના રંગમાં રંગવા લાગ્યા. પ્રદ્યુમનને લઈને ક્યારેક વનમાં ફરવા જતા, ક્યારેક રમતના મેદાનમાં તેની સાથે દડો પણ રમતા. આ બધાની સાથે તેને મારવાના પ્રસંગની પણ રાહ જોતા. તક મળતાં જ પ્રદ્યુમનને ઝેર આપવાનો પણ પ્રયત્ન કર્યો, પણ નસીબ જેનું રક્ષક છે, તેને મારનારો કોણ છે? અરક્ષિતં તિષ્ઠતિ દૈવરક્ષિતં । ઝેરને અમૃત બનતાં વાર નથી લાગતી.

પોતાના ઝેરના પ્રયોગને નિષ્ફળ થયેલો જાણીને પણ પ્રદ્યુમનના ઓરમાનભાઈ પુણ્યની શક્તિને ઓળખી શકયા નહીં. તેઓ બીજા ઉપાયથી તેને મારવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

એક વખત બધા મળીને દૂર જંગલમાં દડો રમવા માટે લઇ ગયા. જંગલમાં રહેલી ગોપુર ગુફા નજીક બધા ભેગા મળીને દડો રમવા લાગ્યા. બનવા કાળ એવો કે પ્રદ્યુમનના ફટકાથી દડો ગોપુર ગુફામાં જતો રહ્યો. પાંચસો કુમારોને વેર લેવાની તક મળી ગઈ. બધા બોલ્યા :

આ અંધારી ગુફામાંથી હવે તો તમે જ દડો લઇ આવો, કારણકે તમારાથી જ દડો ગુફામાં જતો રહ્યો છે.

બધા કુમાર વિચારતા હતા કે ગુફામાં રહેનારો રાક્ષસ આજે તો પ્રદ્યુમનને ચોકક્સ મારી નાખશે. તેમને ક્યાં ખબર હતી, કે પુણ્યના પ્રતાપથી કાંટા પણ ફૂલ બની જાય છે, સિંહ શિયાળ બની જાય છે અને પર્વત માર્ગ આપી દે છે. નિર્ભય વીર પ્રદ્યુમન ગોપુર ગુફામા પેસી ગયો. જેવો તે ગુફામાં આગળ વધ્યો કે તરત જ સાક્ષાત્ યમરાજ રૂપી વિકરાળ રાક્ષસે પ્રદ્યુમનને જોઈને અટ્ટહાસ્ય કર્યું અને બોલ્યો :

'આજે ઘણા દિવસો પછી માણસનો ભક્ષ કરીને મારી ભૂખ શાંત કરીશ. આ જંગલમાં ભૂલથી પણ કોઈ માણસ આવતો નથી. રોજ પ્રાણીઓને જ ખાવાં પડે છે. આજે તો માણસ પોતે જ મારો ભક્ષ બનવા માટે ઘેર આવ્યો છે.'

આમ કહીને રાક્ષસ પ્રદ્યુમન પર તૂટી પડયો. આ તરફ પ્રદ્યુમન પણ ગાંજ્યો જાય તેવો ન હતો. તેણે પણ રાક્ષસને ભિડાવ્યો. પોતાના બાહુબળથી પ્રદ્યુમને રાક્ષસને નીચે પાડી દીધો અને તેની છાતી ઉપર ચડી બેઠો. રાક્ષસને લાગ્યું કે, હવે આ મારો જીવ લઈને જ છોડશે. તેથી ગળગળો બની ગયો અને બોલ્યો :

'હે દૈવી માનવ ! હું તારે શરણે છું. મને છોડી

દે. હું હંમેશા તારો ગુલામ બનીને રહીશ.'

પ્રદ્યુમને રાક્ષસને અભયદાન આપ્યું. બદલામાં રાક્ષસે પ્રદ્યુમનને મંત્ર, રાજમુગટ અને ઘરેણાં ભેટ આપ્યાં. રાક્ષસે આપેલી ભેટ અને દડો લઈ પ્રદ્યુમન બહાર આવ્યો. તેને જોઈને તેના ઓરમાન ભાઈઓના ચહેરા ઉદાસ થઇ ગયા. તેમને પોતાની આંખ પર વિશ્વાસ ના બેઠો. શું વિચાર્યું હતું અને શું થઈ ગયું ? પણ એ બધા હિંમત હારે તેવા ન હતા. પણ બનવા કાળ જ એવો હતો કે તેમની વારંવારની અનિષ્ટ યોજનામાં પ્રદ્યુમનનું સુખ સૌભાગ્ય છુપાયેલું હતું. તેને સોળ લાભ મળવાના હતા. બધા કુમારોએ પ્રદ્યુમનને ખોટેખોટાં અભિનંદન આપ્યાં. તેની તાકાતનાં ખુબ ખુબ વખાણ કર્યાં. તે પછી તેઓ કુમારને એક બીજી ગુફામાં લઇ ગયાં. ત્યાં જઇને તેમણે પોતે જ દડાને ગુફામાં ફેંકી દીધો અને પ્રદ્યુમનને કહ્યું :

'ભાઈ ! આ વખતે પણ દડો તમે લઇ આવો. જો કે દોષ અમારો છે, કારણ કે અમારા હાથે જ દડો ગુફામાં ગયો છે પણ તમે જ એટલા વીર અને શકિતશાળી છો. તમે જ દડો લાવી શકો તેમ છો.'

પ્રદ્યુમન પણ પોતાની કર્મ-પરીક્ષાના પ્રસંગને ટાળવા ઈચ્છતો ન હતો. એટલે તે નીડર બનીને ગુફામાં

ચાલ્યો ગયો. ત્યાં પણ એમ જ બન્યું, જે પ્રથમ ગુફામાં બન્યું હતું. આ ગુફાના રાક્ષસે પ્રદ્યુમનને સુંદર છત્ર, બાદશાહી ચામરની જોડી અને સદા ખિલેલાં રહે તેવાં ફૂલ પહેરાવ્યાં.

મેઘકુટની આજુબાજુનાં પર્વતોનાં જંગલમાં અનેક એવી ગુફાઓ, વન, પર્વત તથા સ્થાન હતાં, જ્યાં જીવનો ખતરો હતો. ત્યાં બધે જ રાક્ષસ દેવો રહેતા હતા. કૌતુક પ્રિય પ્રદ્યુમને પોતે જ પોતાની અપરમાતાના પુત્રોને કહ્યું:

'ભાઈઓ ! આજુબાજુ જેટલી પણ ગુફાઓ અને ભયંકર જગ્યાઓ હોય, ત્યાં મને લઈ જાઓ. તે બધી જગ્યાએ પ્રવેશ કરીને હું મારા કર્મની પરીક્ષા કરીશ અને આ જંગલને નિર્ભય બનાવીશ.'

ભાવતું હતું ને વૈદ્યે કહ્યું. ઓરમાન ભાઈઓ વિચારતા હતા : પ્રદ્યુમન પોતે જ પોતાનું મોત માગે છે. કોઈ ને કોઈ ગુફામાં જરૂરથી તે મરાશે. તેને પોતાની શક્તિનું ખુબ અભિમાન છે. અભિમાની માણસો હંમેશા હારી જાય છે. કોઈ રાક્ષસ જરૂરથી તેનું ગળું દાબી દેશે. તે મૂર્ખાઓ પ્રદ્યુમનના આત્મ-વિશ્વાસને અભિમાન સમજતા હતા.

× × ×

કુમાર ત્રીજી ગુફામાં પણ નીડર બનીને દાખલ થયો. આ ગુફામાં ભયંકર નાગરાજ રહેતો હતો. કુમારને જોતાં જ નાગરાજે ફૂંફાડો માર્યો. તેના ફૂંફાડાથી આખું વાતાવરણ ઝેરી બની ગયું, પણ ચરમ શરીરવાળા પ્રદ્યુમનને કંઈ અસર થઇ નહીં. પોતાના ફૂંફાડાને નિષ્ફળ ગયેલો જાણીને નાગરાજ નવાઇ પામ્યો. તે વિચારવા લાગ્યો: 'જરૂર આ કોઇ દૈવી પુરુષ લાગે છે. જો સામાન્ય માણસ હોત તો મારા ફૂંફાડાથી જ બળીને ભસ્મ થઈ જાત.' તેણે પ્રદ્યુમનને નમન કર્યું અને તેના આકર્ષક રૂપ તથા તેજથી પ્રભાવિત થઇને તેને કીંમતી વસ્ત્રાભૂષણ આપ્યાં, દૈવી સિંહાસન આપ્યું અને બે વિદ્યાઓની ભેટ આપી. પહેલી વિદ્યાના પ્રયોગથી સુંદર મહેલ બંધાઇ જતા અને બીજીથી લશ્કરનું રક્ષણ થતું.

નાગરાજ પાસેથી ભેટ મેળવીને પ્રદ્યુમન બહાર આવ્યો. હવે તે બધાને લઇને ચોથી વખત એક ઊંડી વાવમાં ગયો. પ્રદ્યુમન વાવમાં ઊતરવા લાગ્યો તે વાવમાં મકરધ્વજ નામનો એક રાક્ષસ રહેતો હતો. પ્રદ્યુમનના પુણ્યપ્રતાપે રાક્ષસ મકરધ્વજ તેને જોઈને જ નિસ્તેજ બની ગયો અને મગરના ચિહ્નવાળી એક ધજા આપીને તેણે કુમારનું સ્વાગત કર્યું. આ ધજાને ધારણ કરવાથી પ્રદ્યુમન 'મકરધ્વજ' નામથી પ્રખ્યાત થઈ ગયો.

ચાર વખત નિષ્ફળતા મળ્યા પછી ઓરમાન ભાઈઓ પ્રદ્યુમનને અગ્નિકૂટ નામના પર્વત પર લઈ ગયા. ત્યાં જઈને ઓરમાન ભાઈઓએ શરત રાખી કે, આ વખતે જે દડાની રમતમાં હારી જશે તેને અગ્નિકૂટ પર્વત પર રહેલા અગ્નિકૂંડમાં પ્રવેશ કરવો પડશે. પ્રદ્યુમનને પોતાના ભાગ્યની પરીક્ષા કરવાનો એટલો બધો શોખ હતો કે, તે તેમાં વિલંબ કરતો નહિ. તે બધાના દેખતાં જ અગ્નિ-કૂંડમાં કૂદી પડ્યો. અગ્નિકૂંડનાં દેવે પ્રદ્યુમનનું ખૂબ સુંદર સ્વાગત કર્યું. તેણે ખુશ થઈને કુમારને અગ્નિ-ભેદ્ય સોનાનાં વસ્ત્રોની જોડ આપી. અગ્નિભેદ્ય વસ્ત્રો પહેરનાર પર અગ્નિની કોઈ અસર પડતી નથી.

છઠ્ઠી વખત મેષાકાર કૂટ પર રહેલા દેવે દૈવી કૂંડ-ળની જોડ પ્રદ્યુમનને ભેટ આપી દીધી. સાતમી વખત આંબાના ઝાડ પર રહેલા રાક્ષસે ઉડન ખાટલો આપ્યો. આઠમી વખત ગજાસુર નામના રાક્ષસે વચન આપ્યું કે જ્યારે તમે મને યાદ કરશો ત્યારે હું તમારી મદદમાં હાજર થઇ જઈશ. નવમી વખત એક પર્વત પર રહેલાં રાક્ષસે અશ્વરત્ન, અમોઘ કવચ અને મોહ પમાડનારી વીંટી આપી. દસમી વખત શ્રાવમુખ પહાડના રાક્ષસે રત્નકંઠી અંને કંદોરો આપીને પ્રદ્યુમનને ઉપકૃત કર્યો. અગ્યારમી વખત પ્રદ્યુમનકુમારને પુષ્પ ધનુષ્ય અને જય-

શંખ મળ્યો. બારમી વખત પંકજ વનમાં રહેલા વિદ્યાધરે પોતાની રૂપાળી કન્યાનું લગ્ન પ્રદ્યુમન સાથે કરાવ્યું. વળી રૂપ પરિવર્તનની બે વિદ્યાઓ પણ આપી. એક વિદ્યાથી ઈચ્છા પ્રમાણે રુપ બદલી શકાતું હતું અને બીજી વિદ્યાથી પોતાનાં અનેક રુપ બનાવી શકાતાં હતાં. તેરમી વખત કાલવનના રાક્ષસે પુષ્પ ધનુષ અને બાણ આપ્યાં. તેમાં એક બાણ એવું પણ આપ્યું જેના પ્રયોગથી યુવતીઓમાં કામનો ઉન્માદ પેદા કરી શકાતો હતો, બીજાને દૈવી રૂપ આપી શકાતું હતું અને કામદેવને વશ કરી શકાતો હતો. આ બધી ભેટોથી પ્રદ્યુમન સાક્ષાત્ કામદેવ બની ગયો. તેને 'મદનકુમાર' નામથી ખ્યાતિ મળી. ચૌદમી વખત એક ગુફામાંથી ફૂલની પથારી અને ફૂલનું છત્ર મળ્યું.

આ બધી દૈવી વસ્તુઓ પ્રદ્યુમને તેમના દેવોને હરાવીને તથા નિસ્તેજ બનાવીને મેળવી હતી. મકરધ્વજ અને મદનકુમાર નામથી જાણીતો બનેલો પ્રદ્યુમનકુમાર પુણ્યશાળી જીવ હતો. પુણ્યના પ્રતાપે જ સફળતા તેના પગમાં આળોટતી હતી. પુણ્યાત્મા જીવો આગળ અગ્નિ પણ ઠંડો પડી જાય છે દેવ-રાક્ષસ તેના મદદગાર બની જાય છે. પ્રદ્યુમનકુમાર અથવા મદનકુમારના પાંચસો ભાઈ આદુ ખાઈને તેની પાછળ પડયા હતા. તેમણે તેને મારવાના અનેક પ્રયત્ન કર્યા, પણ તેમના બધા પ્રયત્ન તેને માટે વરદાન બની ગયા. વારંવાર નિષ્ફળ જવા છતાં

પ્રદ્યુમનની અપર માતાના પુત્રોએ તેને ભયંકર રાક્ષસો વચ્ચે મોકલી દીધો. સાક્ષાત્ યમરાજના રુપમાં અનેક રાક્ષસ નૃત્ય કરી રહ્યા હતા. પરંતુ ત્યાંથી પણ પ્રદ્યુમન અનેક ભેટ અને વિદ્યાઓ લઈને પાછો ફર્યો.

પાંચસો કુમાર મન મારીને બેસી રહ્યા. હવે તેઓ બીજા ઉપાયોથી પ્રદ્યુમનને મારવાનું કપટ કરવા લાગ્યા.

પંદરમી વખત કુમાર પ્રદ્યુમનના ઓરમાન ભાઈઓ તેને લઈને મોટા જંગલમાં આવ્યા. આ જંગલ રાક્ષસોનું નિવાસસ્થાન હતું. વળી એટલું બધું ગાઢ અને ભયંકર હતું કે, જે એક વખત તેમાં ફસાયો, તે બહાર નીકળી શકે જ નહીં.

વિપુલ વનમાં નગાજયંતી નામની નદી વહેતી હતી. તેના કિનારે તાડ, દેવદારુ, ચીડ, સીમડો, વડ વગેરેનાં લાંબાં ઊંચાં ઝાડ હતાં. કુમારે જોયું કે એક વડના ઝાડ નીચે એક નવયૌવના કુમારી બેસીને તપ કરે છે એવું લાગતું હતું કે સાક્ષાત્ રતિ જ ત્યાં આવીને બેસી ગઈ છે તેના છૂટા, કાળા, ભરાવદાર વાળ એવા લાગતા હતા જાણે નાગનો સમૂહચંદ્ર મુખના અમૃતનું પાન કરવા બેસી ગયો હોય અથવા મુખરૂપી કમળનું અમૃત પીવા માટે ભમરાનો સમૂહ ભેગો મળીને બેસી ગયો હોય. કુમાર તેની નજીક ગયો. તેને જોઈને કુમારના મનમાં પ્રેમનાં મોજાં ઉછળવા લાગ્યા. સાત્વિક પ્રેમમાં વાસના હોતી નથી પણ શુદ્ધ સંસ્કાર હોય છે. કુમાર તપસ્વિની નવ-યૌવનાને

ઊભો ઊભો જોઈ રહ્યો હતો, તે વખતે એક વિદ્યાધર ત્યાં આવી પહોંચ્યો. તેણે પ્રદ્યુમનને પ્રણામ કર્યા અને પથ્થરના ટુકડા પર બેસવાનો આગ્રહ કર્યો. કુમાર કંઇક પૂછવાનો વિચાર કરતો હતો ત્યાં જ વિદ્યાધર પોતે જ બોલ્યો :

'હે પુણ્યસાગર ! જે જેનું હોય છે તે ભાગ્ય બળે તે પોતે જ તેની પાસે ખેંચાઈ આવે છે. જેને મેળવવા માટે આ કુમારિકા તપ કરી રહી છે, તે આપ જાતે જ અહીં જ આવી ગયા છો.

વિદ્યાધરની આ અનપેક્ષિત વાણીથી કુમારને નવાઈ લાગી. કુમારનો ભાવ-પલટો જોઇને વિદ્યાધરે આગળ કહ્યુ :

'કુમાર ! તેમાં નવાઈ પામવા જેવી કોઈ વાત નથી. વિધિના લેખ તો પહેલેથી નિશ્ચિત જ હોય છે. હું હવે આખી કથા સંભળાવું છું.

વિદ્યાધરનો રાજા પ્રભંજન નગપુરનો અધિપતિ છે. તેની પટરાણીનું નામ છે વાગ્દેવી. આ સુંદરી તેની જ કન્યા છે. એક વખત વિદ્યાધર રાજા પ્રભંજનના દરબારમાં વિદ્વાન જોષી આવ્યા. રાજા પ્રભંજને આ કુમારીના વર બાબતમાં પૂછયું. જવાબમાં જોષીએ જણાવ્યું કે, એક વખત વિપુલ વનમાં પ્રદ્યુમન આવશે અને તે જ આ આ કન્યાના પતિ બનશે. રાજાએ એ બાબતમાં વધુ પૂછપરછ કરી તો જોષીએ પ્રદ્યુમનકુમારના આવવાનો વાર, તિથિ, નક્ષત્ર વગેરે બધુ બતાવી દીધું. પતિ મેળવવાની ઈચ્છાથી આ બાળા તમારી રાહ જોઈ રહી છે. આજે એ શુભ

સંયોગ છે, જે જોષીએ જણાવ્યો હતો. તેથી તમે જ પ્રદ્યુમનકુમાર છો. હવે આ બાળા તમારી જ છે. હવે મારી સાથે નગપુર ચાલો. ત્યાં તમારા બન્નેના લગ્ન સંસ્કાર થશે.

પ્રદ્યુમનકુમાર તે વિદ્યાધર ને બાળા સાથે રાજા પ્રભંજનના રાજમહેલમાં પહોંચ્યો. ખૂબ ધામધુમથી પ્રદ્યુમનનું લગ્ન પ્રભંજનની દીકરી સાથે થયું. પ્રભંજન રાજાના આગ્રહને કારણે પ્રદ્યુમનકુમારે પોતાના સસરાના આતિથ્યનો સ્વીકાર કર્યો. ઘણા દિવસો પસાર થયા છતાં જ્યારે પ્રદ્યુમનકુમાર વિપુલ વનની બહાર આવ્યો નહીં અને પોતાના નગર મેઘકૂટમાં પણ નથી ગયો એમ જાણ્યું ત્યારે તેના ઓરમાન ભાઈઓને ખાતરી થઈ ગઈ કે, પ્રદ્યુમનકુમાર કાળનો કોળિયો બની ગયો. તેમણે પોતાની માતાઓને કહ્યું :

'માતાઓ! આપણા માર્ગનો કાંટો પ્રદ્યુમન હંમેશને માટે ગયો. ઘણી વખત તે મોતના મુખમાંથી બચી ગયો, પણ ક્યાં સુધી ચાલે? અમે એને યમલોક પહોંચાડીને જ દમ લીધો.

પુત્રોની વાતો સાંભળીને તેમની માતાઓ ખૂબ ખુશ થઈ. આ તરફ જયારે પ્રદ્યુમન પાછો ના ફર્યો એટલે રાણી કનકમાલાને ખૂબ ચિંતા થઈ. રાજા યમસંવરે તેને દિલાસો આપ્યો કે, તું ચિંતા ના કરીશ. જેનું ભારે પથ્થરથી પણ રક્ષણ થયું, તે પુણ્યશાળી આત્માનો કોઈ વાળ પણ

વાંકો કરી શકે નહીં કારણ વિના તે ક્યાંય રહેશે નહીં. તેની ચિંતા કરવાની જરૂર નથી. પતિનું આશ્વાસન મળવાને કારણે કનકમાલા નિશ્ચિંત બની ગઈ. છતાં પણ તેને વારંવાર પોતાના પ્યારા પુત્રની યાદ આવ્યા કરતી. પણ હવે ધીરજ રાખ્યા સિવાય બીજો ઉપાય પણ શો હતો?

થોડા દિવસ નગપુર રહ્યા પછી પ્રદ્યુમનકુમારે પોતાના સસરા વિદ્યાધર રાજા પ્રભંજન પાસે ઘેર પાછા ફરવાની રજા માગી. 'બેટીની શોભા તેની સાસરીમાં જ છે. કોઈક ને કોઈક દિવસે તો તેણે પતિને ઘેર જવું જ પડશે' આવો વિચાર કરીને રાજા પ્રભંજને પૂરતી દહેજ અને લશ્કર સાથે પોતાના જમાઈ પ્રદ્યુમન અને પુત્રીને વિદાય આપી. રસ્તામાં ભીમવન આવતું હતું. પ્રદ્યુમને ભીમવનમાં પોતાનો પડાવ નાખ્યો. ભીમવનનો રાજા શકટાસુર નામનો રાક્ષસ હતો. તે પ્રદ્યુમન પર ગુસ્સે થયો. પરિણામે બંને વચ્ચે લડાઈ જામી ગઈ. બંને વચ્ચે થયેલી ભયંકર લડાઈમાં શકટાસુર હારી ગયો. પ્રદ્યુમનકુમાર ક્ષમાવીર હતો. તે ધારત તો શકટાસુરના પ્રાણ લઈ શકત. પણ તેને અભય દાન આપ્યું. પ્રદ્યુમનની વીરતા, ધીરતા અને ગુણોથી પ્રભાવિત થઈને શકટાસુરે તેને હંમેશા દૂધ આપનારી કામધેનુ નામની ગાય અને પુષ્પરથ ભેટ આપ્યો.

' પ્રદ્યુમન પોતાની નવવધૂ સાથે પુષ્પરથ પર બેસીને મેઘકૂટ નગર નજીક આવ્યો. નગરની બહાર રોકાઈને

તેણે પોતાના આગમનના સમાચાર રાજા યમસંવરને પહોંચાડયા. પ્રદ્યુમનના આગમનથી નગરમાં આનંદનો સાગર ઉમટી પડયો. કનકમાલાના આનંદનો તો પાર ન હતો. રાજા યમસંવરે લશ્કર સાથે જઈને પુત્રનું સ્વાગત કર્યું. સૂર્યના ઉદયથી જ્યાં કમળદળ વિકાસ પામે, ત્યાં કમલિની ચીમળાઈ જાય છે. પ્રદ્યુમનની આ આશાતીત સફળતા જોઈને તેના ઓરમાન ભાઈઓ અને ઓરમાન માતાઓ બળીને રાખ થઈ ગઈ. જેનો સ્વભાવ જ બળવાનો છે, તેને ખુશ કોણ કરી શકે ? જળો સ્તન પર ચિટકીને પણ લોહી જ પીએ છે, દૂધ નથી પીતી. ઈર્ષાળુ માણસો હાસ્ય-મજાકના સમયે પણ દુઃખમાં જ ઘોળાયા કરે છે કહેવત છે—

સકલ પદારથ હૈ જગ માંહી ।
કરમહીન નર પાવત નાહી ।।

પ્રદ્યુમનની ઓરમાન માતાઓ અને ઓરમાન ભાઈઓ આવા જ કરમ ફૂટેલા જીવ હતા, જે પ્રદ્યુમન જેવા વીર, ધીર, પરાક્રમી, રુપવાન, વિનયી, વિનમ્ર સ્વજનને મેળવીને પણ દુઃખી હતા.

પોતાની પુત્રવધૂને જોઈને રાણી કનકમાલા અને રાજા યમસવર ખૂબ ખુશ થઈ ગયા. તેમણે ખાસ પ્રકારના ઉત્સવનું આયોજન કર્યું પ્રદ્યુમનને સોળ લાભ મળ્યા તેના આનદમાં રાજાએ આખા નગરને ભોજન કરાવ્યું અને યાચકોને વસ્ત્રાદિ આપીને સંતુષ્ટ કર્યા. આમ તો પ્રદ્યુમનકુમાર પહેલેથી જ શક્તિશાળી હતો, પણ હવે

તો તેની પાસે દૈવી વસ્તુઓ પણ હતી. પ્રદ્યુમ્ને પોતાનાં માતા-પિતાને પોતે મેળવેલી ભેટ બાબતમાં કહ્યું :

'હે પૂજનીય માતા અને પૂજ્ય પિતા ! તમારા બંનેની કૃપાથી મેં અનેક સુર-અસુરોને હરાવ્યા અને તેમની પાસેથી અનેક દૈવી ભેટ તથા વિદ્યાઓ પ્રાપ્ત કરી. રાજમુગટ, મંત્ર, આભૂષણ, છત્ર, શાહી ચામરની જોડ, હંમેશાં તાજા રહેતાં ફૂલનું વસ્ત્ર, દૈવી સિંહાસન, મગરના ચિહ્નવાળી ધજા, અગ્નિભેદ્ય વસ્ત્રોની સોનેરી જોડ, દૈવી કુંડળ, ઉડન ખટોલો, અશ્વરત્ન, અમોઘ કવચ, મોહિની વીંટી, રત્નકંઠી, રત્નકંદોરો, પુષ્પ-ધનુષ, જયશંખ, તાવને દૂર કરનાર કામજયી અને યુવતીઓને ઉન્માદિત કરનાર દૈવી બાણ, પુષ્પ-પથારી, પુષ્પ છત્ર, કામધેનુ ગાય અને પુષ્પરથ જેવી વસ્તુઓ સાથે બીજી ચાર વિદ્યાઓ પણ મેળવી છે. પહેલી વિદ્યાના બળથી ઊંચા ઊંચા મહેલ બાંધી શકાય છે. બીજી વિદ્યાની મદદથી પોતાના લશ્કરનું રક્ષણ થઈ શકે છે. એ વિદ્યાની શક્તિથી ગમે તેવી શક્તિ આપણા લશ્કરનો વાળ વાંકો કરી શકે નહીં. ત્રીજી વિદ્યાથી પોતાનું રૂપ ઈચ્છા પ્રમાણે બનાવી શકાય છે. ચોથી વિદ્યાથી એકમાંથી અનેક વિવિધ રૂપ લઈ શકાય છે.

'પિતાજી ! વિદ્યાધર રાજા પ્રભંજનની પુત્રીની સાથે લગ્ન કરતાં પહેલાં મેં પંકજવનમાં રહેતા એક વિદ્યાધરની પુત્રી સાથે પણ લગ્ન કર્યું છે. તે વિદ્યાધરે મને

દહેજમાં ત્રીજી અને ચોથી વિદ્યાઓ આપી હતી. હવે તમારી આજ્ઞાથી તમારી પહેલી પુત્રવધૂને લેવા માટે ચંપકવનમાં જવા ઇચ્છું છું.'

રાજા યમસંવરે એક મોટી સેના અને વાહનો સાથે પ્રદ્યુમનને પંકજવનમાં મોકલ્યો. પંકજવનમાંથી પ્રદ્યુમન પોતાની પહેલી પત્નીને પણ લઇ આવ્યો. હવે પ્રદ્યુમન કુમાર પોતાની બંને વિદ્યાધરી પત્નીઓની સાથે દાંપત્ય-જીવન ભોગવવા લાગ્યો. હવે તે પૂરી રીતે રાજકાજમાં મદદ કરતો. પિતાની જોડે યુવરાજના સિંહાસન પર બેસતો. તેની ન્યાય-નિપુણતા, ધર્મ-નિષ્ઠા અને કર્તવ્ય-નિષ્ઠા જોઇને બધા ખુશ હતા. દુશ્મનો તેના નામથી જ ધ્રૂજતા હતા. પ્રદ્યુમન બધાનો પ્યારો હતો. બધા તેને હૃદયથી ચાહતા હતા. ખરેખર પ્રદ્યુમન મેઘકૂટ નગરની શોભા હતો કનકમાલાની આંખની કીકી હતો. રાજા યમસંવરના હૃદયનો હાર અને કુલભૂષણ હતો તથા પોતાના ઓરમાન ભાઇઓ અને ઓરમાન માતાઓનો કાંટો પણ હતો

o o o

આ સંસાર અત્યંત વિચિત્ર અને માયાવી છે. અહીં કોઈ કોઈનો પિતા નથી, કોઈ કોઇનો ભાઇ નથી. કોઇ કોઈની પત્ની નથી, કોઇ કોઇની માતા નથી. બધા જીવ પોતપોતાનાં કર્મોનું ફળ ભોગવવા માટે સંબંધો બાંધે છે, મોહ-જાળમાં ફસાય છે ક્યારેક કોઇ કોઇની માતા બને છે અને ક્યારેક તે જ તેની પત્ની બને છે. અહીં દુશ્મન

પણ પુગ બની જાય છે. પ્રેમ, તિરસ્કાર, દ્વેષ આ દ્વન્દ્વથી ભરેલા જગતની છલના છે. તેનાથી ઉપર જનાર જીવ જ પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે

એક વખત પ્રદ્યુમનકુમાર નગરમાં ફરવા માટે નીકળ્યા. તે પુષ્પરથ પર બેઠા હતા. તેમની પાછળ શાહી સરઘસ હતું. તેઓ સાક્ષાત કામદેવ જેવા લાગતા હતા. તેમના રૂપ પર દેવાંગનાઓ પણ કુરબાન થતી હતી વિદ્યાધર સુંદરીઓ તેમને ચામર ઢોળી રહી હતી. જન્મથી પ્રદ્યુમન પૃથ્વીવાસી હતા, પણ આજે વિદ્યાધરોની રાજધાની મેઘકૂટના તે યુવરાજ હતા. પ્રદ્યુમનના પાંચસો ભાઈ આજુબાજુ ઊભા રહીને શિષ્ટાચારનો દેખાવ કરતા હતા અને મનમાં ને મનમાં ગુસ્સે થતા હતા. પ્રદ્યુમનની સવારી રાજમાર્ગ પરથી પસાર થતી હતી. હારમાં ઊભેલાં સ્ત્રી-પુરુષો જય-જયકાર કરતાં હતાં- 'મદનકુમારનો જય, યુવરાજ પ્રદ્યુમનનો જય ' જેવા અવાજથી આકાશ ગુંજતું હતું. છજા પર બેઠેલી સ્ત્રીઓ ફૂલની વર્ષા કરતી હતી. આખા નગરમાં ફરીને સરઘસ રાજદ્વાર પર આવ્યું. પુષ્પરથ પરથી ઊતરીને યુવરાજ પ્રદ્યુમન પિતાના સિંહાસન નજીક પહોંચ્યા તેમણે પિતાને પ્રણામ કર્યાં અને પછી પોતાના સિંહાસન પર બેઠા

યોગ્ય સમયે રાજદરબારમાંથી ઊઠીને પ્રદ્યુમનકુમાર માતાના મહેલમાં ગયા. કુમારના દૈવી રુપ અને ઘાટીલું અંગ જોઈને કનકમાલા આનંદથી ગાંડી બની ગઇ. 'પણ

આજે તેના આનંદમાં વાત્સલ્યનો ભાવ ન હતો, પણ કામનો આવેગ હતો. કેવી નવાઈ જેવી વાત છે! માતાના ગૌરવશાળી પદથી કનકમાલા એટલી નીચી કક્ષાએ પડી કે, જ્યાંથી ઉપર આવવાનું અત્યંત મુશ્કેલ હતું. તે મનમાં ને મનમાં પ્રદ્યુમનને પતિના રૂપમાં મેળવવાની કામના કરવા લાગી. જેવા પ્રદ્યુમન માના પગમાં પડયા કે તરત જ કનકમાલાએ તેમને વચ્ચેથી જ રોકીને કુમારને છાતી સાથે ચાંપી દીધા. કુમાર સમજતો હતો કે વધુ પડતી મમતાને કારણે માતાએ મને છાતી સાથે ચાંપી દીધો છે. પણ કનકમાલા આલિંગનસુખનો અનુભવ કરતી પોતાના રતિભાવને તુષ્ટ કરતી હતી. કોઈએ સાચું જ કહ્યું છે- 'કામદેવનું શસ્ત્ર નથી તીખું હોતું કે નથી હોતું કઠોર. છતાં પણ તેણે સમસ્ત સંસારને હરાવી દીધો છે. કામભોગ ક્ષણિક સુખ આપનાર છે, પણ ઘણા સમય સુધી દુઃખ આપે છે. ઘડપણ, જન્મ અને મરણથી છુટકારો મેળવવામાં સૌથી વધુ બાધક આ કામ જ છે.

કામને વશ થયેલો જીવ ગાંડો, બેચેન અને વિવેક વગરનો બની જાય છે. તેમને આગળ-પાછળનું કંઇ દેખાતું નથી. કનકમાલા જેવી વિવેકી સ્ત્રી પણ કામને વશ બનીને ધર્મ-અધર્મનો ભેદ ભૂલી ગઈ. ઘણા સમય પછી તેણે કુમારને આલિંગનમાંથી મુક્ત કરી દીધો. કુમાર વિનય-ભાવથી માતા પાસે બેસી ગયો અને કનકમાલા અપલક, તરસી આંખે કુમારને જોવા લાગી. તે વિચારવા લાગી :

હું કેટલી ભાગ્યશાળી હોઇશ, જ્યારે કુમારની શય્યાભાગિની બનીશ. પ્રદ્યુમન સાક્ષાત કામદેવ છે. તેનું શરીર નવ-યૌવનથી ખિલેલુ છે. મુખ ચંદ્રમા જેવું સુંદર અને તેજસ્વી છે. તેના રોમે-રોમમાં સૌંદર્ય સમાયેલું છે. કુમારને જોતાં જોતાં કનકમાલા પોતાનું ભાન ગુમાવી બેઠી તે વારંવાર નસીબને દોષ દેવા લાગી– 'અરે દુષ્ટ દેવ! મેં પ્રદ્યુમનને જન્મ નથી આપ્યો, છતાં તેં મને તેની મા બનાવી દીધી. શું આ મારો પુત્ર થવા યોગ્ય છે? આજે હું કેટલી લાચાર છું? એ સ્ત્રીઓ ધન્ય છે, જે તેની સાથે રમણ કરે છે.' આવું વિચારતી વિચારતી કામથી ઉન્મત્ત બનેલી કનકમાલા ઊંડા શ્વાસ લેવા લાગી. તેનો ચહેરો ઉદાસ થઈ ગયો અને આંખ-માંથી આંસુની ધારા વહેવા લાગી. માતાની દશામાં આવું એકાએક પરિવર્તન આવેલું જોઇને પ્રદ્યુમનકુમારને ખૂબ નવાઇ લાગી, વળી માતાનો દુઃખી ચહેરો જોઈને તે દુખી પણ થયો. કનકમાલા એક તરફ કામાગ્નિથી બળતી હતી, તો બીજી તરફ શરમને કારણે લાચાર પણ હતી શરમને કારણે તે મનમાં ને મનમાં મુંઝાતી હતી. કુમારને કંઈ પણ કહેવાની તેનામાં હિંમત ન હતી.

કુમારે વિચાર્યું' 'કદાચ માતાની તબિયત ખરાબ થઈ ગઈ લાગે છે. તેમને આરામની જરૂર છે.' આવો વિચાર કરીને કુમાર ઊઠીને ચાલ્યો ગયો. જ્યાં સુધી પ્રદ્યુમ્ન કનકમાલાની આંખો સામે હતો, ત્યાં સુધી તેને

થોડી શાંતિ હતી. પણ કુમારના જતાં જ તેની આગ ભડકી ઊઠી અને 'પાણી વિનાની માછલી'ની જેમ તડપવા લાગી. તે રોગિણી બનીને પથારીમાં પડી રહી. ખાવા-પીવાનું છોડી દીધું. ઊંઘ તેનાથી દૂર ભાગવા લાગી. તેની આંખોમાં લાલાશ રહેતી હતી. બસ, ઉપર કહ્યા પ્રમાણે પથારીમાં પડી-પડી ઊંડા-ઊંડા શ્વાસ લીધા કરતી.

દિવસે દિવસે કનકમાલા સુકાવા લાગી. ગોશીર્ષ નામના ચંદનથી પણ તેનો તાવ શાંત થયો નહીં. 'અંદરની આગ' બહારના પાણીથી શાન્ત પણ કેવી રીતે થાય? ઉન્મત્ત બનેલી કનકમાલા પથારીમાંથી ઊઠીને કયારેક આકાશમાં વિહાર કરતી, કયારેક પ્રમદવનમાં જતી અને આમ-તેમ ફરીને વળી પાછી પથારીમાં પડી રહેતી.

રાજા યમસંવર પોતાની પ્રાણપ્રિયાની આવી દશા જોઈને બહુ દુઃખી રહેવા લાગ્યા તેમણે અનેક કુશળ વૈદ્ય અને મંત્ર જાણનારાઓ પાસે ઈલાજ કરાવ્યા, પણ જેમ જેમ દવા થતી તેમ તેમ રોગ તો વધતો જ ગયો. ચારે બાજુના પ્રયત્ન નિષ્ફળ જવાથી નિરાશ થયેલા રાજા યમસંવરે એક દિવસ પ્રદ્યુમનને કહ્યું :

'વત્સ! તમારી માતાની તબિયત દિવસે દિવસે બગડતી જાય છે. કોઈ પણ ઉપાય સફળ નથી થતો. પણ મને એ વાતનું દુઃખ છે કે, એક પણ દિવસ તમે તેમને જોવા, તેમની તબિયતના સમાચાર પૂછવા ગયા નથી.'

પ્રદ્યુમનકુમારે હાથ જોડીને કહ્યું :

'પૂજ્ય પિતાજી ! મને માતાજીની બિમારીની ખબર જ નથી, નહીં તો માતાથી મોટું આ જગતમાં કોણ છે ? કોઈ પણ પુત્ર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દે, પોતાનું રોમે-રોમ માતાની સેવામાં અર્પણ કરી દે, છતાં પણ માતાના ઋણમાંથી છૂટી શકતો નથી. હું અત્યારે જ માતા પાસે જઉં છું અને પ્રાણાન્તે પણ તેમને નીરોગી કરવાનો પ્રયત્ન કરીશ'

આમ કહીને પ્રદ્યુમનકુમાર તરત કનકમાલાના મહેલમાં પહોંચ્યો. માતાના પગમાં મસ્તક નમાવીને કુમારે પૂછ્યું :

'મા ! તમને શું થઇ ગયું ? તમારું શરીર તો સુકાઈને કાંટા જેવું થઇ ગયું છે.'

પ્રદ્યુમનકુમાર વૈદકશાસ્ત્રનો પણ આચાર્ય હતો. તેણે ઊંચી કળા અને બધી વિદ્યાઓમાં યોગ્યતા મેળવી હતી. તેણે કનકમાલાની નાડી તપાસી, જીભ જોઈ, બીજી પણ તપાસ કરી, છતાં કોઈ પણ વિકાર માલુમ ના પડ્યો. કુમારને નવાઇ તો લાગે જ, કારણ કે રોગ તો કોઇ હતો જ નહીં અને રોગ વિના માતા અસ્વસ્થ થઈ શકે નહીં. તેથી કુમારે કહ્યું :

'માતાજી ! તમને કોઇ મનનો રોગ છે. મનના રોગને પારખવાનું વૈદ્યના હાથમાં નથી. આ રોગ તો તમારે જ બતાવવો પડશે. બતાવો મા ! તમને શું દુ:ખ છે ?'

કુમારની વાત સાંભળીને કનકમાલાને હસવું આવી ગયું. તેણે ગૂઢ વાણીમાં કહ્યું :

'કુમાર! પહેલી જ વખત તમે રોગનું સાચું નિદાન કર્યું છે. બીજા વૈદ્ય તો ઢક્કોળ જ છે. જ્યારે તમે નિદાન કરી જ લીધું છે તો મને સાજી પણ જરૂર કરી શકો છો. હું તો તમારી ચિકિત્સાથી જ સાજી થઈ શકું છું.'

કુમારને આશા બંધાઈ, તેમણે માતાને કહ્યું :

'તો પછી માતા! જલદી બતાવો. તમને શો અભાવ છે? તમને કઈ વસ્તુ નથી મળતી? મનની વાત જણાવ્યા વિના મને ખબર પણ શી રીતે પડે?'

કુમારની સીધી-સરળ વાતોનો કનકમાલાએ પોતાને અનુકૂળ અર્થ કરી લીધો. તેણે વિચાર્યું : 'કુમાર સાચું જ કહે છે. કહ્યા વિના કુમારને ખબર પણ શી રીતે પડશે? આજે તો શરમનું બંધન તોડીને સ્પષ્ટ કહી દેવું જોઈએ અને વળી કુમાર પોતે તો પૂછી રહ્યા છે.' આવો વિચાર કરીને કનકમાલા બોલી :

'કુમાર! હું મનની વાત તમને જ બતાવીશ. પહેલાં બધાંને બહાર મોકલી દો.'

કુમારનો ઇશારો થતાં જ બધા બહાર નીકળી ગયા એટલે કનકમાલા નિસાસો નાંખીને બોલી :

'કુમાર!'

આટલું કહીને રાણી મૌન થઈ. પછી શરમનો પૂરે-

પૂરો ત્યાગ કરીને તેણે અંગ મરડયું અને આંખનો કટાક્ષ કર્યો. પછી હસીને કહેવા લાગી :

'મારા પ્રાણાધાર કુમાર! તમે જ તો મને બિમાર બનાવી છે તમે જ મારી સંજીવની છો. જ્યાં સુધી તમે મને તમારી શય્યાભાગિની બનાવીને તમારા યૌવનનું સુખ નહીં આપો, ત્યાં સુધી હું સ્વસ્થ નહીં થઇ શકું. બસ... એક વખત....'

પ્રદ્યુમને પોતાના કાન પર હાથ મૂકી દીધા. તે ચીસ પાડીને બોલ્યો :

'મા! તમને શું થઈ ગયું છે? શું મારી માતાના શરીરમાં રહેલી વંતરી કે ભૂતડી તો આવો પાગલ પ્રલાપ નથી કરતી ને? ભલે આ પૃથ્વી પાતાળમાં ચાલી જાય. સૂર્ય ઠંડો બની જાય, પર્વત પર કમળ ખિલવા લાગે, કાગડો દૂધ-પાણીનો તફાવત પારખે, પણ ત્રિલોકની કોઇ માતા પોતાના પુત્રને આવો ઘૃણાજનક વાત કરી શકે નહીં. મા....મા....!'

કનકમાલાએ ફરી કહ્યું :

'કુમાર! ભ્રમમાં ના રહેશો. હું તમારી માતા નથી. માતા કહેવાથી જ કોઈ માતા થઇ જતી નથી. તમે તો મને જંગલમાંથી મળ્યા હતા. મેં તો ફક્ત તમારું પાલન-પોષણ કર્યું છે. તેથી મારી સાથે ભોગ કરવાથી તમને કોઈ પાપ લાગશે નહીં'.

પ્રદ્યુમનકુમાર હવે ગંભીર બની ગયો. આખી

પરિસ્થિતિ તેની સામે ચિત્રની માફક સ્પષ્ટ થઈ. તેની ફરજ કનકમાલાને ધર્મમાં સ્થિર કરવાની હતી. તેથી તે બોલ્યો–

'મા! પાપ-પુણ્યની વ્યાખ્યા સ્વાર્થને દૂર રાખીને જ કરી શકાય છે. પાપ તો પાપ જ છે. તમારા મુખે આવી વાતો સાંભળવી એ પણ મારે માટે પાપ છે. ભલે તમે મને જન્મ નથી આપ્યો, છતાં પણ તમે મારી માતા છો. એક જન્મ આપનારી જ મા નથી હોતી. ધાવ માતા પણ મા હોય છે. ગુરુ-પત્ની પણ માતા છે. મોટા ભાઈની પત્ની અને મિત્રની પત્ની પણ માતા જ છે. તમે પુત્રની જેમ મારું પાલન-પોષણ કર્યું છે. મેં હંમેશાં તમારી માતૃ-ભક્તિ જ કરી છે. ઉંમરમાં પણ તમે માતા છો. દરેક પરસ્ત્રી માતા હોય છે. દરેક નજરે, દરેક વિચારથી તમે મારી માતા જ છો. મા, નવકાર મંત્રનો જાપ કરો. તમારા મનનો વિકાર દૂર થઇ જશે.'

આવી વિવેકપૂર્ણ, ધર્મમય વાણીથી પણ કનકમાલાની આંખ ખુલી નહીં. તેણે ફરીથી પોતાની હઠ રજૂ કરી:

'કુમાર! હું તમારી મા નહીં, પણ દાસી છું. પૂર્વ જન્મમાં તમે જરૂરથી મારા પતિ બન્યા હશો. નહીં તો હું તમારા વિરહમાં મતવાલી ન બનત. જો તમે મારી ઇચ્છા પૂરી નહીં કરો, તો હું જીવતી રહીશ નહીં. અત્યાર સુધી તો તમારી આશામાં આ લાકડું

બની ગયેલા શરીરમાં પ્રાણ ટકી રહ્યા છે. હવે ઝાઝો વિચાર કર્યા વિના મારી ઈચ્છા પૂર્ણ કરો.'

પ્રદ્યુમન હવે વધુ સાંભળી શક્યો નહીં. તે ફક્ત આટલું જ બોલ્યો :

'મા ! તમે તો મારે માટે બધાં તીર્થોમાં ઉત્તમ તીર્થ છો. મારા મસ્તક પર તો તમારી ચરણરજ લાગશે.'

આમ કહીને કુમાર કનકમાલા પાસેથી ઊભો થઈ ગયો અને ઉદાસ ચહેરે સીધો બગીચામાં ગયો. બગીચામાં બેસીને પ્રદ્યુમનકુમાર વારંવાર આ અસંભવિત પ્રસંગ પર વિચાર કરવા લાગ્યો. ત્યાં જ તેની નજર એક મુનિ પર પડી. મુનિને જોઈને કુમાર ખૂબ ખુશ થઈ ગયો. તે તરત જ મુનિ પાસે ગયો અને તેમના ચરણમાં વંદન કરીને એક બાજુ બેસી ગયો. તેણે વિવેકપૂર્ણ વાણીમાં કહ્યું :

'પ્રભુ ! હું મારી શક્તિ અને ભક્તિથી હંમેશાં ધર્મને જ અપનાવવા માગું છું. છતાં પણ પ્રભુ ! આજનો એક પ્રસંગ મને વ્યાકુળ બનાવી રહ્યો છે. મારી મા આજે મારા રુપ પર કેવી રીતે આસક્ત બની ? તેના મનમાં મારે માટે વાત્સલ્યભાવ જ આવવો જોઈતો હતો, છતાં પણ તે ગંદા વિચારનો શિકાર કેવી રીતે બની ?'

મુનિએ શાન્તિથી ધીર-ગંભીર વાણીમાં કહ્યું :

'વત્સ ! સંસારી જીવોની દૃષ્ટિ આ સંસાર સુધી જ મર્યાદિત રહે છે, પણ જ્ઞાની માણસો આગળ-પાછળ પણ જુએ છે. દરેક જીવ પાછલા જન્મોના સંસ્કાર લઈને

જ જન્મ ધારણ કરે છે. આ નિયમને કારણે તમારી માતા તમારા તરફ આકર્ષાઈ હતી. તમારી માતા કનકમાલા પૂર્વ જન્મમાં વટપુરના રાજા હેમરથની પત્ની ઈન્દ્રપ્રભા હતી. તમે કોસલપુરના રાજા મધુ હતા. ઈન્દ્રપ્રભાના રુપમાં કામાંધ બનીને તમે તેને તમારી પટરાણી બનાવીને તમારા રાણીવાસમાં રાખી હતી અને તેના ચારિત્ર્યનો ભંગ કર્યો હતો. તે જ ઈન્દ્રપ્રભા કનકમાલાના રુપમાં જન્મી છે. પાછલા જન્મના સંસ્કારને કારણે તેના મનમાં તમારે માટે મોહ જાગૃત થયો છે.'

મુનિની વાણીથી કુમારને સંતોષ મળ્યો. તેની એક જિજ્ઞાસા શાન્ત થઈ, એટલે બીજી જાગૃત થઈ. તેથી કુમારે બીજી જિજ્ઞાસા પ્રગટ કરતાં કહ્યું :

'ભગવન ! મારાં અસલ માતા– પિતા કોણ છે ? હું તેમને ક્યારે મળીશ ?'

મુનિએ ગૂઢ ભાષામાં તેની શંકાનું સમાધાન કર્યું.

'કુમાર ! કોઈ કોઈનાં માતા પિતા નથી. આ આત્મા તો અજન્મા છે, અમર છે. એ નથી ક્યારેય જન્મતો કે નથી ક્યારેય મરતો. કર્મોદયને કારણે જીવ જન્મ મરણને પાત્ર બને છે. સંસારના અનેક જીવોમાં એક પણ જીવ એવો નહીં હોય, જેની સાથે બધા પ્રકારના સંબંધ ના થઈ ચૂક્યા હોય.

'વત્સ ! છતાં પણ સંસારના સંબંધે હું તમારાં માતા પિતાનો પરિચય આપું છું. પરમ ઐશ્વર્યવાન,

વીર્યવાન, મહા પરાક્રમી, યાદવેન્દ્ર વાસુદેવ શ્રી કૃષ્ણ તમારા પિતા છે. તેમની પરમ પ્રિય પટરાણી રુકમણી તમારી માતા છે, દ્વારકાધીશ કૃષ્ણના મોટાભાઈ બળદેવ તમારા મોટાકાકા છે. વસુદેવ તમારા દાદા છે અને દેવકી રાણી તમારી દાદી છે.

'કુમાર ! રાજા હેમરથે ધૂમકેતુ નામથી રાક્ષસ યોનિમાં જન્મ લીધો છે. પૂર્વ જન્મના વેરને કારણે તમારા જન્મની છઠ્ઠી રાત્રે તેણે તમારું અપહરણ કર્યું હતું. તેણે તમને જંગલમાં નાખીને બાવન હાથ લાંબા એક પથ્થર નીચે દબાવી દીધા હતા. વિદ્યાધર રાજા યમ સંવર અને રાણી કનકમાલા તમને ત્યાંથી ઉઠાવી લાવ્યાં અને પુત્રની જેમ તમારું પાલન પોષણ કર્યું.

પોતાનાં માતા પિતા અને કુટુંબનો પરિચય મેળવીને કુમાર પ્રદ્યુમન ખૂબ ખુશ થયો. પૂર્વ ભવની માહિતી મેળવ્યા પછી કર્મના સિદ્ધાંત પર તેને ઊંડી શ્રદ્ધા બેઠી તે પછી કુમારે ફરીથી પૂછયું :

'પ્રભુ ! ગત જન્મના મારા ભાઈ કૈરભનું શું થયું ? કયાં જન્મ લીધો છે ? વળી એ પણ બતાવો કે કયા કર્મને કારણે મારી માતાને મારો વિરહ સહન કરવો પડયો ? હું તેને કયારે મળી શકીશ ? '

મુનિએ જણાવ્યું—

'કુમાર ! મધુ અને કૈરભ–તમે બંને ભાઈ બારમા દેવલોકમાં દેવ બન્યા હતા. મધુના જીવે દેવલોકમાંથી નીકળીને તમારા રૂપમાં જન્મ લીધો પણ તમારા ભાઈ

કૈરભનું દેવા પુણ્ય હજુ પૂરું થયું નથી. થોડા સમય પછી તેનો જીવ તમારી વિમાતા–શ્રી કૃષ્ણની ત્રીજી પટ રાણી જાંબવતીના પેટે જન્મ લેશે. પૂર્વ જન્મના પ્રેમને કારણે તે તમારો ખાસ મિત્ર બનશે.

'કુમાર! ગત જન્મમાં તમારી માતા રુકમણી કૌશામ્બીના રાજા મહીશ્વરની રાણી મોહિની હતી. વનમાં ફરતાં ફરતાં કુતૂહલને કારણે રાણી મોહિનીએ મોરનીના એક ઈંડાંને ઊઠાવીને લીધું હતું. સોળ ઘડી સુધી મોરનીને પોતાના ઈંડાથી વિરહ થયો. કર્મના આ બંધનને કારણે તમારી માતાને સોળ વર્ષ સુધી તમારો વિયોગ સહેવો પડયો. સોળ વર્ષ પૂરાં થતાં જ તમે તમારી માતાને મળશો. હજુ તમારા મિલનનો સમય આવ્યો નથી. સમય પહેલાં કોઈ કામ થતું નથી. સોળ ઘડીને બદલે સોળ વર્ષ તો પૂરાં થશે જ.

પૂરો વૃત્તાંત સંભળાવ્યા પછી મુનિશ્રીએ ફરી કહ્યું:

'કુમાર! તમારી પાલક માતા કનકમાલા પાસે રોહિણી અને પ્રજ્ઞાપ્તિ નામની બે વિદ્યાઓ છે. નસીબ જોગે એ બંને વિદ્યાઓ તમને મળશે. તમારા મોહને વશ બનીને કનકમાલા તમને બને વિદ્યા આપશે

પ્રદ્યુમનના મનનો ભાર હળવો થઈ ગયો. તેણે મુનિને વંદન કર્યાં અને પાછો ફરીને સીધો કનકમાલાના મહેલે પહોંચ્યો. ત્યાં જઈને કોઈ પણ જાતનાં શિષ્ટાચાર વિના કનકમાલાનું મુખ જોવા લાગ્યો. કુમારને આ રીતે

ઊભો રહેલો જોઈને કનકમાલા ન્યાલ થઈ ગઈ. તે વિચારવા લાગી કે કુમાર મારા રુપ પર મુગ્ધ થઈ ગયો છે. હવે તે મારી અભિલાષા જરૂરથી પૂરી કરશે. પોતાના મનને દિલાસો આપીને કનકમાલા બોલી :

' પ્રાણાધાર ! મારા પ્રાણ લઈને તમે કયાં ચાલ્યા ગયા હતા ? હવે મારા પ્રાણ બનીને મને જીવીત કરવા આવ્યા છો તો પછી વાર શા માટે લગાડો છો ? મારું રોમે રોમ તમને મળવા માટે તડપી રહ્યું છે.

કુમારે કહ્યું :

' આ કામમાં મોટું જોખમ છે. કોઇને ખબર પડી જશે તો પ્રજા બળવો કરશે. લશ્કર મારો સાથ છોડી દેશે. પછી તો હું તમારું રક્ષણ નહીં કરી શકું અને મારું પણ. તેથી મને ક્ષમા કરો.

કનકમાલા કુમાર પ્રદ્યુમનને પોતાને અનુકૂળ થયેલો જોઈને આનંદમાં આવી ગઈ અને બોલી .

' તું એની ચિંતા ના કરીશ. ત્રણ લોકમાં દુર્લભ એવી બે વિદ્યાઓ મારી પાસે છે. પહેલી વિદ્યા રોહિણી વિદ્યા છે. તેના પ્રભાવથી વિવિધ પ્રકારનાં મનગમતાં રુપ ધારણ કરી શકાય છે. બીજી પ્રજ્ઞાપ્તિ નામની વિદ્યાના બળથી પળ માત્રમાં ઇચ્છા પ્રમાણેનું સૈન્ય બનાવી શકાય છે. એ બંને વિદ્યાઓ મેળવ્યા પછી તમે અજેય થઈ જશો.'

વિદ્યા મેળવવાની ઇચ્છાથી કુમારે પ્રાર્થના ભરી વાણીમાં કહ્યું :

'હું તમારો દાસ છુ. આજ સુધી તમારી કોઇ આજ્ઞા ટાળી નથી. તમે મને એ બંને વિદ્યાઓ આપી ને શકિતશાળી બનાવી દો, જેથી હું તમારી સેવાને યોગ્ય બની શકું.'

પ્રદ્યુમનકુમારની વાણીના બે અર્થ થતા હતા. કનકમાલા પોતાનો અર્થ કાઢતી હતી અને કુમાર પોતાના માતૃભાવથી કહી રહ્યો હતો. સેવાનો અર્થ કુમારની દૃષ્ટિએ માતૃસેવા હતો. અને કનકમાલાની દૃષ્ટિએ તેની ઇચ્છા પૂર્ણ કરવાનો હતો. ગમે તેમ પણ કામમાં અંધ બનેલી કનકમાલા વિવેકહીન બની ગઇ હતી. પોતાની ઇચ્છા પૂર્ણ થવાની આશામાં તેણે રોહિણી અને પ્રજ્ઞાપ્તિ નામાની બે વિદ્યાઓ કુમારને શીખવાડી દીધી. વિદ્યા મળી ગયા પછી કુમારે કહ્યું :

' આ વિદ્યાઓને સિદ્ધ કરીને હું ફરીથી તમારી સેવામાં હાજર થઇશ '

આમ કહીને પ્રદ્યુમનકુમાર એકાંતમાં બેસીને વિદ્યાઓ સિદ્ધ કરવા લાગ્યો. પુણ્ય બળથી તેણે તરત જ બંને વિદ્યાઓ સિદ્ધ કરી લીધી. આ તરફ કનકમાલા ખૂબ આતુરતાથી પ્રદ્યુમનની રાહ જોતી હતી. આજે તેના મુખ પર ચમક હતી તેના અંગે અંગમાં આનંદ હતો. હવે તેને રાજા યમસંવરનો પણ ડર ન હતો. હવે તે પ્રદ્યુમન સાથે ભોગ ભોગવશે અને જો યમસંવર વિરોધ કરશે તો પ્રદ્યુમન તેને હરાવી

દેશે, કારણ કે તેની પાસે ત્રિલોકમાં દુર્લભ એવી વિદ્યાઓ છે. આ મધુર કલ્પનાઓમાં ડૂબકીઓ ખાતાં કનકમાલાનો ઘણો સમય પસાર થઈ ગયો. છતાં પ્રદ્યુમન પાછો ફર્યો નહી. કનકમાલાની પ્રતીક્ષામાં ભંગ પડયો. તે અધીરી બની ગઇ. તે વખતે બને વિદ્યાઓ સિધ્ધ કરીને પ્રદ્યુમન તેની પાસે આવ્યો અને કનકમાલાના પગમાં મસ્તક નમાવીને પ્રણામ કર્યાં પછી કહ્યું :

'માતેશ્વરી ! તમે મને વિદ્યા આપીને મારા પર અનહદ ઉપકાર કર્યો છે. હું તમારી સેવામાં હાજર છું. આજ્ઞા આપો. તમારો આ આજ્ઞાંકિત પુત્ર તમારી શી સેવા કરે ?'

પ્રદ્યુમનકુમારની આવી આશા વિરુદ્ધની વાતસાંભળીને કનકમાલા ધ્રૂજવા લાગી. તેને પોતાના કાન પર એકદમ વિશ્વાસ આવ્યો નહીં. તેની મધુર આશાઓ પર પાણી ફરી વળ્યું. વિચાર કરતાં-કરતાં કનકમાલા એકદમ કઠોર બની ગઈ. તેનું હૃદય બદલો લેવાની ભાવનાથી સળગી ઊઠયું. જે સ્ત્રીના સમર્પણને ઠુકરાવી દેવામાં આવે છે, તે વિકરાળ કાળ બની જાય છે. તે એટલી બધી નિર્દય અને કઠોર બની જાય છે કે સંકોચ, શરમ, ભય, કુળ મર્યાદા બધી વસ્તુને એક બાજુ મૂકી દે છે, કનકમાલાને પ્રદ્યુમન સાક્ષાત્ કાળ લાગવા માંડયો. કોઈ પણ પગલું ઉઠાવતા પહેલાં તેણે પોતાના મનની લાગણી છુપાવીને ફરીથી પ્રદ્યુમનને પ્રાર્થના કરી :

'મારા પ્રાણેશ! તેં આ શું કર્યું? મને આશા આપીને વિશ્વાસઘાત કર્યો? વારંવાર માતા કહીને શા માટે તારી પ્રતિજ્ઞા ભૂલી જાય છે? બીજાને સુખ આપવું અને જાતે પણ સુખ ભોગવવું એમાં કાંઈ પાપ નથી. વળી આમાં કશું ખોટું પણ નથી. પહેલાં પણ લોકોએ આમ જ કર્યું છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, ચંદ્ર, બૃહસ્પતિ વગેરે બધા પ્રેમના બંધનમાં બંધાયા હતા તો પછી આપણી શી વિસાત?'

પ્રદ્યુમને નમ્ર વાણીમાં કહ્યું :

'પણ એ બધાને પોતાના વ્યભિચારનું ફળ ભોગવવું પડયું છે. અયોગ્ય વિષય વાસનાના પાપને કારણે ચંદ્ર કલંકિત બન્યો, બૃહસ્પતિનો માનભંગ થયો, ઇન્દ્રને સજા ભોગવવી પડી. રાવણની દશા જોઈ લો. કોઈ પણ વ્યભિચારી સુખી નથી થયો. જેને તમે સુખ કહો છો એ વાસનાનો ઉન્માદ છે. વાસનાનો ઉન્માદ થોડી વાર રહે છે. પણ તેનું ખરાબ ફળ લાંબા સમય સુધી ભોગવવું પડે છે.

'મહારાણીજી! તમે મારાં માતા જ નહીં, પણ વિદ્યાઓ શિખવાડી એટલે ગુરુ પણ છો મારું સ્થાન તો તમારા ચરણમાં જ છે. હું તમને વિનંતિ કરું છું કે, મને કોઈ અયોગ્ય સેવા માટે કહેશો નહીં.'

કનકમાલાથી હવે રહેવાયું નહીં. તે અધીરી બની ગઈ. હવે સ્ત્રીચરિત્ર કરીને પ્રદ્યુમનને મજા ચખાડવાનો

નિશ્ચય કર્યો. કુમાર તો બહાર જતો રહ્યો અને કનકમાલાએ મોટેથી કર્કશ અવાજે ચીસો પાડવાનું શરૂ કર્યું. વાળ છોડી નાખ્યા, અનેક જગ્યાએ કપડાં ફાડી નાખ્યાં અને પોતાના જ નખથી કપાળ, ગળું, હાથ વગેરે પર નખ માર્યા. ધરતી પર પડેલી કનકમાલાની ભયંકર ચીસો સાંભળીને દાસીઓ દોડી આવી, લોકો પણ આવી. ઘણી મોટી ભીડ જામી ગઈ. કોઇને આનું કારણ સમજાતું ન હતું. બધા એકબીજાના ચહેરા જોતા હતા. તરત જ એક ચતુર દાસી મહારાજ યમસંવરની પાસે ગઇ અને બોલી :

'અન્નદાતા ! જલદી ચાલો. નાની મહારાણીની તબિયત એકાએક બગડી ગઇ છે. કંઈક....'

વાત પૂરી થાય તે પહેલાં જ મહારાજ યમસંવર દોડયા અને કનકમાલાના મહેલમાં આવ્યા. તેના વિકરાળ સ્વરૂપને મહારાજ યમસંવર જોતા જ રહ્યા. કંઇ પૂછવાની પણ તેમની હિમત ચાલી નહીં. મહારાજ યમસંવરની સામે ઊભેલા જોઇને કનકમાલા તેમના પગમાં પડી અને રડતી રડતી કહેવા લાગી :

'સ્વામી ! હું તો લૂંટાઈ ગઈ. મેં પોતે જ દૂધ પાઈને સાપ ઉછેર્યો હતો. હવે હું તમારા ચરણનો સ્પર્શ કરવા લાયક નથી રહી. પ્રદ્યુમને મને કયાંયની ના રાખી.

રાજાએ ગંભીર બનીને પૂછયું :

'સ્પષ્ટ કહો, તમને શું કર્યું?'

રાણીએ કડવાશથી કહ્યું:

'તમે તેને એટલો માથે ચડાવ્યો કે, જે ડાળ પર બેઠો તેને જ કાપવા તૈયાર થયો. રસ્તાની ઈંટ રાજમહેલની દિવાલમાં લાગી ગઈ તો પોતાની સ્થિતિ ભૂલી ગઈ. તમારા લાડકા કામાંધ પુત્રે મારી પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો. તેણે મને ભ્રષ્ટ કરવા માટે કોઈ પ્રયત્ન બાકી રાખ્યો નથી. એ તો ભગવાનની મહેરબાની હું મારી જાતને પૂરેપૂરી બચાવી શકી.'

રાજા યમસંવરને લાગ્યું કે હું માયાવી સ્વપ્ન જોઈ રહ્યો છું. પણ સાચી વાતને નકારી શી રીતે શકાય? તેમને પ્રદ્યુમન પર ખૂબ ગુસ્સો આવ્યો. પોતાની પ્રાણપ્રિયા કનકમાલાનું અપમાન કરનાર શત્રુ છે. પછી ભલે ગમે તે હોય તેમણે પ્રદ્યુમનને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને પોતાના ખંડમાં આવ્યો.

સ્ત્રીના ચરિત્રનો ફાંસો ખૂબ વિચિત્ર હોય છે. મોટા મોટા વિવેકી પણ તેમાં ફસાઈ જાય છે. કામાંધ સ્ત્રીનો સ્વભાવ કૂતરી જેવો હોય છે. તે રીઝે તો ચાટે ખીજે તો કરડે. બદલો લેવામાં સ્ત્રી ખૂબ કઠોર હોય છે. સામાન્ય કારણસર પણ તે પિતા પતિ પુત્ર ભાઈ વગેરેને મારી નાખતાં પણ અચકાતી નથી. રાજા યમસંવર પોતાના ખંડમાં આવ્યા. સેનાપતિને લશ્કર તૈયાર કરવાનો હુકમ આપ્યો અને જાતે જ પ્રદ્યુમનને શોધવા નીકળી પડયા.

નગરની બહારના બગીચામાં પ્રદ્યુમન બેઠેલો દેખાયો. રાજા યમસંવરને પોતાની તરફ આવતા જોઈને પ્રદ્યુમન સમજી ગયો કે હવે શું બનવાનું છે. તેથી પ્રજ્ઞાપ્તિ વિદ્યાની મદદથી તેણે ખૂબ મોટું લશ્કર તૈયાર કરી દીધુ પિતા પુત્ર વચ્ચે યુદ્ધ થવા લાગ્યું. પિતાને રણ-મેદાનમાં જોઇને તેનું શૌર્ય જાગી ઊઠ્યું. પ્રદ્યુમને વિચાર કર્યો કે નાસી જવાથી કે ક્ષમા માગવાથી તો વાત બગડી જશે. પિતાએ કંઇ પણ વિચાર કર્યા વિના માતાની ચડવણીથી મારા પર આક્રમણ કર્યું છે. હવે ઇંટનો જવાબ પથ્થરથી આપવો જોઇએ. નહી તો તેમની ગેરસમજૂતી દૂર નહી થાય. આવો વિચાર કરીને તે પ્રચંડ બનીને યુદ્ધ કરવા લાગ્યો. તેણે થોડી જ વારમાં યમસંવરના સૈન્યનો નાશ કરી નાખ્યો. પ્રદ્યુમનના સેનાપતિઓએ યમસંવરને ચારે બાજુથી ઘેરી લીધો. જેમ તેમ પોતાનો જીવ બચાવીને યમસંવર રણમેદાનમાંથી ભાગી છૂટયો અને સીધો કનકમાલાના મહેલમાં આવ્યો. યમસંવરે કનકમાલાને કહ્યું :

'પ્રિયે! ખરેખર પારકા પારકા જ હોય છે. પ્રદ્યુમન આજે મારો કાળ બનેલો છે. તેને જીતવાનું તો દૂર રહ્યું, તેનાથી પ્રાણ બચાવવો પણ મુશ્કેલ છે. તું જલદીથી રોહિણી અને પ્રજ્ઞાપ્તિ નામની વિદ્યાઓ મને આપી દે. એ વિદ્યાઓની તાકાત વડે જ તેને જીતી શકાય તેમ છે.'

કનકમાલા ગભરાઈને બોલી :

'સ્વામી! એ વિદ્યાઓ તો મને છેતરીને એ કપટી લઈ ગયો. એ વિદ્યાઓ તો પ્રદ્યુમનની પાસે છે.

આમ કહીને રાણી કનકમાલા શરમ અને દુઃખથી એટલી બધી દબાઈ ગઈ કે, તે મુખ ઊંચું કરવાની હિંમત કરી શકી નહીં. હવે રાજા યમસંવર તેની દુષ્ટતા જાણી ગયા. તેમની આંખો સામેથી ભ્રમનો પડદો હટી ગયો. રાજા વિચારવા લાગ્યા : 'ચોક્કસ, આ કુલટાએ કામાંધ બનીને પ્રદ્યુમનને વિદ્યાઓ આપી દીધી છે જ્યારે ધર્માત્મા પ્રદ્યુમને તેની ઈચ્છા પૂર્ણ નહીં કરી હોય ત્યારે તેણે બદલો લેવા માટે આ નાટક કર્યું હશે હું પણ મુરખ કે મેં સહેજ પણ વિચાર કર્યો નહીં અને વિનયી, વિવેકી, માતા-પિતાનો ભક્ત એવા પ્રદ્યુમનનો પ્રાણ લેવા નીકળી પડયો ધિક્કાર છે મારા જેવા પિતાને! હવે હું જાતે જ જઈને કુમારની માફી માગીશ.'

રાજા યમસંવરની શુભ અને સાત્વિક ભાવનાનો પ્રભાવ પ્રદ્યુમનના મન પર પડયો. પ્રદ્યુમન પણ વિચારવા લાગ્યો : 'પિતાનો સામનો કર્યો એ મેં બહુ ખોટું કામ કર્યું. વધુમાં વધુ પિતાજી મારું માથું કાપી લેત. વળી આ માથું તો એમનું જ છે. હું પિતા આગળ અવિવેકી બન્યો. એ ઠીક ના કર્યું. હવે હું જાતે જ પિતા આગળ હારી જઈશ અને તેમને માથુ ઝુકાવીને કહીશ: પિતાશ્રી! આ માથું તમારું છે. તેને કાપી લો.' એકની ભાવના બીજાની ભાવના પર

અસર કરે છે. એટલા માટે જ ભાવના શુદ્ધિનું આટલું મહત્ત્વ છે. કુમાર પ્રદ્યુમ્ન નિઃશસ્ત્ર બનીને યમસંવર પાસે પહોંચ્યો અને તેમના પગમાં પડીને બોલ્યો :

'પૂજ્ય પિતાજી ! હું તમારો કપૂત પુત્ર છું. મારો અવિનય માફ કરો અને મારા પર કૃપા કરો.'

યમસંવરે પણ ગળગળા બનીને કહ્યું :

'પ્રદ્યુમ્ન ! તું તો મારો સપૂત પુત્ર છે. આજે મેં પણ તારું શૌર્ય જોઈ લીધું. ધન્ય છે તારી વીરતાને અને તારી ક્ષમાને પણ ધન્ય છે.'

પછી તો બધાં સાથે રહેવા લાગ્યાં. કનકમાલાના દુઃખનો તો કોઈ પાર ન હતો. તેના કપટી ચારિત્રની પોલ રાજા યમસંવર આગળ ખુલ્લી પડી ગઈ. એટલે તે દુઃખ અને શરમથી રહેતી હતી. પ્રદ્યુમ્ન હવે હંમેશા તેની આંખોને ખટકતો. પ્રદ્યુમ્ને પોતાના પિતાની સાથે યુદ્ધ કરતા પોતાના પાંચસો ઓરમાન ભાઈઓને કેદ કર્યા હતા. પછી છોડી મૂકયા હતા. આ અપમાન અને તિરસ્કારથી પ્રદ્યુમ્નના ભાઈ પણ તેને ઉપેક્ષાથી જોતા હતા. તેમની કપટ-ઈર્ષા હવે તો ખુલ્લે-ખુલ્લી વેર, ઘૃણા અને ઉપેક્ષામાં પરિણમી હતી. તે ઉપરાંત બધા લોકો એ પણ જાણી ગયા હતા કે પ્રદ્યુમ્ન યમસંવરનો આત્મજ અને કનકમાલાનો અંગજ નથી. આ રહસ્ય જાહેર થવાથી પ્રદ્યુમ્નનું મન

પણ ઊંચું-ઊંચું રહ્યા કરતું. જો કે, નગરની પ્રજાનો પ્રેમ અને સન્માન તો પહેલાંની જેમ જ મળતું હતું, છતાં પણ પ્રદ્યુમનને બધું બદલાઇ ગયેલું અને પારકું લાગતું હતું. તે મહેલમાં આવે, ખાય, રહે પણ તેમને બધે જ એ અદીઠ, ઉપેક્ષા, પારકાપણું અને ઉદાસીનતા જ દેખાતી.

o o

નગરની બહાર બગીચામાં બેઠેલો પ્રદ્યુમન પોતાની બાબતમાં વિચાર કરતો હતો : 'દુનિયામાં મારું કોણ છે ? રાજા યમસંવર અને રાણી કનકમાલા પારકાં હતાં, પારકાં હોવા છતાં પોતાનાં બન્યાં અને હવે તો હું એમને માટે પણ પારકો બની ગયો. કૃષ્ણ વાસુદેવ મારા પિતા છે. મેં યાદવા કુળમાં જન્મ લીધો છે. પણ કેવલી મુનિ સિવાય આ રહસ્યને કોણ જાણે છે ? મારાં માતા-પિતાને શી ખબર કે હું કયાં છું. હું પણ તેમની પાસે કેવી રીતે જઉં અને તેમને કેવી રીતે વિશ્વાસ આપી શકું કે હું તમારો જ બાળક છું. હું કયાંયનો ના રહ્યો. વચ્ચે લટકું છું.'

o o

દેવર્ષિ નારદ બધું જાણતા હતા. શ્રી સીમન્ધર સ્વામી પાસેથી તેમણે બધું જ જાણી લીધું હતું. હવે સોળ વર્ષ પૂરાં થઈ ગયાં હતાં. ફરતાં-ફરતાં નારદજી

આકાશમાર્ગે બગીચામાં ઊતર્યા. તેમણે પ્રદ્યુમન પાસે આવીને કહ્યું :

'વત્સ ! શાની ચિંતામાં ડૂબેલા છે। ? તમારા જેવે। પુણ્ય પ્રતાપી જીવ પણ દુ:ખી રહે તો કામ શી રીતે ચાલશે ?'

પ્રદ્યુમને નારદજીને પ્રણામ કરીને કહ્યું :

'નારદજી ! હું અત્યંત હીનભાગી છું. આટલા મોટા સંસારમાં મારું કોઈ નથી. માતા-પિતા દુશ્મન બની ગયાં છે અને પાંચસો ભાઈ રાત-દિવસ મને મારી નાખવાનો પ્રયત્ન કર્યા કરે છે. ક્યાંય પ્રેમ નથી મળતો કે નથી મળતો આદર. છેવટે હું ક્યાં જાઉં ?'

'બેટા ! તારા જેવો ભાગ્યશાળી તો ત્રણ ખંડમાં પણ કોઈ નથી. તું તો ઉત્તમ કુળ એવા યાદવ-વંશનો પ્રકાશ છે. સ્વર્ગ જેવી દ્વારકા નગરી તારી જન્મભૂમિ છે. વાસુદેવ કૃષ્ણ તારા પિતા છે. તેમની પ્રાણ-વલ્લભા રુકિમણી તારી માતા છે. હવે તારો દ્વારકા જવાનો સમય થઈ ગયો છે મારી સાથે ચાલ. હું તારાં માતા-પિતા સાથે તારું મિલન કરાવીશ.'

નારદજીના મુખે પોતાનાં માતા-પિતાના વૈભવનો આંખે દેખ્યો અહેવાલ સાંભળ્યો તો ગળગળો થઈ ગયો. તેની ઉદાસી આનંદમાં ફેરવાઈ ગઇ. તેણે દ્વારકા જવાનો

નિશ્ચય કરી લીધો. આજે જીવનમાં પહેલી વખત પ્રદ્યુમન આટલો ખુશ થયો હતો. એવું લાગતું હતું કે જાણે આખી દુનિયાનો વૈભવ તેને આજે મળી ગયો હોય!

o o o

પ્રદ્યુમનકુમારે દેવર્ષિ નારદ પાસેથી પોતાનાં માતા પિતા, કુળ, કુટુંબ અને દ્વારકાની વિગતે જાણકારી મેળવી. અર્ધ ચક્રવર્તી વાસુદેવ શ્રીકૃષ્ણ મારા પિતા છે. મહા પરાક્રમી હલધર અથવા બળદેવ મારા મોટા કાકા છે. યાદવ શિરોમણિ વસુદેવ મારા દાદા છે. એક એકથી ચડિયાતી હજાર દાસીઓ, દસ મહાબલી યોદ્ધા, પાંચસો મહાવીર અને સાઠ હજાર દુર્દાન્ત વીર મારા કુટુંબમાં છે. બેતાલીસ લાખ હાથી, ઘોડા અને રથ મારા પિતા પાસે છે. અડતાલીસ કરોડ સૈનિકો છે અને છપ્પન કરોડ મારાં કુટુંબીજનો છે. દ્વારકાની સમૃદ્ધિની સરખામણીમાં અહીંનો વૈભવ કંઈ વિસાતમાં નથી. પ્રદ્યુમન દ્વારકા જવા અને પોતાનાં માતા-પિતાને મળવા માટે તડપવા લાગ્યો. તેણે નારદને કહ્યું:

'દેવર્ષિ! તમે અહીં બિરાજો. હું મારા પાલક માત-પિતા પાસેથી દ્વારકા જવાની રજા લઈ આવું.'

નારદજીને બગીચામાં બેસાડીને પ્રદ્યુમન રાજા યમ-સંવરની પાસે પહોંચ્યો અને નમ્ર રીતે પોતાના માતા પિતાનો પૂર્ણ પરિચય આપ્યો. પછી દ્વારકા જવાની રજા

માગી. અત્યાર સુધી યમસંવરને ખબર ન હતી કે, પ્રદ્યુમન કયા કુળનો દીપક છે. તેને તો તે અજ્ઞાત કુળનો જ લાગતો હતો અને સદાને માટે પોતાના કુળનો દીપક બનાવ્યો હતો પણ જ્યારે તેમણે એ જાણ્યું કે, આ દ્વારકેશ શ્રી કૃષ્ણનો પુત્ર છે, ત્યારે તે ખૂબ ખુશ થયા. પણ જ્યારે કુમારે દ્વારકા જવાની આજ્ઞા માગી ત્યારે તો તે ચમકી જ ગયા. તેમને એવું લાગ્યું કે જાણે સો વીંછીએ એક સાથે ડંખ ના માર્યા હોય! પ્રદ્યુમનના વિરહની કલ્પનાથી, જ તે ધ્રૂજી ઊઠયા. પણ એને રોકાય પણ શી રીતે? પારકી વસ્તુ પર તેનો શો અધિકાર? રાજા યમસંવરની આંખો ભીની થઇ ગઇ. અચાનક તેને એક લોકોક્તિ યાદ આવી: કોયલ પોતાનાં ઈંડાં કાગડાના માળામાં મૂકે છે. કાગડી તેને પોતાનાં ઈંડાં સમજીને સેવે છે. ઇંડામાંથી બહાર નીકળીને કોયલના બચ્ચાં જ્યારે મોટાં થઈ જાય છે, ત્યારે કુહુ, કુહુ કરતા પોતાના કુળમાં ભળી જાય છે. કાગડી તો જોતી રહે છે. પોતાના હૃદયને કઠણ કરીને રાજા યમસંવરે કહ્યું:

'બેટા! તું જા એમ કહેવા માટે વજ્ર હૃદય ક્યાંથી લાવું? તું રહે એમ પણ કયા મુખે કહી શકું?'

' કનકમાલા પણ ત્યાં બેઠી હતી. પ્રદ્યુમનના જવાની વાત સાંભળીને તેના હૃદયમાં પણ દુઃખ થયું. ભલેને પ્રદ્યુમનને તેણે જન્મ આપ્યો ન હતો, પણ તેને પુત્રની

જેમ જ પોતાના ખોળામાં લઈને ખવડાવ્યું હતું. પોતાના વાત્સલ્યનું વારિ સિંચીને તેનું પોષણ કર્યું હતું. માતા પિતાને દુ:ખી થયેલા જોઇને પ્રદ્યુમને બંનેને કહ્યું :

'પૂજ્ય માતા અને પૂજ્ય પિતાજી! તમારું ઋણ તો હું કદાપિ ચૂકવી શકીશ નહીં. હું વેરાન જંગલમાં પથ્થર નીચે દબાઈને જીવનની અંતિમ ક્ષણોમાં હતો, તે વખતે તમે જ દયા કરીને મારો જીવ બચાવ્યો, મારું પાલન-પોષણ કર્યું, મને વિદ્યામાં નિષ્ણાત બનાવ્યો અને યુવરાજ-પદ આપીને તો મારા પર બહુ મોટી મહેરબાની કરી. તમારો પુત્ર ન હોવા છતાં પણ મને યુવરાજ બનાવ્યો એ તમારા અમાપ લાડ-પ્યારની જ નિશાની છે.

'પૂજ્ય માતા-પિતા! પરંતુ નસીબના લેખ આગળ તો બધાને નમવું પડે છે. મારાં માતા-પિતા મારા વિના ખૂબ વ્યાકુળ છે. તેથી નસીબના લેખનું પ્રાબલ્ય માનીને મને જવાની રજા આપો.'

પ્રદ્યુમનના પ્રસ્થાનની વાત આખા મેઘકૂટ નગરમાં ફેલાઈ ગઈ. અપર માતાઓ અને મંત્રી તથા બીજા બધાની પ્રદ્યુમને ક્ષમા માગી અને જવાની રજા માગી. આજનું દૃશ્ય ખૂબ કરુણ હતું. બધાંની આંખો ભીની હતી. બધાનું દિલ તૂટતું હતું, પણ બધા લાચાર હતા.

છેવટે કુમાર પોતાની બંને પત્નીઓ પાસે આવ્યો અને તેમને બધી વાત સમજાવીને કહ્યુ :

'તમે બંને અહીં સાસુ-સસરાની સેવામાં રહો. થોડા દિવસ પછી હું આવીને લઈ જઈશ'

જતી વખતે પ્રદ્યુમને માતા-પિતાને ફરીથી કહ્યું :

'પૂજ્ય માતા-પિતા ! હું કોઈ કોઈ વખત તમારાં દર્શન કરવા આવતો રહીશ. તમારી બને પુત્રવધૂ તમારી પાસે જ રહેશે. યોગ્ય સમયે હું તેમને લઈ જઈશ.'

બહુ મોટો જનસમુદાય નગરની બહાર કુમારને વિદાય આપવા આવ્યો હતો. મિલનની સાથે વિરહ અને વિરહની સાથે મિલન આ જગતમાં હંમેશાં રહે છે. ઉદાસ ચહેરે બધાં નગરમાં પાછાં ફર્યાં. પ્રદ્યુમન નારદની પાસે આવ્યો. નારદજીએ પ્રદ્યુમનને પોતાના વિમાનમાં બેસાડયો નારદજીનું વિમાન જૂનું અને ખખડી ગયેલું હતું. પ્રદ્યુમને આ જોયું. વિમાન ઉડતા પહેલાં તે વિમાનમાંથી નીચે ઊતર્યો અને પગની લાત મારીને વિમાન તોડી નાખ્યું. નવાઈ પામેલા નારદજી બોલ્યા :

'કુમાર ! આ તેં શું કર્યું ? વિમાન વગર આપણે દ્વારકા શી રીતે પહોંચીશું ?'

કુમારે હસીને કહ્યું :

'હજુ તો કંઈ નથી કર્યું. હવે શું થાય છે તે જોજો.'

મૂંઝવણમાં પડેલા નારદ તો જોતા જ રહ્યા, પ્રદ્યુમને પોતાની વિદ્યાના બળથી એક વિશાળ અને દૈવી વિમાન તૈયાર કર્યું. દૈવી વિમાન જોઈને નારદને ખૂબ નવાઈ લાગી. વિમાનનું તળિયું ખૂબ મજબૂત હતું. તેમાં રત્નજડિત થાંભલા હતા. ચારે દિવાલો પર ચિત્રો હતાં. ક્યાંક જંગલ, પર્વત, ઝરણાના કુદરતી દેખાવ હતા. ક્યાંક ઐતિહાસિક પ્રસંગો દોરેલા હતા, જે મન-મોહક હતા. આ દૈવી વિમાનમાં ઘણા ખંડ હતા. સૂવા માટે, ભોજન માટે અને બેસવા માટે જુદા જુદા ખંડ હતા. આ વિમાન જોઈને નારદજી બોલ્યા :

'કુમાર! તું તો તારા પિતા જેવો જ ચમત્કારી છે. શ્રીકૃષ્ણ પણ બાળપણમાં ચમત્કારી અને મશ્કરા હતા. હું તો વિચારતો હતો કે હવે કાયમ માટે મારું વિમાન ગયું.'

પ્રદ્યુમને કહ્યું :

'દેવર્ષિ! તમારું વિમાન ખૂબ જૂનું થઈ ગયું હતું. મને પોતાને જ નવાઈ લાગતી હતી કે, આવા રગશિયા ગાડા જેવા વિમાનમાં તમને મુસાફરી કરવાનું કેવી રીતે ગમતું હશે?'

નારદજી હસ્યા:

'બેટા ! તેં એક કહેવત સાંભળી હોય તેમ નથી લાગતું–'નવું નવ દિવસ, જૂનું બધા દિવસ' એ વિમાનમાં જ મારું આખું જીવન પસાર થયું. તેની પાછળ તો મારો ઇતિહાસ જોડાયેલો છે.

પ્રદ્યુમ્ને જવાબ આપ્યો :

'નારદજી ! નવો ઇતિહાસ બનાવવો એ પણ યુગધર્મ છે. જૂનું નાશ ના પામે તો નવું બને શી રીતે ? ઘસારો અને નવ-રચના તો આ સંસારથી કાયમથી ચાલતી આવેલી રીત છે. હું પણ આજે જૂનું ઘર છોડીને નવે ઘેર જાઉં છું.'

વિમાન દ્વારકા તરફ ઉડી રહ્યું હતું. ઉડતાં ઉડતાં રજત પર્વતને વટાવીને તે સપાટ ભૂમિમાં આવી ગયું. ખદિરા જંગલ આવ્યું એટલે નારદજીએ પ્રદ્યુમ્નને પેલો પથ્થર બતાવ્યો, જેની નીચે ધૂમકેતુએ પ્રદ્યુમ્નને દબાવી દીધો હતો. હવે દ્વારકા નગરીના મણિજડિત કાંગરા દેખાવા લાગ્યા. નારદજીએ કુમારને કહ્યું :

'કુમાર ! જુઓ, સ્વર્ગ નગરીની જેમ જ દ્વારકાના મણિમય કાંગરા કેવા સુંદર લાગે છે ?'

તે વખતે કુમારની નજર નીચે પડતાં જ એક બહુ મોટું લશ્કર જોયું. તેણે વિમાન સ્થિર કરીને પૂછ્યું:

'દેવર્ષિ ! આટલી મોટી વિશાળ સેના દ્વારકા પર ચડાઈ કરવા જતી હોય એમ લાગે છે. એટલે મેં વિમાન

રોકી લીધું છે. બોલો, મારે શું કરવું યોગ્ય છે?'

નારદજીએ હસીને કહ્યું :

'કુમાર! તમારી એક ધારણા તો સાચી છે કે, એ વિશાળ લશ્કર દ્વારકા તરફ જાય છે, પણ તેનો હેતુ આક્રમણ કરવાનો નથી.'

'તો પછી?' કુમારે પ્રશ્ન પૂછયો.

નારદજી બોલ્યા :

'કુમાર! હવે તો તમે વિમાન રોકી જ લીધું છે. એટલે હું તમને આખી વાત સંભળાવું છું. તમારા પિતા શ્રીકૃષ્ણને બત્રીસ હજાર રાણીઓ છે. તેમાં આઠ પટરાણી છે. તમારી માતા રુકમણી અને બીજી પટરાણી સત્યભામા વચ્ચે મોટે ભાગે અણબનાવ રહે છે. રુકિમણી દેવી જો કે તટસ્થ રહે છે, છતાં પણ સત્યભામા હંમેશાં એને નીચી દેખાડવાનો પ્રયત્ન કર્યા કરે છે. તમારા જન્મ પહેલાં કૃષ્ણ અને બળરામની સાક્ષીમાં સત્યભામા અને રુકિમણીએ શરત લગાવી હતી કે જો મારો બેટો તમારા બેટા પહેલાં પરણે તો એક મહિના માટે મારી દાસી બનવું પડશે અને તેનાથી ઊલટું બનશે તો હું તમારી દાસી બનીશ.

'કુમાર! એક વખત હસ્તિનાપુરના રાજા દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યું કે, જો મારે પુત્ર અને તમારે પુત્રી થાય અથવા મારે પુત્રી અને તમારે પુત્ર થાય તો આપણા

બાળકોનાં પરસ્પર લગ્ન કરીને આપણી મૈત્રી અતૂટ કરીશું' કૃષ્ણએ આ પ્રસ્તાવ આનંદથી સ્વીકારી લીધો. યોગ્ય સમયે દુર્યોધનની પટરાણીની કૂખે એક કન્યાનો જન્મ થયો જે ઉદધિકુમારીના નામથી પ્રખ્યાત થઇ.

'તમારો અને સત્યભામાના પુત્ર ભાનુકુમારનો જન્મ એક સાથે જ થયો હતો નસીબજોગે તમારું અપહરણ થયું. હવે સત્યભામાનો પુત્ર બધી રીતે યોગ્ય અને ઉમરલાયક થઈ ચૂકયો છે હવે દ્વારકામાં કૌરવપતિની કન્યા ઉદધિકુમારી સાથે તેનું લગ્ન થશે. ભાનુકુમારની સાથે પોતાની પુત્રીનું લગ્ન કરવાના હેતુથી કુરુપતિ દુર્યોધન આટલી મોટી સેના અને ઉદધિકુમારીને સાથે લઈને દ્વારકા જઈ રહ્યા છે. તમે જે આ લશ્કર જોઇ રહ્યા છો તે દુર્યોધનનું જ લશ્કર છે અને એ લશ્કર સાથે રથમાં ઉદધિકુમારી બેઠેલી છે.

'કુમાર! આ લગ્ન પછી સત્યભામાની જીત થશે અને તમારી માતા રુકિમણીને એક મહિના સુધી તેની ગુલામી સ્વીકારવી પડશે.'

કુમારના હાથમાં ચેતના વ્યાપી ગઇ. તેની આંખમાંથી જ્વાળા નીકળવા લાગી તેણે નારદજીને કહ્યું:

'દેવર્ષિ! મારી હયાતીમાં કોની તાકાત છે કે, મારી માતાનું અપમાન કરી શકે? તમે અહીં વિમાનમાં બેસી

રહો અને મને આજ્ઞા આપો. હું મારા ચમત્કારથી સત્ય-ભામા, ભાનુકુમાર અને દુર્યોધનની આશાઓ પર પાણી ફેરવી દઉં છું.'

નારદજીએ હસીને રજા આપી:

'ચમત્કારી ગોપાલના પુત્ર ચમત્કારી પ્રદ્યુમન! જાઓ તમારી હોશિયારી અને વિદ્યાઓથી દુશ્મનોનું અભિમાન ઉતારો. એમ કરીને તમારા માતા-પિતાને ખુશ કરો. હું વિમાનને અહીં જ સ્થિર રાખીને તમારી રાહ જોઇશ. પણ બહુ વાર ના લગાડશો.'

વિમાનમાંથી નીચે ઊતરીને પ્રદ્યુમને પોતાની બધી વિદ્યાઓને યાદ કરી અને વિદ્યાની શક્તિથી એક ભીલ-રાજનો વેશ ધારણ કર્યો. તેનું રુપ એટલું ડરામણું અને બીભત્સ હતું કે તેને જોતા જ કૂતરાં ભસવા લાગ્યા. કાળું કૂબડું નગ્ન શરીર, માથા પર પાંખોનો કદરૂપો મુગટ, વિચિત્ર અને ઘાટઘૂટ વિનાની મૂછો અને વિખરાયેલા વાળ, છાતી પર પૂંછડા જેવા સઘન વાળ, હાથમાં ધનુષ્ય અને કમરમાં કટાર. ભીલરાજ બનેલો પ્રદ્યુમનકુમાર કુરુ-રાજ દુર્યોધનના લશ્કરનો રસ્તો રોકીને ઊભો રહ્યો. ભીલને જોઈને દુર્યોધને કહ્યું:

'શુભ કાર્યમાં અપશુકન કરનાર આ ભીલ ક્યાંથી આવી ગયો? તેને દૂર કરો.'

ભીલરાજ બોલ્યો :

'મહારાજ ! હું તમારું શું અશુભ કે અપશુકન કરવાનો છું ? બસ, મારો કર આપતા જાઓ અને જ્યાં જવું ત્યાં જાઓ.'

દુર્યોધન એકદમ આવેશમાં આવી બોલ્યો :

'અરે મૂર્ખ ! તેં મને કોઈ વાણિયો વેપારી સમજી લીધો છે, જેથી મારી પાસે કર માગે છે ? રાજા લોકો કર લે છે, કર આપતા નથી. અહીં બેઠો બેઠો રાહ જોયા કર. કોઈ વેપારી કાફલો આવતો હશે, તેમની પાસે કર લેજે. અમે લોકો તો કરવાલ (તલવાર)થી રસ્તો સાફ કરીએ છીએ, કરથી નહીં.'

ભીલરાજ પણ ગુસ્સે થઇ ગયો. તેણે દઢતાથી કહ્યું :

'આ મારી ચોકી છે. અહીં થઇને જનાર દરેક આવતા જતા લોકોને મારો કર ચૂકવવો પડે છે. કર ચૂકવ્યા વિના તમે અહીંથી આગળ જઈ શકશો નહીં.'

ભીલની ધૃષ્ટતા જોઇને દુર્યોધનને ખૂબ ગુસ્સો આવ્યો. તેમણે પડકાર ફેંકતાં કહ્યું :

'ચાલ હટી જા મારી સામેથી. નાના મુખે મોટી વાત કરે છે ! શા માટે તું માર ખાવાની હદે જાય છે ? જો તને જરૂર હોય તો ભીખ રુપે કંઇક માગી લે તારી જાતનો વિચાર કરીને વાત કર.'

પ્રદ્યુમનને હવે વધુ વાદ વિવાદ કરવાનું અને સમય બગાડવાનું યોગ્ય લાગ્યું નહીં. તેથી ઇંટને જવાબ પથ્થર વડે આપતાં તેણે કહ્યું :

'દુષ્ટ દુર્યોધન ! હું તને સારી રીતે જાણું છું. વીરતા સાથે તારે શી લેવા દેવા ? તું તો હંમેશાં કપટ કરીને જ જીતતો આવ્યો છે. હું યુધિષ્ઠિર નથી કે કપટ કરીને જુગાર દ્વારા તું મને જીતી શકે. હું વાંકી આંગળીએ ઘી કાઢવાનું પણ જાણું છું.

આમ કહીને ભીલના વેશમાં રહેલા પ્રદ્યુમને ધનુષ્ય પર બાણ ચડાવ્યું કે તરત જ દુર્યોધનના મંત્રીએ તેને આમ કહીને રોકી દીધો :

'ઊભા રહો, અમે તમને કર આપીશું.'

ભીલના વેશમાં રહેલો પ્રદ્યુમન અટકી ગયો. તે વખતે મંત્રીએ એકાંતમાં લઇ જઈને દુર્યોધનને કહ્યું :

'મહારાજ ! આ ભીલ કોઈ સાધારણ માણસ નથી. પોતાની તાકાત પર તેને વિશ્વાસ છે આપણે લગ્ન કરવા જઈ રહ્યા છીએ. એ જે કંઇ માગે, તે આપીને લપ ટાળો.'

મંત્રીની વાતમાં સંમત થયેલા દુર્યોધને કહ્યું :

'ભીલરાજ ! અમે દીકરીનું લગ્ન કરવા દ્વારકા જઈ રહ્યા છીએ. આવા શુભ પ્રસંગે અમે તમને નિરાશ કરવા માગતા નથી. તેથી જે ઈચ્છા હોય તે માગી લો. બોલો,

તમારે શું જોઈએ? હાથી, ઘોડા, રથ આદિ ગમે તે માગી લો.'

ચમત્કારી ભીલના વેશમાં રહેલા પ્રદ્યુમને કહ્યું :

'મારે તમારી પુત્રી ઉદધિકુમારી જોઈએ.'

ભીલની નફ્ફટાઈ જોઈને દુર્યોધન ગુસ્સાથી ધ્રૂજવા લાગ્યો. ગુસ્સામાં રાતા-પીળા થઈ ગયેલા દુર્યોધને કહ્યું:

'અરે ચાંડાલ! તારું મુખ તો અરીસામાં જોઇ લે. તારી આ મજાલ કે ભીલ હોવા છતાં રાજકુમારીના સ્વપ્ન જુએ છે? કોઈએ સાચું જ કહ્યું છે કે; લાત ખાવા ટેવાયેલા માણસો વાતથી માનતા નથી.'

આમ કહીને દુર્યોધને સૈનિકોને કહ્યું :

'સૈનિકો! આ નરાધમને બાંધી દો.'

દુર્યોધનના સૈનિકો તેના પગ પકડીને ઘસડવા લાગ્યા. પણ ભીલને એક તલભાર પણ ખસેડી શકયા નહીં. હવે તો સૈનિકો પણ ગુસ્સાથી રાતાપીળા થઇ ગયા તેઓએ ભીલને બાણ મારવાનું શરૂ કરી દીધું. આ તરફ ભીલે પણ ધનુષ પર બાણ ચડાવી દીધું. તેણે પોતાની વિદ્યાના બળે એક સૈન્ય તૈયાર કરી દીધું. દુર્યોધનના સૈનિકો એક પછી એક મરવા લાગ્યા. ભીલ એક બાણ છોડતો અને તેનાં હજાર બાણ થઇ જતા થોડી વારમાં જ કૌરવ સેનામાં હાહાકાર મચી ગયો. પ્રદ્યુમનની ઈચ્છા ડર ફેલાવવાની હતી તેથી તેણે એવો ત્રાસ વર્તાવ્યો કે દુર્યોધનનો જીવ

ગળે આવી ગયો. જ્યારે ચારે તરફ નાસ-ભાગ થવા લાગી ત્યારે પ્રસંગ જોઈને ભીલ ઉદધિકુમારીના રથ નજીક આવી ગયો. ભીલને જોતાં જ કુમારી ચીસ પાડી ઊઠી કુમારીને લઈને ભીલ નારદજી પાસે આવ્યો. તેમને ઉદધિકુમારી સોંપીને કહ્યું :

'દેવર્ષિ ! હવે હું દ્વારકા જઉં છું. ત્યાં જઈને મારી વિદ્યાથી બધાને ચમકાવીને પછી તમારી પાસે આવીશ. ત્યાં સુધી આ રાજકન્યાને તમે સંભાળો.'

નારદજીએ ઉદધિકુમારીને પ્રદ્યુમનનો પરિચય આપીને તેને નિર્ભય કરી. આ તરફ દુર્યોધન તો શોધતો જ રહ્યો કે ભીલ મારી બેટીને લઈને ક્યાં જતો રહ્યો. તેના સૈનિકો ઉદધિકુમારીને આમ-તેમ શોધવા લાગ્યા, પણ તે મળે ક્યાંથી ? તે તો આકાશમાં બધાની આંખોથી દૂર વિમાનમાં બેસીને પોતાની કલ્પનામાં ડૂબી હતી.

\+ \+ \+

પ્રદ્યુમનકુમાર દ્વારકામાં દાખલ થયો તેણે એક રાજકુમારને જોયો, જે સફેદ ઘોડા પર બેઠો હતો તેના કપાળ પર તિલક શોભતું હતું. તેનો રત્નમુગટ પોતાનાં કિરણો ચારે તરફ ફેંકતો હતો. તેનાં કપડાં ખૂબ આકર્ષિત હતાં. પ્રદ્યુમને કર્ણપિશાચિની વિદ્યાને પૂછ્યું :

'આ રાજકુમાર કોણ છે ?'

વિદ્યાએ કહ્યું :

'આ સત્યભામાનો પુત્ર ભાનુકુમાર છે ઉદધિકુમારી સાથે તેનું જ લગ્ન થવાનું છે તેને ઘોડેસવારીનો ખૂબ શોખ છે.'

કર્ણપિશાચિનીનું કથન સાંભળીને પ્રદ્યુમન ઘોડાનો વૃદ્ધ સોદાગર બની ગયો અને વિદ્યાના બળથી એક સુંદર ઘોડો તૈયાર કર્યો. ઘોડાને લઈને તે ભાનુકુમાર પાસે આવ્યો. ઘોડાને જોઈને ભાનુકુમારે પૂછ્યું :

'મહાનુભાવ ! આ ઘોડો તમે ક્યાંથી લાવ્યા છો ? શું એને વેચવાનો છે ?'

વૃદ્ધ વેપારીએ કહ્યું :

'હજુ સુધી એને ખરીદનાર કોઈ શોખીન મળ્યો નથી. જો તમે તેની કિંમત આપી શકો તો જરૂર વેચું.'

ભાનુકુમારનું અભિમાન જાગૃત થઈ ગયું. તે બોલ્યો :

'અમે ખરીદીશું. ઘોડાનું મૂલ્ય અને વિશેષતાઓ બતાવો.'

વેપારી બોલ્યો :

'પૃથ્વીનાથ ! પહેલાં તમે તેની કસોટી કરી લો. પછી તેનું મૂલ્ય બતાવું.'

ભાનુકુમાર ઘોડા પર સવાર થયો. તેણે ઘોડાની લગામ ખેંચી કે તરત જ ઘોડો આકાશમાં ઉડવા લાગ્યો. ભાનુકુમારની સાથેના સરદાર અને અંગરક્ષકો નવાઈ પામીને જોતા જ રહ્યા અને ચિંતા પણ થઈ કે, આ ઘોડો કોણ જાણે ક્યાં લઈ જઈને કુમારને ફેંકી દેશે ?

ભાનુકુમારને લઇને ઘોડો બહુ ઊંચે ઊડી ગયો અને વિવિધ પ્રકારની કળા કરતો આમ તેમ ચકકર લગાવવા લાગ્યો. બીકને કારણે ભાનુકુમાર તેની પીઠ પર ચીટકી ગયો. અચાનક ભાનુકુમારની પાવડી નીચે પડી ગઈ. ભાનુકુમારની આબરૂ ધૂળમાં મળી ગઇ તેણે ઘોડાને નીચે ઉતારવાનો ખૂબ પ્રયત્ન કર્યો, પણ ઘોડો નીચે ઊતરવાનું નામ જ લેતો ન હતો. મહાપરાણે ઘોડો નીચે આવ્યો. કુમારના હોશ ઊડી ગયા હતા. તે વખતે ઘોડાની લગામ પોતાના હાથમા લેતાં વૃધ્ધ વેપારી પ્રદ્યુમને કહ્યું :

'ભાનુકુમાર ! તમે વાસુદેવ શ્રીકૃષ્ણના પુત્ર છો. તેમના ભવિષ્યની આશા છો. વળી ઘોડાના શોખીન પણ છો. છતાં પણ એક ઘોડાને તમે કાબૂમાં રાખી શકયા નહીં, તો ભવિષ્યમાં રાજનું કામ કેવી રીતે ચલાવશો ?'

વેપારીની તીખી વાણી સાંભળીને ભાનુકુમાર ગુસ્સે થઇ ગયો. ગુસ્સે થઇને તે બોલ્યો :

'અરે ડોસા ! તારી જીભ કાલી માતાની જેમ ખૂબ લાંબી લાગે છે. ઘોડા વેચવામાં કોઈ વીરતા નથી. જરા હું પણ જોઉં તો ખરો કે, ઘોડાને તું કેવી રીતે કાબૂમાં લે છે ?'

ભાનુકુમારની અભિમાનથી ભરેલી વાણી સાંભળીને વેપારી બોલ્યો :

'કુમાર ! હું તો હવે ઘરડો થઈ ગયો છું. તેથી ઘોડેસવારી નથી કરતો. જ્યારે હું તમારી ઉંમરનો હતો ત્યારે આવા ઘોડાને તો હું ગણતો જ ન હતો. પણ

તમે પડકાર ફેંક્યો છે, એટલે હું તમને સવારી કરીને બતાવું છું. જરા તમારા માણસોને કહો કે મને ઘોડા પર બેસાડી દે. ઘડપણને કારણે ઘોડા પર ચડવાની મારામાં શક્તિ નથી.'

ભાનુકુમારના કહેવાથી કેટલાક સુભટો વેપારીના વેશમાં રહેલા પ્રદ્યુમનને ઉઠાવીને ઘોડા પર બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પ્રદ્યુમને પોતાનું શરીર એટલું બધું ભારે બનાવી દીધું કે, સુભટો તેને તલભાર પણ હલાવી શક્યા નહીં. પછી પોતાની વિદ્યાના બળે તેણે તે એકદમ હલકું કરી નાખ્યું. હવે સુભટોએ તેને ફૂલની માફક ઉપાડીને ઘોડા પર બેસાડ્યો. પ્રદ્યુમન ઉછળીને ઘોડા પર ચડી ગયો અને લગામ પકડી ઘોડો તેના ઇશારે નાચવા લાગ્યો વેપારી ઘોડેસવારે અનેક કળાઓ બતાવી અને પછી તો આકાશમાં ઉડી ગયો. આકાશમાં પણ ઘોડાએ અનેક કળા શિખવાડી. ભાનુકુમારને તો ખૂબ નવાઈ લાગી. વેપારી ઘોડાને લઇને નીચે આવ્યો અને ભાનુકુમારને કહ્યું :

'હવે ખાતરી થઇને તમને ? તમે તો આજે એવું કર્યું કે જાણે નાચનારીને આંગણું વાંકું. આ ઘોડો તમે વશમાં નહીં રાખી શકો'

આમ કહીને વેપારી ઘોડાને લઇને આગળ વધ્યો અને અદૃશ્ય થઇ ગયો. પ્રદ્યુમને ભાનુકુમારનું અભિમાન ઉતારી નાખ્યું. તે પોતાના સુભટો સમક્ષ ખૂબ શરમાઈ

ગયો અને ઘેર જતો રહ્યો.

ભાનુકુમારની આબરૂ ધૂળમાં મેળવીને પ્રદ્યુમ્ન આગળ વધ્યો અને એક મનોહર બગીચામાં દાખલ થયો. બગીચાનું સૌંદર્ય અને ઘટાદાર-સુખદ છાંયડો જોઈને પ્રદ્યુમ્નને થોડો આરામ કરવાનો વિચાર આવ્યો. પણ તેને બીજો વિચાર આવ્યો. જલદી જલદી કેટલાક ચમત્કારો બતાવીને દ્વારકામાં ધમાલ મચાવીને નારદજી પાસે પહોંચવાનું છે અને પછી તરત જ માતાજીને મળવાનું છે. આવો વિચાર કરીને પ્રદ્યુમ્ને કર્ણપિશાચિની માયાને પૂછ્યું: 'દેવી! આ મનોહર અને મનને આકર્ષણ કરનાર આ બગીચો કોનો છે?' કર્ણપિશાચિનીએ કહ્યું: 'કુમાર! આ બગીચો મહારાણી સત્યભામાનો છે.'

ચમત્કારી પ્રદ્યુમ્ને જંગલી પ્રાણીઓનાં અનેક વિવિધ સ્વરૂપ ધારણ કર્યાં. શિયાળ, વરુ, ભૂંડ, હરણ, ઘેટાં-બકરાં, જંગલી બિલાડો, ખચ્ચર જેવાં પ્રાણીઓનાં ટોળાં જંગલમાં ફરવા લાગ્યાં અને બધાં જ બગીચાનાં તોડ-ફોડ કરવા લાગ્યાં. ઝાડને નીચે પાડી નાખ્યા અને ફૂલવાડીનો નાશ કરી નાખ્યો. માળીઓએ રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો પણ તેમના બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. જ્યારે આ તોડ-ફોડની ખબર સત્યભામાને મળી ત્યારે તેણે સશસ્ત્ર સૈનિકો મોકલ્યા. પણ સૈનિકો બિચારા શું કરે? બગીચો તો ઉજ્જડ થઈ ગયો. વળી હવે ત્યાં એક પણ પ્રાણી દેખાતું ન હતું. આશ્ચર્યમાં ડૂબેલા સૈનિકો નિરાશ

થઈને પાછા ફર્યા.

સત્યભામાના બગીચાને ઉજ્જડ કરીને પ્રદ્યુમન આગળ વધ્યો. તેણે જોયું તો એક સોનાને બનાવેલો, રત્નજડિત રથ રાજમાર્ગ પર જઈ રહ્યો હતો. કુમારે કર્ણપિશાચિનીને પૂછયું :

‘ દેવી ! આ રથ કોને છે અને કયાં જઈ રહ્યો છે ? ’

‘ કર્ણપિશાચિનીએ કહ્યું :

‘ કુમાર ! આ રથ પણ સત્યભામાને છે. અત્યારે સત્યભામાની દાસીઓ કુંભારને ઘેર ઘડા લેવા જઈ રહી છે. ભાનુકુમારના લગ્નમાં ચક્રપૂજા થશે. આ લગ્ન થઈ ગયા પછી તમારાં માતાજીને તેમની ગુલામી સ્વીકારવી પડશે કંઈક ચમત્કાર બતાવો અને આ કામને અટકાવો ’

કુમાર પ્રદ્યુમન અદશ્ય રહીને તેમની પાછળ ગયો. જ્યારે સત્યભામાની દાસીઓ ઘડા લઈને રથમાં બેઠી તો રથને જોતી જ રહી. ઘોડાની જગ્યાએ રથને ઊંટ અને ગધેડા જોડેલા હતા. પ્રદ્યુમન પોતે જ સારથિ બનીને બેસી ગયો. દાસીઓ બેસી ગઈ એટલે રથ દોડવા લાગ્યો. દ્વારકાનાં સ્રી-પુરુષો આ અદ્ભુત રથને જોઈને જોર-જોરથી હસવા લાગ્યાં. આ તરફ રથને ખૂબ જોરથી દોડતો જોઇને સત્યભામાની દાસીઓ ચીસો પાડવા લાગી. દોડતા રથમાંથી એક પછી એક બધા ઘડા નીચે ગબડતા હતા અને તૂટી જતા હતા. પછી એક વખત પ્રદ્યુમને રથને એવો

ઉછાળ્યો કે દાસીઓ નીચે ગબડી પડી. ઘાયલ થયેલી દાસીઓને ત્યાં જ રાખીને પ્રદ્યુમન અદૃશ્ય થઇ ગયો. દાસીઓએ સત્યભામાને ફરિયાદ કરી, પણ તે બિચારી કંઈ કરી શકી નહીં. દ્વારકાના લોકો પણ હેરાન થઇ ગયા હતા કે આ કામ તો કોઇ જાદુગરનું જ હોવું જોઇએ.

હવે પ્રદ્યુમને એક બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું. બરફ જેવું સફેદ સ્વચ્છ ધોતિયું, ખભા પર જનોઈ અને કપાળે ભવ્ય તિલક શોભતું હતું. ડાબા હાથમાં કમંડળ અને જમણા હાથમાં નાની જપમાળા લટકતી હતી. પૂજ્યપાદ બ્રાહ્મણ સ્વસ્તિ શ્લોકો બોલતો આગળ વધતો હતો. સામે જે પણ મળતું તે ભૂદેવને શ્રદ્ધા-ભકિતથી પ્રણામ કરતું અને બ્રાહ્મણ જપમાળાવાળો હાથ ઊંચો કરીને આશિષ આપ તો: ‘ પુણ્યશાળી બનો, લાંબુ આયુષ્ય પ્રાપ્ત થાઓ. કલ્યાણ થાઓ.’ આવાં સ્વસ્તિ વચનથી તે બધાંને સંતોષ આપતો. ફરતાં ફરતાં બ્રાહ્મણના વેશમાં રહેલો પ્રદ્યુમન મહારાણી સત્યભામાના બગીચામાંની વાવ નજીક આવ્યો. વાવની રક્ષક દાસીએ તેને પ્રણામ કર્યાં. તેને આશીર્વાદઆપીને બ્રાહ્મણે કહ્યું :

‘ દેવી ! આ બ્રાહ્મણને થોડું પીવા માટેનું પાણી અને ઇચ્છા હોય તો ભોજન માટે લોટ-દાળનું સીધુ પણ આપ. હું સ્વયંપાકી બ્રાહ્મણ છું. આ બગીચામાં બેસીને હું મારા હાથે જ રસોઈ બનાવીશ.’

દાસીએ કહ્યું.

'પ્રભુ ! હું પોતે તો દાસી છું. દાસી કોઈને પણ પોતાની ઈચ્છાથી શું આપે ? તમે અંદર નગરમાં જાઓ. આ દ્વારકામાં ઘણા ગૃહસ્થો રહે છે તેઓ તમને સીધુ-પાણી આપીને સંતુષ્ટ કરશે.'

બ્રાહ્મણે ફરીથી કહ્યું

'દેવી ! ભોજનની મને ચિંતા નથી એક કમંડલ પાણી આપ. વાવની નજીક હોવા છતાં તું મને પાણીની ના પાડે છે ? આ તો નવાઈની વાત કહેવાય.'

દાસીએ પોતાની લાચારી દર્શાવી :

'હે ભૂદેવ ! આ વાવ મહારાણી સત્યભામાની છે. તેનું એક ટીપું પાણી પણ બીજાને આપવામાં આવતું નથી. હું એની રખેવાળી એટલા માટે કરું છું કે, તેનાં પાણીને કોઈ સ્પર્શ પણ કરી શકે નહીં.'

બ્રાહ્મણ બોલ્યો :

'અરે ગાંડી ! હવા અને પાણી કોઈની માલિકીનાં નથી. વળી એક બ્રાહ્મણને પાણી પિવડાવવાથી તો તારું કલ્યાણ થશે. હું માત્ર જાતિથી જ બ્રાહ્મણ નથી કર્મથી પણ બ્રાહ્મણ છું. મને પાણી પિવડાવવાથી તારી કાયા કંચન જેવી થઈ જશે. તારા રૂપને જોઈને સત્યભામા પણ ઈર્ષ્યા કરશે. તેથી કંઈ પણ વિચાર્યા વિના મારું આ કમંડલ ભરી દે.'

દાસીએ દૃઢતાથી કહ્યું :

'મહારાજ ! તમે ગમે તે કહો. હું આ વાવમાંથી એક ટીપું પણ નહીં આપું. મને માફ કરો.'

બ્રાહ્મણે પણ દૃઢતાથી કહ્યું :

'તો પછી હું જાતે જ પાણી લઈશ. જોઉં છું કે મને કોણ રોકે છે.'

આમ કહીને બ્રાહ્મણે દાસીને એક તરફ ધકેલીને વાવમાંથી એક કમંડલ પાણી ભરી લીધું અને પોતાની વિદ્યાથી વાવનું સંપૂર્ણ પાણી કમંડલમાં જ સમાવી દીધું. 'ગાગરમાં સાગર' વાળી કહેવતને 'કમંડલમાં વાવ' કરીને પ્રત્યક્ષ બતાવી દીધું. રક્ષક દાસી બેચેન બની ગઈ અને મહારાજના પગમાં પડીને બોલી :

'મહારાજ ! તમારી વિદ્યા પાછી ખેંચી લો. વાવનું પાણી પાછું લાવી દો, નહીં તો મારી ખેર નથી. મહારાણી સત્યભામા મને કડક સજા કરશે.'

બ્રાહ્મણે કમંડલમાંથી પાણીના થોડા છાંટા દાસી પર નાખ્યા. જોત-જોતામાં તો દાસી દૈવી રુપની બની ગઈ. વસ્ત્રાભૂષણોની સજાવટ પામેલી દાસી પોતાના રુપને જોઈને ચમકી ગઈ. તે મનમાં ને મનમાં બ્રાહ્મણનાં ગુણ-ગાન ગાવા લાગી. હવે તક જોઈને બ્રાહ્મણ ત્યાંથી ભાગ્યો.

આખી વાવનું પાણી કમંડલમાં ભરીને બ્રાહ્મણ તો ચાલવા માંડયો. રૂપાળી બનેલી દાસી તેનું રુપ જોવામાં મગ્ન બની ગઇ હતી. બ્રાહ્મણના ગયા પછી દાસીને પોતાની ફરજનું ભાન થયું એટલે તે તો બૂમો પાડતી બ્રાહ્મણની પાછળ દોડવા લાગી. તેની પાછળ પાછળ બગીચાના રખેવાળ અને બીજી દાસીઓ પણ દોડી રહી હતી. પરંતુ બ્રાહ્મણ અટકવાનું નામ લેતો ન હતો. આગળ જતાં રાજમાર્ગના ચાર રસ્તા પર બ્રાહ્મણના વેશમાં રહેલો પ્રદ્યુમન એકદમ રોકાઈ ગયો. ચારે બાજુ ભીડ જમા થઇ ગઈ દાસી બૂમો પાડી પાડીને કહેવા લાગી :

'આ બ્રાહ્મણ ચમત્કારી છે. મહારાણી સત્યભામાની વાવનું બધું પાણી તેણે ગાયબ કરી દીધું છે.'

કેટલાક લોકો બ્રાહ્મણને પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે કેટલાક ગુસ્સે પણ થયા. બ્રાહ્મણે કમંડળનું પાણી ત્યાં જ ઢોળી નાખ્યું. વિદ્યાબળથી પ્રદ્યુમને એટલું બધું પાણી વધારી દીધું કે, ત્યાં પુર આવી ગયું. ચારે બાજુ પાણી પાણી થઇ ગયું. કમંડલના પાણીએ નદીનું રુપ ધારણ કરી લીધું. લોકો તો બ્રાહ્મણને ભૂલીને 'હાય તોબા' કરવા લાગ્યા જ્યારે બધા અત્યંત દુઃખી અને હેરાન થઈ ગયા ત્યારે પ્રદ્યુમને પોતાની માયા સમેટી લીધી.

દ્વારકામાં ચારે બાજુ ચમત્કારી બ્રાહ્મણની વાતો

થવા લાગી. લોકોને આશ્ચર્ય એ વાતનું હતું કે કોણ જાણે કેમ તે મહારાણી સત્યભામાની આજુ-બાજુ જ ચમત્કાર કરતો ફરે છે. સૌથી પહેલાં ઘડો લેવા જતી વખતે તેમની જ દાસીઓને ઘાયલ કરી. કોઈ દેવની માયાએ તેમનો જ બાગ ઉજ્જડ કર્યો. આજે તેમની જ વાવનું પાણી સૂકવી દેવામાં આવ્યું લાગે છે, કોઇ દેવ સત્યભામાની પાછળ પડયો છે

પ્રદ્યુમને હવે આગળ ચમત્કાર કરવા માટે વામનના વેશનું બ્રાહ્મણ રુપ લીધું અને દ્વારકાના બજારમાં પહોંચી ગયો. તે વખતે બજારની સજાવટ ખૂબ ભવ્ય હતી. પ્રદ્યુમને કર્ણપિશાચિની દેવીને પૂછયું :

'દેવી! આજે બજારમાં આટલી રોનક કેમ છે ?'

કર્ણપિશાચિનીએ જવાબ આપ્યો :

'કુમાર! ભાનુકુમારના લગ્નને કારણે અહીં આટલી રોનક છે. બધા દુકાનદારો લગ્ન સામગ્રી પૂરી પાડવામાં રોકાયેલા છે'

કર્ણપિશાચિનીનો જવાબ સાંભળીને ઠીંગણા કદનો એક વામન બ્રાહ્મણ એક માળીની દુકાને ગયો અને બોલ્યો :

'હે માળી! બે ચાર ફૂલ આ બ્રાહ્મણને આપો!

માળીએ કહ્યું :

'હું યુવરાજ ભાનુકુમાર માટે હાર ગૂંથી રહ્યો છું.

આ ફૂલમાંથી તમને એક પણ ફૂલ મળશે નહીં.'

'તમારી ઈચ્છા.' આટલુ કહીને ઠીંગલો બ્રાહ્મણ આગળ ચાલવા માંડયો. આ તરફ માળીએ જોયું તો તેનાં બધા ફૂલ આકડા ધંતૂરાનાં ફૂલ બની ગયાં હતાં.

તેમાંથી ખરાબ વાસ આવતી હતી. માળીએ પોતાનું કપાળ કૂટયું, ખૂબ ગભરાયો અને આમ તેમ નજર કરીને બ્રાહ્મણને શોધવા પ્રયત્ન કર્યો તો બ્રાહ્મણ કયાંય દેખાયો નહીં. 'હવે શું થશે?' એમ વિચારતો માળી પોતાના નસીબને રડવા લાગ્યો.

આગળ જતા વામન બ્રાહ્મણે એક કાપડિયા પાસે કફન માટે થોડું કપડું માગ્યું. કાપડિયાએ સ્પષ્ટ ના પાડી દીધી. બ્રાહ્મણને કોઇ ચિંતા ન હતી. તે તો આગળ ચાલવા માંડયો. આ તરફ કાપડિયાએ જોયું તો ભાનુકુમાર માટે ખરીદેલાં જરી અને રેશમનાં કપડા શણ અને કંતાનનાં થઇ ગયાં. કાપડિયો હાય હાય કરવા લાગ્યો. આ રીતે આખા બજારમાં ઉથલ પાથલ મચી ગઇ શરાફ અને ઝવેરીઓનાં રત્નાભૂષણ પથ્થર કાંકરા થઇ ગયાં. તેમના મેવા-મીઠાઈ કોલસા બની ગયા. બધાની દુકાનો કાદવ-કચરાથી ભરાઇ ગઈ. ચારે બાજુથી દુકાનદારો ભેગા થઇને ઠીંગલા બ્રાહ્મણને શોધતા હતા, પણ તે તો ક્યાંય મળતો ન હતો

બધા દુકાનદારોને ચીસો પાડતા છોડીને પ્રદ્યુમન

આગળ ચાલવા લાગ્યો. આગળ જતાં તેણે એક ભવ્ય મહેલ જોયો. તેણે કણું પિશાચિનીને પૂછયું :

'દેવી ! આ મહેલ કોનો છે ?'

કણું પિશાચિનીએ જવાબ આપ્યો :

'કુમાર ! આ તમારી અપરમાતા સત્યભામાનો મહેલ છે. ભાનુકુમારનાં લગ્ન કરીને તમારી માતાનું મન તોડી નાખવાનો તેમનો ઇરાદો છે. તેથી તમે આજે તેમને પણ કંઇક એવો ચમત્કાર બતાવો કે તે પણ તમને યાદ કરે.'

પ્રદ્યુમને પણ વિચાર કર્યો કે સાચી કરામત તો અહીં બતાવવાની જરૂર છે. તેથી તેણે એક કોમળ બ્રાહ્મ-બાળકનું રૂપ લીધું. બ્રાહ્મણકુમારે ઘુંટણ સુધી ધોતી પહેરી હતી. ખભા પર ત્રણ દોરાવાળી જનોઇ શોભતી હતી. ગળામાં રૂદ્રાક્ષની માળા પડી હતી. કપાળ પરનું તિલક જોનારાને મુગ્ધ કરતું હતું. બગલમાં કુશનું આસન હતું અને હાથમાં પીત્તળની લોટી હતી.

સત્યભામા પોતાની દાસીઓથી વીંટળાઇને બેઠી હતી બ્રાહ્મણકુમારે સત્યભામાને આશીર્વાદ આપતાં 'સ્વસ્તિ અસ્તુ' નું ઉચ્ચારણ કર્યું. બ્રાહ્મણ બાળકના સૌમ્ય રૂપને જોઇને સત્યભામા ખૂબ ખુશ થઇ. તરત જ તેને આસન આપીને પૂછયું :

'અહો વિપ્રસુત ! શ્રીકૃષ્ણની પટરાણી સત્યભામા તમારું સ્વાગત કરે છે. બોલો ભૂદેવ ! તમારે શું જોઈએ ? આજના મંગલ પ્રસંગે હું તમને મોં માગી ભિક્ષા આપીશ.

નિસ્પૃહી બ્રાહ્મણકુમારે કહ્યું :

'માતા ! પેટની આગ સંતોષવા માટે વધુ કંઈ જોઈતું નથી. બસ, ભોજન કરાવીને જ મને સંતુષ્ટ કરો.'

નજીકમાં જ ઊભેલા, ભોજન માટે જ આમંત્રિત એક બ્રાહ્મણે બ્રાહ્મણકુમારને કહ્યું :

બ્રાહ્મણકુમાર ! જેમ તારી ઉંમર નાની છે તેમ બુદ્ધિ પણ ટૂંકી છે. અરે મૂર્ખ ! ભોજન તો દ્વારકામાં ગમે ત્યાં મળી જશે. કૃષ્ણપ્રિયા મહારાણી સત્યભામા પાસે તો તારે એવું કંઈક માગવું જોઈએ કે, ફરી કદાપિ માગવાની જરૂર જ ના પડે. અહીંના ભંડારમાં શાની ખોટ છે ? તું ઈચ્છે તો બે ચાર ગામની જાગીર માગી લે. હાથી ઘોડા રત્ન ઝવેરાત માગી લે. પણ તું તો બુદ્ધિનો બળદિયો નીકળ્યો.'

બ્રાહ્મણની પૂરી વાત સાંભળ્યા પછી બ્રાહ્મણકુમારે કહ્યું :

'વિપ્રવર ! મારી પાસે એટલું ધન છે કે, ફરી ક્યારેય ધનની જરૂર નથી પડતી. સંતોષરૂપી ધનને તોલે બે ચાર ગામની જાગીર અને હાથી ઘોડા તો શું ત્રિલોકનો વૈભવ પણ આવી શકે નહીં. બ્રાહ્મણ હોવા છતાં તમે અબ્રાહ્મણીય વિચારોને પોષણ આપો છો. વિદ્વાને

વેચીને ભરણુ પોષણુ કરનારા બ્રાહ્મણના નામ પર આ કલંક છે. જે બ્રાહ્મણ આવતી કાલના ભોજનની ચિંતા કરે છે તે બ્રાહ્મણ હોવા છતાં શૂદ્ર છે. બ્રાહ્મણ માટે તો રાણી, મહારાણી કે મજદૂરણમાં પણ કોઈ તફાવત નથી. રાણીના હીરા રત્ન તો તેને માટે પથ્થર જેવાં છે. મજૂરનો ઘરનો રોટલો તેના માટે સર્વસ્વ છે અન્નથી વધુ કોઈ વસ્તુનું મૂલ્ય નથી. કેટલા રાજા મહારાજા એવા છે કે, જે હીરા પન્ના પોખરાજ નીલમ વગેરે ખાઈને પેટ ભરે છે ?'

'હે બ્રાહ્મણ ! જેમ કમળ પાણીમાંથી જન્મેલું હોવા છતાં અને હમેશાં પાણીમાં રહેવા છતાં પણ પાણીથી નિર્લેપ રહે છે એવી જ રીતે જગતમાં રહેવા છતાં જગતથી નિર્લેપ રહેનાર બ્રાહ્મણ જ સાચો બ્રાહ્મણ છે. નિર્લોભી, નિષ્કામ, અકિંચન, વિદ્યાવ્યસની, ગૃહસ્થ હોવા છતાં પણ સંન્યાસી જેવો બ્રાહ્મણ જ સાચો બ્રાહ્મણ છે.'

બ્રાહ્મણકુમારની આવી વિવેકપૂર્ણ, શાસ્ત્રોક્ત અને નિસ્પૃહતાથી ભરેલી વાતો સાંભળીને તે બ્રાહ્મણ ખૂબ લજ્જિત થઈ ગયો અને સત્યભામા પ્રભાવિત થઈ ગઈ. બ્રાહ્મણકુમાર તરફ તેની શ્રદ્ધા ખૂબ વધી ગઈ. શ્રધ્ધાના રંગે રંગાયેલી તેણે બ્રાહ્મણકુમારને કહ્યું :

'વિપ્રકુમાર ! નાની ઉંમરમાં તમે જેટલું ભણતર મેળવ્યું છે એટલું જ ગણતર છે અને જેટલું ગણતર

છે તેને જીવનમાં પણ ઉતાર્યું છે. તમે બ્રાહ્મણને યોગ્ય નિસ્પૃહતાને અપનાવીને બ્રાહ્મણત્વનું ગૌરવ વધાર્યું છે. ધન્ય છે તમને !

'હે બ્રાહ્મણકુમાર ! હું આજે મારા પુત્ર ભાનુ- કુમારના લગ્નની ખુશીમાં બ્રહ્મભોજન આપી રહી છું. પ્રાંગણમાં આમંત્રિત બ્રાહ્મણો બેઠા છે. તમે પણ તેમની સાથે બેસીને ભોજન કરો.'

બ્રાહ્મણકુમારના વેશમાં રહેલા પ્રદ્યુમને કહ્યું :

'માતાજી ! જો તમે મને એકાંતમાં તમારે હાથે પીરસીને ભોજન કરાવી શકો તો કરાવો નહીં તો રહેવા દો. હું તો કયાંક બીજેથી મધુકરી લઈ લઈશ.'

આમ કહીને બ્રાહ્મણકુમાર જવા માટે ઊઠયો કે તરત જ સત્યભામાએ આગ્રહપૂર્વક કહ્યું :

ના કુમાર ! એમ ના થઈ શકે. તમે અહીં બિરાજો. હું તમને ભોજન કરાવીશ. વાસુદેવ શ્રીકૃષ્ણની પટરાણીને ઘેરથી કોઈ ભૂખ્યો જઈ શકે નહીં.'

બ્રાહ્મણકુમાર ભોજન કરવા બેસી ગયો. સત્યભામા પોતે જ રસોઈ ઘરમાં ગઈ અને બ્રાહ્મણકુમાર સામે ભોજન પિરસ્યું. વિપ્રકુમાર ભોજન કરવા લાગ્યો. એક બેડોળ દાસી પાણી આપવા આવી. વિપ્રકુમારે પાણીના થોડા છાંટા બેડોળ દાસી પર નાખ્યા. વિદ્યાબળથી તે દાસી સ્વરૂપવાન બની ગઈ. તેનું કુરૂપ અદૃશ્ય થઈ ગયું. તેના

રૂપને જોઇને સત્યભામા પણ શરમાઈ ગઇ. લાવણ્યવતી દાસીને જોઇને સત્યભામા મનમાં ને મનમાં વિચારવા લાગી: 'આ નાની ઉંમરનો બ્રાહ્મણ તો વિદ્યાનો ભંડાર અને ચમત્કારી લાગે છે. હું પણ મારે માટે દૈવી રૂપ માગી લઉં તો વાસુદેવ શ્રીકૃષ્ણ મારી તરફ જ ખેંચાયેલા રહેશે અને પછી તો રુક્મિણીનો ભાવ પણ નહીં પૂછે.'

સાચું જ છે, અસંતુષ્ટ માણસો કદાપિ તૃપ્ત નથી થતા. બધું મેળવેલું હોવા છતાં તે વધુ ને વધુ મેળવવા માગે છે. સત્યભામા ખરેખર અત્યંત સુંદર અને લાવ-ણ્યવતી હતી. છતાં પણ તેનું મન હજુ પણ વધારે રૂપાળી બનવા માટે લલચાયું. બ્રાહ્મણકુમાર તેના મનની લાગણીને સમજી ગયો અને બોલ્યો :

'માતાજી! કૃષ્ણ વાસુદેવની રાણી હોવા છતાં પણ તમે તમારી શોક રુક્મિણીને કારણે દુ:ખી છો, કારણ કે તેઓ તમારા કરતાં તેમને જ વધુ ચાહે છે.'

આનંદ સાથે આશ્ચર્ય અનુભવતી સત્યભામા બોલી ઊઠી :

'પૂજ્ય બ્રાહ્મણ! તમે તો અંતર્યામી છો. હવે તમે જ મારું દુઃખ દૂર કરી શકો છો. જો તમે ધારો તો મને એવું રુપ આપી શકો કે કૃષ્ણ વાસુદેવ હંમેશાં મારા વશમાં જ રહે.'

બ્રાહ્મણકુમારે દિલાસો આપતાં કહ્યું :

'માતાજી! આજે હું તમારા પર ખૂબ ખુશ છું. આ કામ તો મારા ડાબા હાથનો ખેલ છે. હું તમને એક એવો મંત્ર આપું કે તેનો માત્ર એકસો આઠ વખત જાપ કરવાથી જ શ્રીકૃષ્ણ સદા–સદાને માટે તમારા વશમાં રહે, પણ....'

'પણ શું? સત્યભામાએ પૂછયું: તમે અટકી કેમ ગયા? મંત્ર સાધનામાં શી મુશ્કેલી છે?'

બ્રાહ્મણકુમાર બોલ્યો:

'તેની સાધના માટે કંઇક એવું કરવું પડશે જે તમારે માટે મુશ્કેલ હશે. તેથી જ હું ચૂપ થઇ ગયો. આ કામ તમારી તાકાત બહારનું છે.'

સત્યભામા બોલી:

'તમે બતાવો તો ખરા. શોકનું અભિમાન તોડવા માટે તો હું બધું જ કરી શકું તેમ છું. તમે કહો તો હું કૂવામાં પણ કૂદી પડું.'

બ્રાહ્મણકુમારે કહ્યું:

માથું મુંડાવીને તથા મોં કાળું કરીને જ મંત્ર સાધના કરવી પડશે. કરી શકો તો મંત્ર હું બતાવીશ.

સત્યભામા પગથી માથા સુધી ધ્રૂજી ગઇ. તે વિચારવા લાગી: એમ તો કેવી રીતે કરી શકું? સૌભાગ્યવતી

સ્ત્રી માટે વાળ કપાવી નાખવા એ તો ભારે અપશુકન છે.'
સત્યભામાને મૌન જોઇને કુમારે કહ્યું :

'માતાજી! તમે નકામી ચિંતા કરો છો. તમે કોઈ ખરાબ વિચારથી વાળ કપાવતાં નથી. પણ તમારા સ્વામીને સદાને માટે પોતાના બનાવવા માટે જ આમ કરવાનું છે. વાળ તો થોડા દિવસમાં પાછા આવી જશે અને મોં પણ ધોવાઈને સાફ થઇ જશે.'

સત્યભામા વાળ કપાવવા તૈયાર થઈ ગઇ. તે વખતે બ્રાહ્મણના વેશમાં રહેલા પ્રદ્યુમને વિચાર કર્યો : કોઈને નીચો પાડવો અને બદલો લેવો એ અમાનવીય કામ છે. મારે તો સત્યભામામાં પણ માતૃભાવ રાખવો જોઈએ. તેના કર્મ તેને માટે અને મારાં કર્મ મારા માટે. તેમની આવી દુર્દશા કરીને તો હું પણ પાપ-કર્મનો ભાગીદાર બનીશ.' આવું વિચારીને પ્રદ્યુમનકુમારે કહ્યું :

'માતાજી! હવે તમે વાળ કપાવવાનો વિચાર છોડી દો. હું તમને એવો અમોઘ ઉપાય બતાવું છું કે શ્રીકૃષ્ણ સદા તમારા વશમાં જ રહેશે.'

'માતાજી! તમે શ્રીકૃષ્ણને તમારા વશમાં રાખવાની ચિંતા છોડીને, તમે પોતે જ તેમના વશમાં રહેવાની ચિંતા કરો. શ્રીકૃષ્ણ મારા વશમાં રહે, તેને બદલે તમે એમ વિચારો કે, હું શ્રીકૃષ્ણના વશમાં કેવી રીતે રહું. આ ઉપાયથી તે પોતે જ તમારા વશમાં આવી જશે. માતાજી!

આ ઉપાયથી જ પાંચે પાંડવ એક પાંચાલી દ્રૌપદીના વશમાં રહે છે. આમ જ વિચારો, એક પાંચાલી પોતાના પાંચે પતિઓના વશમાં રહેવાના પ્રયત્નથી જ, તેમને હમેશાં પોતાના વશમાં રાખે છે. જ્યારે તમે આઠ હોવા છતાં પણ એક માધવને પોતાના વશમાં રાખી શકતાં નથી.'

આ પ્રમાણે સત્યભામાને સમજાવીને પ્રદ્યુમન આગળ વધ્યો. હવે તેનું મન માતા રુકીમણીને મળવા માટે વ્યગ્ર બની ગયું. થોડે દૂર આગળ જતાં તેણે જોયું કે, એક અખાડામાં ઘેટાનું યુધ્ધ થઈ રહ્યું છે. એ ઘેટા લડી રહ્યા હતા. ગોળાકારમાં ઊભેલા લોકો આ તમાશો જોતા હતા. એક સોનાના સિંહાસન પર એક વૃધ્ધ બેઠા બેઠા હસતા હતા. તેમના મસ્તક પર રત્નજડિત મુગટ શોભે છે. પ્રદ્યુમને કર્ણપિશાચિનીને અહીંનું રહસ્ય પૂછ્યું, તો તેણે જણાવ્યું :

'સોનાના સિંહાસન પર બેઠેલા તમારા દાદા વસુદેવ છે. તેમને ઘેટા લડાવવાનો ખૂબ શોખ છે. વૃદ્ધ હોવા છતાં તે મહાબળવાન છે. તેમનો ઘરડો ઘેટો પણ અજેય છે. આજ સુધી કોઈ ઘેટો તેને હરાવી શકયો નથી. તેથી પોતાના ઘેટાની યુદ્ધ કુશળતા જોઈને તે હસી રહ્યા છે.'

પ્રદ્યુમને તરત જ એક ઘરડા મદારીનો વેશ ધારણ કર્યો અને પોતાની વિદ્યાના બળથી એક ઘેટો પણ

બનાવી દીધો. ઘેટાને બાંધેલું દોરડું હાથમાં પકડીને તે વસુદેવજી સામે આવ્યો અને જમીન પર માથું મૂકીને બોલ્યો :

'પૃથ્વીનાથ! હું મારા આ ઘેટાને પણ આ ઘેટા હરીફાઈમાં દાખલ કરવા માગું છું.'

વસુદેવજીએ હસીને કહ્યું :

'અરે મદારી! શા માટે તારા રોટલા પર લાત મારે છે? તારો ઘેટો શું ખાઈને લડી શકશે? એ તો લોકોને ખેલ બતાવીને તારું પેટ ભરે છે. મોટા મોટા રાજાઓના ઘેટા પણ મારા ઘેટાથી હારીને નાસી ગયા છે. એટલે તું રહેવા દે, તારા ઘેટાને કમોતે ના મારીશ.'

મદારીએ ફરીથી કહ્યું :

'સ્વામી! મારો ઘેટો હારી જાય તો વાંધો નહીં. અને જો કદાચ જીતી જાય તો શાબાશી આપજો.'

'જેવી તારી ઇચ્છા.' કહીને વસુદેવજીએ પોતાના ઘેટા સામેથી હરીફ ઘેટો હટાવી દીધો અને મદારી વેશ-ધારી પ્રદ્યુમનનો ઘેટો મેદાનમાં છોડી મૂક્યો. બંને ઘેટા બહાદુરીથી દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા. કયારેક કોઈ હારતું જણાતું, કયારેક કોઈ. થોડી વાર સુધી આ પ્રમાણે લડાઈ ચાલતી રહી. છેવટે પ્રદ્યુમનના ઘેટાએ વસુદેવજીના ઘેટાને એવો પછાડયો કે, તે અખાડો છોડીને ભાગી ગયો. પોતાના ઘેટાને અખાડો છોડીને ભાગતો જોઈને વસુદેવજીનો ચહેરો

ઊતરી ગયો. પરાક્રમી પ્રદ્યુમને પોતાના દાદાને પણ પરાક્રમ બતાવી દીધું અને તે આગળ ચાલવા માંડયો.

પ્રદ્યુમને વિચાર્યું : 'દ્વારકામાં ફરતાં ફરતાં ઘણો સમય પસાર થઈ ગયો. વળી નારદજી પણ રાહ જોતા હશે. હવે ચમત્કાર કરવામાં વધુ સમય બગાડવો યોગ્ય નથી. હવે તો જલ્દીથી માતાનાં દર્શન કરવા જોઈએ.'

આવું વિચારીને પ્રદ્યુમને કર્ણપિશાચિનીને પૂછયું :

'મારી માતાને શામાં શ્રધ્ધા છે?'

કર્ણપિશાચિનીએ જણાવ્યું :

'કુમાર! તમારી માતા રુકિમણીનો નિર્ગ્રંથ શ્રમણ અને શ્રમણી સ્ત્રીઓ પર વધુ પ્રેમ અને શ્રદ્ધા ધરાવે છે. તે ભક્તિભાવપૂર્વક પાત્રદાન કરીને ખુબ ખુશ થાય છે.'

કર્ણપિશાચિનીની વાત સાંભળીને પ્રદયુમને તરત નાની ઉંમરના મુનિનું રુપ ધારણ કર્યું. કમર પર છાલનો પટ્ટો, મુખ પર પટ્ટી અને બગલમાં રજોહરણ વસ્ત્ર ધારણ કરી દીધું. જમણા હાથમાં પાત્રોની ઝોળી લટકતી દેખાતી હતી. માર્ગ શોધતા લઘુમુનિ ગંભીર અને મંદ ગતિથી આગળ વધવા લાગ્યા. તેમનું રૂપ ખૂબ ગંભીર અને આકર્ષક હતું તથા ચહેરા પર દૈવી તેજ ચમકતું હતું.

o o o

રુક્મિણી પોતાના મહેલમાં ખૂબ આતુરતાથી પુત્રની રાહ જોતાં હતાં. તે વારંવાર બહાર આવે છે અને મનમાં ને મનમાં વિચારે છે: 'મારો લાલ હજુ સુધી કેમ ના આવ્યો ? સોળ વર્ષ વીતી ગયાં. સીમંધર સ્વામીએ પુત્રના આગમનનાં જે લક્ષણ બતાવ્યાં હતાં, તે બધાં પ્રગટ થઇ ગયાં છે. છતાં પણ તે કેમ આવ્યો નહી ? કેવલી ભગવાનની વાણી કદાપિ ફોગટ જાય નહીં. સૂકાં સરોવર આપોઆપ પાણીથી ભરાઈ ગયાં, સૂકાં ઝાડ લીલાં બનીને ફળથી લચી પડયા. મારા સ્તનમાં દૂધ પણ આવી ગયું. રુક્મિણી મનમાં ને મનમાં બોલતી 'આવતો જ હશે! બસ. હવે એકાદ બે ઘડીમાં જ આવી જશે. પણ હું તેને ઓળખીશ કેવી રીતે ? તે પોતે જ આવીને મને ભેટી પડશે.' પછી રુક્મિણીએ પોતાની દાસીઓને કહ્યું :

'દાસીઓ ! આરતીની થાળી તૈયાર કરો. જુઓ હવે મારો લાલ આવવાની તૈયારીમાં છે.'

આમ કહીને રુક્મિણી બહાર આવી. તે જ વખતે નાની ઉંમરના મુનિ પોતાના મહેલની તરફ આવતા દેખાયા. રુક્મિણી ખુશ થઈ :

' અરે ! કેટલાં સારા શુકન થયા ! જગતના તારણહાર મુનિ પોતે દર્શન આપવા આવી રહ્યા છે. આજે હું પાત્રદાન કરીને મારું જીવન સફળ બનાવીશ.'

રુક્મિણી આગળ આવીને બાળ સાધુ નજીક ઊભી રહી અને વિધિ પ્રમાણે વંદન કરીને બોલી .

'પ્રભુ ! આજે હું ધન્ય બની ગઈ. કૃપા કરીને મારી ઝૂંપડીને પવિત્ર કરો.'

બાળ સાધુને લઈને રુક્મિણી પોતાના મહેલમાં આવી અને બોલી :

'પ્રભુ ! હું હમણાં જ પાટલો લઈને આવું છું. તમે થાકેલા લાગો છો.'

મુનિના જવાબની રાહ જોયા વિના જ તે અંદર જતી રહી અને પાટલો લાવીને બોલી :

'આપ આ પાટલા પર બેસો.'

રુક્મિણીએ આમ કહ્યું તે પહેલાં જ તે બાલ મુનિ વાસુદેવ શ્રી કૃષ્ણના ઉચ્ચાસન પર બેસી ગયા. રુક્મિણી તો જોઈને જ દંગ બની ગઇ અને ગભરાઈને બોલી :

'ગુરુવર ! આના પર ના બેસશો. આ આસન દેવાધિપતિનું છે. એના પર તો યદુનંદન પોતે અથવા તેમનું સંતાન જ બેસી શકે. કોઈ બીજાના બેસવાથી તેનું અશુભ થાય છે. પ્રભુ ! મારી વાતથી ખોટું ના લગાડશો અને આ પાટલા પર બેસો.

બાલમુનિએ બેદરકારીથી કહ્યું :

શ્રાવિકા ! સાધુઓને કષ્ટ, અનિષ્ટ, અમંગલ અને દુઃખની ચિંતા હોતી નથી. મોતથી ન ડરનારો, મહાવ્રતોનો મુસાફર કોઈ પણ અનિષ્ટથી શા માટે ડરે ? સાધુઓના બેસવાથી તો જગ્યા પવિત્ર થાય છે.'

'રુકિમણીએ વ્યગ્ર બનીને કહ્યું :

'મહારાજ ! દૈવનો પ્રભાવ પ્રબળ હોય છે. તેથી મારી વિનંતિ સ્વીકારો.'

બાલમુનિએ કહ્યું :

'દેવી ! તપનો પ્રભાવ દૈવી પ્રભાવ કરતાં પણ વધુ બળવાન હોય છે. તપથી મેળવેલા પ્રભાવ આગળ તો દેવરાજ ઇન્દ્ર પણ કાંપે છે. તપશ્ચર્યા બધાં વિઘ્ન અને મુશ્કેલીઓને દૂર કરે છે. તપની અસાધારણ શકિત આગળ બધા નિસ્તેજ થઇ જાય છે. તપસ્વીઓ આમ તો નિર્બળ અને સૂકલા હોય છે. પણ તેમના આત્મબળ આગળ કોઈ ટકી શકતું નથી.

'હે દેવી ! તમે મારા અનિષ્ટની ચિંતા ના કરો. હું મારા તપના વિશ્વાસે જ વાસુદેવના આ દેવાધિષ્ઠિત આસન પર બેઠો છું.'

રુકિમણીએ આનંદ દર્શાવતાં કહ્યું :

'પ્રભુ ! મારો અપરાધ માફ કરો. હું મૂર્ખી તમારા ગુણને જાણી શકી નહીં. તમે તો મહાન તપ-

સ્વી છો. તમારી ક્ષમા અને સમાધિ અજોડ છે. પ્રભુ ! મારી એક જિજ્ઞાસા છે, તેને સંતોષીને મને ઉપકૃત કરો.'

મુનિ બોલ્યા :

શ્રાવિકે ! મનમાં આવે તે પૂછો. જગતના જીવો નો ભય કે શંકા ટાળવાની તો સાધુઓની ફરજ છે.'

રુક્મિણીએ કહ્યું :

'ભગવન ! હજુ તો તમે કિશોર ઉમરના છો. આટલી નાની ઉંમરમાં તમે સંસાર કેમ છોડી દીધો ?

મુનિ બોલ્યા :

' શ્રાવિકે ! મારા પિતા પૃથ્વીનાથ છે. આ વિશાળ ભૂમિના તે અધિપતિ છે. મેં મારા પિતાની સ્વર્ગ જેવી રાજધાનીમાં જન્મ લીધો હતો. મારી માતા પણ તમારા જેવી જ પટરાણી છે. પૂર્વ જન્મના કંઇક એવા સંસ્કાર હતા કે, જન્મ લઇને તરત જ હું ગૃહત્યાગી બની ગયો અને જ્ઞાન થવાથી મુનિ બની ગયો. પછી તો દીક્ષા પણ લઇ લીધી.

શ્રાવિકે ! હું એવો કમભાગી પેદા થયો કે મેં મારી માતાનું દૂધ પણ નથી પીધું.'

મુનિની આત્મકથા સાંભળતાં સાંભળતાં રુક્મિણી ખૂબ ચંચળ અને રોમાંચિત બની ગઈ. પુત્ર જન્મનો આખો પ્રસંગ તેની આંખો સામે નાચવા લાગ્યો અને એ સ્મરણના ભારથી આંખો નમી ગઇ.

'દેવી ! હવે વધુ વાતો કરવાનો સમય નથી. કડક ભૂખ લાગી છે, તેથી ભોજનદાન કરીને મને સંતુષ્ટ કરો. મને આજે ખૂબ નવાઈ લાગે છે કે દાન દેતાં પહેલાં ભોજન ન કરનારાં રુકિમણી આજે ઘેર આવેલા સાધુને ભોજન કરાવવાનું કેમ ભૂલી ગયાં ?'

રુકિમણી શરમાઈને બોલી :

'પૂજ્યવર ! મારી ભૂલ માટે ક્ષમા કરો. મારું ચિત્ત ઠેકાણે નથી. એક ચિંતાને કારણે મારું મન બેચેન બની ગયું છે.

બાલમુનિએ પૂછયું :

'દેવી ! તમારે ચિંતા કેવી ! તમારે કઈ વસ્તુની ખોટ છે ! ત્રણ ભુવનના સ્વામી વાસુદેવ શ્રીકૃષ્ણ તમારા પતિ છે. છપ્પન કરોડ માણસનું તમારું કુટુંબ છે. અપાર વૈભવના માલિક હોવા છતાં તમે એટલા બધાં બેચેન બની ગયા કે મહેમાનનો સત્કાર કરવાનું પણ ભૂલી ગયાં ?'

રુકિમણીએ દુઃખી અવાજમાં કહ્યું :

'પ્રભુ ! ઉપરથી સુખી દેખાતા બધા જીવ સુખી નથી હોતા. પ્રભુ ! આજનો દિવસ મારા પુત્ર મિલનનો દિવસ છે. કેવલી ભગવાને મારાં લાંબા સમયથી વિખુટા પડી ગયેલા પુત્રના આગમનની જે જે નિશા-

નીઓ જણાવી હતી તે બધી પ્રગટ થઈ ગઈ છે, છતાં પણ મારો લાલ આવ્યો નહી, એ દુઃખે હું દુઃખી છું. પુત્રની રાહ જોતાં જોતાં મારી આશા નિરાશામાં બદલાઈ ગઈ છે. નિરાશ માણુસ જીવે તો પણ કોના સહારે જીવે ? એક આશાને સહારે જ બધા જીવી જાય છે.'

રુક્મિણીને દિલાસો આપતાં બાલ સાધુએ કહ્યું :

'દેવી ! કેવલી ભગવાનના વચન સ્વપ્નમાં પણ મિથ્યા થઈ શકે નહીં. સૂર્ય પશ્ચિમ દિશામાં કદાચ ઊગી શકે, ચંદ્રમા અગ્નિની જવાળાઓ ફેંકી શકે. પણ જિનેશ્વર દેવની વાણી નકામી થઇ શકે નહી. તમારો પુત્ર હવે તરત જ તમારા દર્શન કરશે તમે સંતોષી બનો. જિનનું હૃદય સંતોષ રુપી અમૃતથી તૃપ્ત થઈ જાય છે. તેઓ કદાપિ ચિંતા કરતા નથી.'

રુક્મિણી બોલી :

'પ્રભુ ! તમે તો સંસારની મોહ માયા છોડી ચૂકયા છો. પણ મારા જેવી મોહમાં લપટાયેલી સ્ત્રી કેવી રીતે ધીરજ ધારણ કરી શકે ! આ તરફ હવે આબરૂ પણ માટીમાં મળી જવાની તૈયારીમાં છે. શરત પ્રમાણે મારે મારી શોક સત્યભામાની એક મહિનો ગુલામી કરવી પડશે. મારા અપર પુત્ર ભાનુકુમારનું લગ્ન થવાનું છે અને સત્યભામાની આજ્ઞા થતાં જ મારે તેની દાસી બનીને તેની સેવામાં રહેવું પડશે.'

'પ્રભુ ! મહેરબાની કરીને એ જણાવો કે મારો પુત્ર ક્યારે આવશે ?'

મુનિ બોલ્યા :

'હે શ્રાવિકે ! ખાલી હાથે પ્રશ્ન પુછાય નહીં. પહેલાં કંઇ ભેટ સામગ્રી લાવો. પછી પ્રશ્ન પૂછો.

રુક્મિણી ખુશ થઇને બોલી :

'પ્રભુ ! આજ્ઞા આપો. તમારી સેવામાં હું કંઇ વસ્તુ ભેટ આપું ? આપની કૃપાથી અહીં કોઇ વસ્તુની ખોટ નથી.'

બાલમુનિએ કહ્યું :

'દેવી ! સાધુને કોઈ પરિગ્રહની જરૂર નથી હોતી. મને તો ફક્ત પેટ ભરીને ભોજન કરાવી દો. આજે મારાં પારણાનો દિવસ છે. જલદીથી ભોજન આપીને પારણાં કરાવો.'

રુક્મિણી ભોજન લેવા રસોઇ ઘરમાં ગઈ પણ તેને ત્યાં કોઈ ભોજનની સામગ્રી મળી જ નહી. આ જોઈને રુક્મિણીને તો ખૂબ નવાઇ લાગી. તે ગભરાઈ ગઇ : 'હવે શું થશે ? મુનિને શું ખવડાવું ? ત્રણ ભુવનની રાજ-રાણીના ઘરમાં મુનિને માટે થોડું ભોજન પણ નથી. રસોઈમાં તો ફક્ત, માધવ માટે રાખેલા કેસરિયા લાડુ છે. એ તો તેમનાથી કેવી રીતે ખવાય ? આવા લાડુ

તો ફક્ત ભગવાન જ પચાવી શકે શરમાઇ ગયેલી રુક્મિણી લાચાર બનીને એક કેસરિયો લાડુ લઈને બહાર આવી. બાલમુનિ પોતે કરેલા જાદુથી મનમાં ને મનમાં ખુશ થતા હતા. વિદ્યાબળથી તેમણે બધું ભોજન અલોપ કરી દીધું હતું. રુક્મિણીએ બાલમુનિને એક લાડુ આપ્યો. બાલમુનિ બોલ્યો :

'વાહ દેવી! વાસુદેવની પટરાણી હોવા છતાં આટલી બધી કંજૂસ! એક લાડુથી શું થાય? વધારે લાવો.'

શરમાઇ ગયેલી રુક્મિણી બોલી :

'ભગવાન! આ લાડુ પચવામાં ભારે છે. શ્રીહરિ સિવાય બીજું કોઈ ખાય તો પેટમાં દુઃખાવો થાય છે. તમારી ઉમર નાની છે અને તપથી શરીર પણ સુકાઈ ગયું છે. તમને એક લાડુ પણ ભારે પડશે. મને તમારા કરતાં લાડુ વધુ પ્રિય નથી. તમને જો કોઇ દુઃખાવો થઈ જાય તો મને પાપ લાગે.'

બાલમુનિ બોલ્યા :

'શ્રાવિકે! એની તમે બિલકુલ ચિંતા ના કરશો. મને કંઈ પણ નહીં થાય. તમે બધા લાડુ લઈ આવો. આજે તો તમારી આંખોથી જ જુઓ કે હું લાડુને કેવી રીતે પચાવું છું. તપના પ્રભાવથી હળાહળ ઝેર પણ બળી જાય છે.'

રુક્મિણીએ ડરતાં ડરતાં મુનિને વધારે લાડુ

આપ્યાં. મુનિએ બધા લાડુ ખાઇને સંતોષનો ઓડકાર ખાધો. રુક્મિણી બાલસાધુના તપોબળને જોઇને ચમકી ગઇ. જો કે તે જોઈને તેને આનંદ પણ થયો.

o o o

સત્યભામા મનમાં ને મનમાં વિચારતી હતી:

'બ્રાહ્મણકુમારે માધવને વશમાં રાખવાનો જે ઉપાય બતાવ્યો હતો, તેનાથી તે જરૂર મારા વશમાં આવી જશે. હું હર પળે એ જાણવાનો પ્રયત્ન કરીશ કે, ભગવાનને શાની ઈચ્છા છે, તે કેવી રીતે ખુશ થાય, હું તેમને વશ કેવી રીતે રહું? પણ રુક્મિણીનું અભિમાન તો તોડવું જ તડશે. શ્રીકૃષ્ણ અને શ્રી બળરામની હાજરીમાં શરત લાગી હતી કે, અમારા બંનેમાંથી જેના દીકરાનું લગ્ન પહેલું થશે, તે બીજીને પોતાની દાસી બનાવશે. શ્રીકૃષ્ણ બળરામ કૌરવરાજની કન્યા ઉદધિકુમારી સાથે ભાનુકુમારનું લગ્ન કરવા જઈ રહ્યા છે. તેથી હવે મારે રુક્મિણીને બોલાવીને મારી દાસી બનાવીને રાખી લેવી જોઇએ.' આવો વિચાર કરીને સત્યભામાએ પોતાની દાસીઓને બોલાવીને આદેશ આપ્યો:

તમે બધાં રુક્મિણી પાસે જાઓ. તેને કહો કે શરત પ્રમાણે મહારાણી સત્યભામાના મહેલમાં આવીને તેમની સેવા કરો.'

સત્યભામાની આજ્ઞા મળવાથી બધી દાસીઓ રુક્મિ-

મણીના મહેલ તરફ જવા માટે નીકળી પડી. દૂરથી દાસીઓને આવતી જોઈને રુકિમણીએ બાલમુનિને કહ્યું:

'ગુરુદેવ ! હવે મારી પ્રતિષ્ઠા જવાનો સમય આવી રહ્યો છે. હવે મારે તેની દાસી બનવું જ પડશે.'

બાલમુનિએ કહ્યું :

'શ્રાવિકે ! તમે અંદર જઈને બેસો. આ બધાંને તો હું પહોંચી વળીશ, તમે મારા ચમત્કારને જોજો. હું સત્યભામાની પ્રતિષ્ઠાને જ ધૂળમાં મેળવી દઉં છું.'

રુક્મિણી અંદર જતી રહી. આ તરફ પ્રદ્યુમને બાલ-સાધુનું રુપ છોડીને રુકિમણી રુપ ધારણ કરી લીધું. દાસીઓ મહેલમાં દાખલ થઈ કે તરત જ રુકિમણી બનેલ પ્રદ્યુમને સ્વાગત કરતાં કહ્યું :

'આવો. પધારો. કહો. તમારી માલિક કુશળ તો છે ને ?'

રુકિમણીના આવા આત્મીય વ્યવહારથી દાસીઓ ગળગળી થઈ ગઈ. કોઈની હિંમત ના ચાલી કે, સત્ય-ભામાનો આદેશ રુકિમણીને કહે. પણ નોકરને તો ગમે તે ભોગે માલિકનું કામ કરવું જ પડે છે આવું વિચા-રીને એક દાસીએ સત્યભામાની ઈચ્છા પ્રગટ કરી. તે સાંભળીને રુકિમણીના રુપમાં રહેલા પ્રદ્યુમને કહ્યું :

'તમારી માલિક સત્યભામાની બુદ્ધિ બહેર મારી

ગઈ લાગે છે. હજુ તો ભાનુકુમારનું લગ્ન થયું પણ નથી. ભલે તે લગ્ન તરત જ થવાનું હોય. તે થવાનું ચોક્કસ છે, પણ હજુ થયું તો નથી. હજુ મારો બેટો પ્રદ્યુમન આવ્યો નથી. શી ખબર ભાનુકુમાર પહેલાં તેણે લગ્ન કરી લીધું હોય. તેથી તમે પાછાં જાઓ અને તમારાં માલિકને મારો સંદેશો આપો.'

તરત જ પ્રદ્યુમનકુમારે એક ચમત્કાર કર્યો. પોતાની વિદ્યાના બળથી તેણે બધી દાસીઓનાં માથાં મૂંડી નાખ્યાં. કોઇ પણ દાસીને એ વાતની ખબર પડી નહીં. દાસીઓ જ્યારે સત્યભામાના મહેલ તરફ જવા લાગી ત્યારે રસ્તામાં લોકો તેમને જોઈને તાળી આપીને હસવા લાગ્યા. દાસીઓને પણ નવાઇ લાગતી હતી કે, લોકો તેમને જોઇને શા માટે હસી રહ્યા છે. દાસીઓ સત્યભામા સમક્ષ હાજર થઇ તો વાળ વિનાની દાસી-ઓને જોઈને સત્યભામા પણ સ્તબ્ધ બની ગઈ. તેના મગજનો પારો એકદમ ચડી ગયો. તેણે દાસીઓને પૂછ્યું :

'તમારી આવી દશા કોણે કરી? તમે બેઠાં-બેઠાં માથું મુંડાવ્યા કર્યું અને મુંડેલું માથું લઈને અહીં અપશુકન કરવા આવી! દાસીઓને કંઇ સમજાયું નહીં. એક દાસી બોલી :

'મહારાણીજી! મહારાણી રુક્મિણીએ તો અમારી

સાથે ખૂબ સારું વર્તન કર્યું. ભાનુકુમારના લગ્ન પછી તરત જ તે તમારી ગુલામીનો સ્વીકાર કરશે.'

સત્યભામાએ કડક અવાજમાં કહ્યું :

રુક્મિણીનાં વખાણ પછી કરજો. પહેલાં તમારું મુખ તો દર્પણમાં જુઓ.'

એક દાસી મોટું દર્પણ લઈ આવી. પોતાનાં માથાં મુંડાયેલાં જોઈને બધી દાસીઓને નવાઈ લાગી. પોતાના ભયાનક ચહેરાને જોઈને ગભરાવા લાગી. એટલે સત્ય-ભામાએ કહ્યું :

'હવે કહો, રુક્મિણી કેટલી ભલી છે! હું તેને સારી રીતે જાણું છું. તે કામણ-ટુમણ જાણે છે. એટલે જ તમને માથું મુંડાયું તેની ખબર પડી નહીં. દુષ્ટ અને દુરાત્મા ઉપરથી મીઠા હોય છે. પણ તેમના અંત-રમાં હળાહળ ઝેર ભરેલું હોય છે. મારી દાસીઓનું માથું મૂંડી નાખ્યું, તે મારું અપમાન છે. હું એ અપ-માનનો બદલો લઈશ. એવો બદલો કે તેને જિંદગીભર યાદ રહે. હમણાં જ જઈને હરિ–હળધરને ફરિયાદ કરું છું. મારી ગુલામી સ્વીકારવાને બદલે મારી દાસીઓનાં માથાં મૂંડી નાખીને તેણે મને પડકાર ફેંક્યો છે.'

સત્યભામા ગુસ્સાને કારણે જાત પરનો કાબૂ ગુમાવી બેઠી અને શ્રીકૃષ્ણ વાસુદેવની પાસે પહોંચી. તેમની પાસે

બલરામજીનું પણ સિંહાસન હતું. સત્યભામાએ શ્રીકૃષ્ણને કહ્યું :

'હું એક પટરાણીના રુપમાં નહીં પણ એક પ્રજાજનના રુપમાં તમારી પરમપ્રિયા રુક્મિણીનાં કરતૂત બતાવવા આવી છું.'

'યાદવનાથ ! તમે બંને ભાઈઓની સમક્ષ આ શરત લાગી હતી કે, જો મારો બેટો રુક્મિણીના બેટા પહેલાં પરણે તો રુક્મિણી મારી દાસી બનશે. તમે બંને તમારા હાથે જ ભાનુકુમારને પરણાવવાનું ગોઠવો છો. હવે તેના લગ્નમાં કોને શંકા હોય ? છતાં પણ રુક્મિણીએ મારી ગુલામીનો અસ્વીકાર કર્યો જ, અને વળી મારી દાસીઓનાં માથાં મૂંડી નાખ્યાં. હવે હું તમારી પાસે ન્યાય માગવા આવી છું.'

પૂરી વાત સાંભળીને કૃષ્ણ હસ્યા અને બોલ્યા :

'પ્રિયે ! લગ્ન પહેલાં તો તારે પોતાની શરતની વાત તો ન જ ઉપાડવી જોઇએ. પહેલું ખોટું પગલું તો તેં જ ભર્યું છે. દાસીઓના વાળની ચિંતા શા માટે કરે છે ? એ તો ફરી ઊગશે.'

સત્યભામા ગુસ્સે થઇ ગઈ અને ખિજાઇને બોલી :

'તમે તો પહેલેથી જ નટખટ છો. આજે પણ તમે મારી મજાક કરો છો. તમે જ રુક્મિણીને માથે

ચડાવી છે, મારી શોકે લગ્ન પહેલાં મેં શરતની વાત ઉપાડી, તો તેણે ના પાડવી જોઈએ. પણ તેણે મારી દાસીઓનાં માથાં શા માટે મૂંડી નાખ્યાં? શું તે તેનો અક્ષમ્ય અપરાધ નથી? યાદવ સભામાં જો ન્યાય ના મળે, તો પછી ન્યાય કરશે કોણ?'

'પહેલાં દાસીઓને બોલાવો. અમે પણ જોઈએ તો ખરા કે રુક્મિણીએ શું કર્યું છે?'

શ્રીકૃષ્ણના કહેવાથી બધી દાસીઓને બોલાવવામાં આવી. તેમનાં મુંડાયેલાં માથાં જોઈને આખો દરબાર જોર-જોરથી હસવા લાગ્યો. શ્રીકૃષ્ણ પણ હસ્યા વિના રહી શક્યા નહીં. તેઓ પણ હસીને બોલ્યા :

'દાસીઓ! તમારું માથું કોણે મુંડયું?'

દાસીઓ બોલી :

'મહારાજ! અમને કશી ખબર નથી. અમે તો જ્યારે મહારાણી રુક્મિણીના મહેલથી પાછી ફરી ત્યારે અમારું માથું મુંડાયેલું હતું. અમારું માથું કોણે મુંડયું, તેની અમને કશી ખબર નથી.'

શ્રીકૃષ્ણ વધારે જોરથી હસ્યા. તેમને હસતા જોઈને બળરામજી બોલ્યા :

'કાના! આ સમય હસવાનો નથી. તમારે સત્યભામાની વાત પર ધ્યાન આપવું જોઈએ.'

શ્રીકૃષ્ણ મોટા ભાઈની આજ્ઞા મળવાને કારણે ગંભીર બની ગયા. તે બોલ્યા :

'અમે તમારી ફરિયાદ પર વિચાર કરીશું અને ગુનેગારને યોગ્ય સજા કરીશું. પણ પૂરેપૂરી સાબિતી ન મળે ત્યાં સુધી અમે રુક્મિણીને ગુનેગાર માની શકતા નથી. આવતી કાલના દરબારમાં તેનો ફેંસલો થશે.'

બલરામજીએ સત્યભામાને કહ્યું :

'વહુ ! તમે મહેલમાં પધારો. હું પોતે રુક્મિણી પાસે જઈને એ વાતની તપાસ કરીશ અને ગુનેગારને યોગ્ય સજા કરીશું. યોગ્ય સમયે બધા સમાચાર તમને મળી જશે. તમે નિશ્ચિંત રહો.'

સંતોષનો શ્વાસ લઈને સત્યભામા પોતાના મહેલમાં પાછી ફરી.

o o o

સત્યભામાની દાસીઓને વિદાય કરીને પ્રદ્યુમનકુમારે રુક્મિણીનું રૂપ છોડી દીધું અને ફરીથી બાલ સાધુનું રૂપ ધારણ કરીને બેસી ગયો. રુક્મિણીએ છુપાઈને બાલ-મુનિનો વેશ ધારણ કરનાર પ્રદ્યુમનનાં બધાં પરાક્રમ જોયાં હતાં. તે તો આશ્ચર્યમાં જ ડૂબી ગઈ હતી. આ મુનિને તો અનેક સિદ્ધિઓ વરેલી છે અને મહાતપસ્વી છે. નાની ઉંમરમાં પણ તેમનું તેજ અને તપ અજોડ છે.

પણ નવાં નવાં રૂપ ધારણ કરનાર આ કોઈ દેવ

જ હોવો જોઈએ. સાધુ લોકો તો હમેશાં ચમત્કારોથી દૂર રહે છે. એમ તો નહીં હોય ને કે ક્યાંક આ મારો જ દીકરો હોય! વિદ્યાધરની પાસે રહીને તે આ બધી વિદ્યાઓ શીખ્યો હોય. તેને જોઈને મારા હૃદયમાં ખૂબ પ્રેમ ઉભરાય છે. મારા સ્તનમાંથી દૂધ ટપકી પડે છે. શ્રી સીમંધર સ્વામીનાં વચન તો સત્ય નીકળ્યાં. હું જ જ્યારે મારા લાલને ઓળખી શકી નહીં, તો તેમાં તેમનો શો દોષ? બાલ સાધુએ પોતાનો પરિચય આપતાં કહ્યું હતું કે, જન્મથી જ પોતાના માતા-પિતાથી વિખુટો પડી ગયો છે. તેણે કહ્યું હતું કે મેં મારી માતાનું દૂધ પણ પીધું નથી. આ બધી વાતો મારા બેટાના જીવનને મળતી આવે છે. આ પ્રમાણે વિચારતી રુક્મિણી બાલમુનિને આનંદિત મનથી એક નજરે જોઈ રહી.

પ્રદ્યુમને વિચાર્યું: 'માતાએ મને ઓળખી લીધો છે. હવે તેમને વધુ રાહ જોવડાવવી યોગ્ય નથી. હવે મારે પ્રગટ થવું જ જોઈએ.' આવું વિચારીને પ્રદ્યુમન પોતાના મૂળ રૂપમાં આવી ગયો. રત્નજડિત વસ્ત્રાભૂષણ પહેરેલો સાક્ષાત કામદેવ જેવો સુંદર પ્રદ્યુમન રુક્મિણીના પગમાં પડી ગયો. રુક્મિણીએ તેને ઊભો કરીને છાતી સાથે ચાંપી દીધો. અતિશય આનંદને કારણે રુક્મિણી મૂંગી બની ગઈ હતી. પુત્ર મિલનનો આનંદ તેના હૃદયમાં સમાતો ન હતો. તેની આંખમાંથી આનં-દનાં આંસુ પડતાં હતાં. રુક્મિણીના અંતરના આનંદનું

માપ કાઢવું ખૂબ મુશ્કેલ હતું. જ્યારે આનંદનો આવેગ કંઈક શાન્ત પડ્યો ત્યારે રુક્મિણી કહેવા લાગી :

‘ બેટા ! તું પણ તારા બાપ જેવો જ નટખટ છે. બાલપણમાં તેમણે પણ પોતાની પાલક માતા યશોદાને ખૂબ આનંદ આપ્યો હતો. પણ હું તો મારા સાસુ મહારાણી દેવકીની જેમ કમભાગી જ રહી છું. હું મારા પુત્રની બાળ રમત જોઇ શકી નહીં. તેં મારું દૂધ પણ પીધું નહીં. તેં બાલ મુનિનું રૂપ લઈને મને ઠીક તડપાવી. પણ તારી બાળ લીલાથી તો તેં વિદ્યાધરની રાણી કનક-માલાને તૃપ્ત કરી.’

ખુશ થયેલો પ્રદ્યુમન બોલ્યો :

‘ મા ! તમે ચિંતા શા માટે કરો છો ? હું તમારી એ ઈચ્છા પણ પૂર્ણ કરીશ. ’

આમ કહીને પ્રદ્યુમને તરત જ બાળકનું રૂપ ધારણ કર્યું અને ઘુંટણિયે ચાલતો માની સાડી પકડીને ખોળામાં આવવાની હઠ કરવા લાગ્યો. રુક્મિણીએ તેને ખોળામાં ઉઠાવી લીધો અને વારંવાર તેના માથાને ચૂમ્યું. બાળક પ્રદ્યુમન હસીને માતાને રિઝવવા લાગ્યો. પછી એકાએક દૂધ પીવાની હઠ પકડી. માતાએ તેના મુખમાં પોતાનો સ્તન મૂકયો અને તેના વાળ પર હાથ ફેરવવા લાગી. માતાને કુમારની આંખમાં કાજળ આંજવાની ઇચ્છા થઈ, તો કુમારે માતાનો હાથ પકડી લીધો. માતાએ પોતાના

ડાબા હાથથી બાળકના બંને હાથ પકડીને જમણા હાથથી કાજળ લગાવી દીધું અને કપાળ પર કાળું ટપકું પણ કર્યું. આ પ્રમાણે અનેક પ્રકારની બાળ લીલાથી પ્રદ્યુમ્ને રુક્મિણીને સંતોષ આપ્યો. રુક્મિણી પણ ન્યાલ થઈ ગઈ. પછી તેને પોતાનું કિશોર રૂપ ધારણ કર્યું. તે વારંવાર માના પગમાં આળોટવા લાગ્યો. માતાએ ખુશ થઈને પુત્રને આશીર્વાદ આપ્યા :

'પુત્ર ! તારી ઉંમર સુમેરુ બરાબર થાઓ. તારો યશ દિગદિગંતમાં ફેલાઓ. સોળ વર્ષનું મારું તપ આજે ફળ્યું. મારું જીવન ધન્ય થઈ ગયું.'

તે પછી રુક્મિણી અને પ્રદ્યુમ્ને એકબીજાને પોતપોતાનો ભૂતકાળ સંભળાવ્યો. સત્યભામાની શરતવાળી વાત તો પ્રદ્યુમ્ન પહેલાં જ સાંભળી ચૂક્યો હતો. તેણે માતાને કહ્યું :

'મા ! સત્યભામા તો શરત હારીને જ બેઠાં છે. તમારા ચરણોની કૃપાથી બે વિદ્યાધર કન્યાઓ તમારી પુત્રવધૂ બનીને મેઘકૂટ નગરમાં રાજા યમસંવરને ત્યાં બેઠી છે. ભાનુકુમારની થનાર પત્ની કુરુરાજ પુત્રી ઉદધિ-કુમારીનું પણ મેં અપહરણ કરીને દેવર્ષિ નારદને સોંપી છે. આ બધું જ રહસ્ય યોગ્ય સમયે ખુલશે. તમારી શોક સત્યભામાને હાર ખાવી પડશે અને મા ! મેં તો દાદા વાસુદેવને પણ હેરાન કર્યા છે. હવે હું મારા મોટા કાકા બળદેવજી અને પિતા શ્રીહરિને પણ મારું પરાક્રમ

બતાવવા માગું છું. તેમના વંશમાં જન્મેલો પ્રદ્યુમન કેવો છે તેનો પરિચય તેમને મળવો જોઈએ ને ?'

કુમાર આ પ્રમાણે બોલતો હતો તે જ વખતે રુકિમણીએ બળદેવજીને સુભદ્રા સાથે પોતાના મહેલ તરફ આવતા જોયા. રુકિમણી બોલી :

'બેટા ! જો પૂજ્ય જેઠ પોતાના સુભટો સાથે અહીં જ આવી રહ્યા છે. તેઓ કંઈક ગુસ્સામાં હોય તેમ લાગે છે. હું તો અંદર જાઉં છું. તું જ એમની સાથે વાત કર.'

પ્રદ્યુમને બ્રાહ્મણનું રૂપ ધારણ કરી લીધું. તેણે પોતાના પેટને ઘણું મોટું બનાવી દીધું. લંબોદર વિપ્ર-કુમાર દરવાજા પર આવીને બેસી ગયો. તેના હાથમાં એક લાકડી પણ હતી. બળરામના સુભટોએ કહ્યું :

'વચ્ચેથી ખસી જાઓ, અમારે અંદર જવું છે.'

'અંદર કોઈ જઈ શકે નહીં; મહારાણીજીની એવી આજ્ઞા છે.'

સુભટ બોલ્યા ;

'અમે પણ મોટા મહારાજની આજ્ઞાથી આવ્યા છીએ. અમને અંદર જતાં કોઇ રોકી શકે નહીં.'

આમ કહીને સુભટ અંદર જવા લાગ્યો. પણ ચમત્કારી પ્રદ્યુમને કોઈને પણ એક ડગલુંય આગળ વધવા દીધા નહી. તેઓ પ્રદ્યુમનને દરવાજા પરથી સહેજ

પણ હટાવી શક્યા નહીં. તેમનો સૌથી વધુ બળવાન વિક્રમ પણ થાકી ગયો. હારીને-થાકીને તેઓ બળરામજી પાસે આવ્યા અને બધી વિગત સંભળાવી. કર્ણ પિશાચિનીએ પ્રદ્યુમનને કહ્યું :

'કુમાર ! આ વખતે તમારા મોટા કાકા બળદેવજી આવી રહ્યા છે. તેમને સિંહ સાથે લડાઈ કરવાનો બહુ શોખ છે. તેથી તમે સિંહ બનીને જ તેમને ચમત્કાર બતાવો.'

પ્રદ્યુમને વિકરાળ સિંહનું રૂપ ધારણ કર્યું. તેની ચમકતી દાઢો જોઈને જ દિલ ગભરાઈ જતું હતું. દ્વાર પર સિંહને જોઈને જ બલરામજી વિચારમાં પડી ગયા– 'ખરેખર, આ રુકિમણી જાદુગરણી જ છે. સત્યભામાની દાસીઓનાં માથાં તેણે જ મુંડયાં હશે.' બલદેવજી આમ વિચારતા હતા ત્યાં જ સિંહે પોતાની ગર્જનાથી તેમને પડકાર ફેંકયો. અત્યંત પરાક્રમી બળદેવ પણ સિંહના પરાક્રમને શા માટે સ્વીકારે ? તેમણે પણ સિંહને ભિડાવ્યો. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થવા લાગ્યું. ઘણા સમય સુધી બંને પોત પોતાનાં પરાક્રમ બતાવતા રહ્યા. બંનેમાં કોઈ પાછું પડે તેવું ન હતું. છેવટે બલદેવજી પૃથ્વી પર ગબડી પડયા. સિંહ રુકિમણીના મહેલમાં જતો રહ્યો. બલદેવજી ઊઠયા અને વિચારવા લાગ્યા : 'રુકિમણી રાજમહેલમાં રહેવા લાયક

નથી. અહીં રહીને તે કામણ ટૂમણુ કરે છે. કદાચ કનૈયો તેના આ ભેદને જાણતો નહી હોય. તેને પણ આ જણાવવું પડશે. મનમા ને મનમાં ખિજાતા, ગુસ્સે થતાં બળદેવજી કૃષ્ણ વાસુદેવ પાસે આવ્યા.

પોતાના લાડકા પ્રદ્યુમનનાં પરાક્રમ જોઇને રુક્મિણી ખૂબ આનંદમાં આવી ગઇ. તેણે ખુશ થઇને કહ્યું :

'બેટા ! હવે મોડું ના કરશો. જલદીથી તમારા પિતાજીને મળો. જેમ મારા હ્રદયને તૃપ્ત કર્યું, તેમ તેમના હ્રદયને પણ શાન્ત કરો.'

પ્રદ્યુમન બોલ્યો -

'મા ! શું હું તેમને એમ કહું કે, હું તમારો પુત્ર તમારી પાસે આવ્યો છું ? તો તો પછી તે મારી પાસે સાક્ષી માગશે. એટલે લોકો મારી દયા ખાશે. કેટલાક કહેશે: આ તમારો પુત્ર નથી. ચોર-લુંટારો તમારો પુત્ર બનવા માગે છે.

'મા ! હું મારા પરાક્રમથી એ સાબિત કરીશ કે વાસુદેવ શ્રીકૃષ્ણનો પુત્ર જ આટલો પરાક્રમી હોઈ શકે. મારા પરાક્રમથી પિતાના મનમાં જિજ્ઞાસા પેદા કરીશ. હું તો વિજયમાળા પહેરીને જ પિતાજીને મળીશ '

આશ્ચર્યચકિત બનેલી રુક્મિણી બોલી :

'બાપ-બેટા વચ્ચે લડાઈ? શું તું તારા પિતા સાથે યુદ્ધ કરીશ?'

'ના મા!' પ્રદ્યુમન બોલ્યા : હું તો તેમને એટલું બતાવવા માગું છું કે, તમારો પુત્ર છું....મા! આ કામમાં તમે મને મદદ કરો. થોડા સમય માટે તમે મારી સાથે ચાલો.'

'ક્યાં?' રુક્મિણીએ જણાવ્યું. 'પિતાની આજ્ઞા વિના હું કોઈની પણ સાથે ઘરની બહાર જતી નથી. શું હું પતિવ્રતાસ્ત્રીના વ્રતનો ભંગ કરું?'

પ્રદ્યુમન બોલ્યો :

'મા! તું કોઈ પારકા સાથે ક્યાં જાય છે? પુત્રની સાથે ગમે ત્યાં જવામાં મર્યાદા ભંગ નથી થતો. બસ, થોડા સમયની તો વાત છે.

રુક્મિણીએ પૂછયું.

'પણ એ તો જણાવ કે તું મને ક્યાં લઈ જાય છે?'

પ્રદ્યુમન બોલ્યો-

'મા, હું જ્યાં કહું, ત્યાં શંકા રાખ્યા વિના ચાલો.'

આજીજી-વિનંતિ કરીને પ્રદ્યુમને માતાને ખુશ કરી દીધી અને તેનો હાથ પકડીને આકાશમાં ઊડયો. આકાશ-માર્ગે તે યાદવોના દરબારમાં આવ્યો, જ્યાં બલરામ અને

શ્રી કૃષ્ણ બિરાજતા હતા. બધાએ આકાશમાં રહેલા પુરુષની અભિમાન ભરેલી વાણી સાંભળી. પ્રદ્યુમન કહી રહ્યો હતો.

‘યાદવો! મેં તમારી કુળલક્ષ્મી રુક્મિણીનું અપહરણ કર્યું છે. તમારામાં તાકાત હોય તો રુક્મિણીને છોડાવીને પોતાની આબરુ બચાવી લો.’

બધાં લોકો ઉપર નજર કરીને ચમકીને જોઈ રહ્યા હતા. એવો કોણ છે, જે બળરામ શ્રીકૃષ્ણને પડકાર ફેંકી રહ્યો છે? ત્રણ ભુવનના અધિપતિ વાસુદેવ શ્રીકૃષ્ણનો પ્રતાપ આખા જગતમાં જાણીતો હતો. તેમનો સામનો કરવાની તાકાત કોઈનામાં ન હતી. બધાને નવાઈ લાગતી હતી કે, રુક્મિણીનું હરણ કરનાર આ કોણ છે?

પ્રદ્યુમનકુમાર પોતાની માતા રુક્મિણીને લઈને આકાશમાર્ગે નારદજીની પાસે પહોંચ્યો. રુક્મિણી તથા પ્રદ્યુમને નારદજીને પ્રણામ કર્યાં. પ્રદ્યુમને દ્વારકામાં બનેલી બધી વાત નારદજીને સંભળાવી. પ્રદ્યુમનની વિદ્યા, ચતુરાઈ અને પરાક્રમની વાત સાંભળીને નારદજી ખૂબ ખુશ થયા. તેમણે પ્રદ્યુમનની પીઠ થાબડીને કહ્યું:

‘પ્રદ્યુમન! તેં તો મને પણ છોડયો નહીં. કોઈ એક જગ્યાએ સ્થિર ન બેસનાર નારદ આજે તારી રાહ જોઈને અહીં બેસી રહ્યો છે. હવે આ બધાંને તું સંભાળ, હું તો આ ચાલ્યો.’

પ્રદ્યુમને આગ્રહ કર્યો :

'નારદજી ! બસ, થોડીવાર ઊભા રહો. હવે તો છેલ્લો ચમત્કાર પિતાજીને બતાવવો છે.'

'તું તો ભાઇ અત્યંત હઠીલો અને નટખટ છે. દરેક વાતમાં તું તારા પિતાથી દસ કદમ આગળ છે.'

પ્રદ્યુમન રુક્મિણીને નારદ પાસે રાખી પોતે પૃથ્વી પર આવ્યો. તેણે પોતાની વિદ્યાના બળથી ચતુરંગિણી સેના ઉત્પન્ન કરી અને પોતાનો જય નામનો શંખ જોરથી વગાડયો. યાદવ લોકો તો રુક્મિણીનું અપહરણ કરનાર દુશ્મનની શોધમાં હાંફળા ફાંફળાં બની ગયા હતા. જય શંખનો અવાજ સાંભળીને બધા ચમકી ગયા. બધા સમજી ગયા કે, રુક્મિણીનું અપહરણ કરનારનો જ પડકાર છે. તરત જ યાદવેન્દ્ર રથ પર સવાર થયા અને વિશાળ લશ્કર લઈને જય શંખના અવાજની દિશામાં ચાલતા યુદ્ધના મેદાનમાં આવી ગયા. જવાબમાં શ્રીકૃષ્ણએ પણ દુશ્મનના હૃદયને કંપાવતો પાંચજન્ય શંખ વગાડયો. હળ–મૂશળને ધારણ કરનાર હળધર પણ યુદ્ધના મેદાનમાં આવી ગયા. આજે બધા ખૂબ ઉત્સાહમાં હતા. બળરામ શ્રીકૃષ્ણની જોડી સૂર્ય ચંદ્રની જેમ રથ પર બેસીને આગળ વધતી હતી. પ્રદ્યુમને દૂરથી પોતાના પિતા અને મોટા કાકાને જોયા. તેણે મનમાં ને મનમાં બંનેને પ્રણામ કર્યા. પછી ધનુષ્યનો ટંકાર કરીને જ યાદવ સેનાને બહેરી બનાવી દીધી. બંને તરફથી બાણ વર્ષા

થવા લાગી. યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ પણ અજેય યોદ્ધા હતા. તેમની બાણુ વર્ષાથી આખું આકાશ ઢંકાઈ ગયું. પ્રદ્યુમન પોતાની વિદ્યાથી પોતાના લશ્કરનું રક્ષણ કરતો હતો, આ તરફ પ્રદ્યુમનનું એક એક બાણુ હજાર હજાર બાણુ બનીને યાદવ સેનાને હેરાન કરી રહ્યું હતું. પરિણામ એ આવ્યું કે યાદવ સેનાની હિંમત તૂટી ગઈ. રણઘેલા યાદવ વીરો જીવ લઈને ભાગવા લાગ્યા. શ્રીકૃષ્ણ પોતે પ્રદ્યુમનની સામે આવી ગયાં, પણ કોઇ અજ્ઞાત કારણને લીધે પ્રદ્યુમનને જોઇને તેમના હૃદયમાં મમત્વ જાગતું હતું. અત્યંત પ્રયત્ન કરવા છતાં પણ તેમને ગુસ્સો આવતો ન હતો. પત્નીનું અપહરણ કરનાર પર પણ તે હાથ ઉપાડી શકતા ન હતા. છેવટે શ્રીકૃષ્ણે કહ્યું :

‘ કુમાર ! તેં અક્ષમ્ય અપરાધ કર્યો છે. છતાં પણ મારા હાથ તને મારી શકતા નથી.’

પ્રદ્યુમને કડક બનીને કહ્યું :

‘ યુદ્ધમાં દયા બતાવવી એ કાયરતાનું લક્ષણ છે. ગુસ્સો કરીને પણ તમે મને કંઈ કરી શકવાના નથી. જો યુધ્ધનો ડર લાગતો હોય તો પત્નીને છોડીને પાછા ફરી જાઓ. કાયરોને હું મારતો નથી. બત્રીસ હજાર રાણીઓમાંથી એક ઓછી થશે, તો શું ફરક પડવાનો છે ?’

પ્રદ્યુમનની આવી અપમાનજનક વાણી સાંભળીને

હળધરને ખૂબ ગુસ્સો આવ્યો. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું :

'કનૈયા ! આ અત્યંત દુષ્ટ અને માયાવી છે. તેના માથા પર મોત ભમી રહ્યું છે. તેને ફળ ચખાડયા વિના તે માનશે નહીં.'

આમ કહીને બલરામજીએ હળનો ઘા કર્યો. પ્રદ્યુમન એમનો ઘા ચુકાવીને એવું બાણ માર્યું કે બળદેવજી બેભાન થઈ ગયા. મોટા ભાઈની આ દશા જોઈને શ્રીકૃષ્ણએ સુદર્શન ચક્રને બોલાવ્યું. તેમાંથી નીકળતાં કિરણોથી પ્રદ્યુમનની આંખો અંજાઈ જતી હતી. આગની જવાળા કાઢતું સુદર્શન ચક્ર આગળ વધ્યું કે તરત જ પ્રદ્યુમને પોતાની વિદ્યાના બળથી તેને સ્થિર કરી દીધું. પોતાના ચક્રને નિષ્ફળ ગયેલું જોઈને શ્રીકૃષ્ણને ગુસ્સો આવી ગયો. તેઓ હવે પ્રદ્યુમન જોડે મલ્લયુદ્ધ કરવા લાગ્યા. વિમાનમાં બેઠેલી રુક્મિણી આ યુદ્ધ જોઈને ધ્રૂજી ઊઠી તે આકુળ વ્યાકુળ બની ગઈ. તેણે નારદજીને કહ્યું :

'દેવર્ષિ ! બાપ બેટાનું આ યુદ્ધ હું જોઈ શકીશ નહીં. તમે જલદીથી તેમને રોકો. હું પતિની હાર પણ જોઈ શકીશ નહીં અને પુત્રની પણ.'

નારદજી તરત જ રણમેદાનમાં આવ્યા અને કૃષ્ણને સંબોધીને બોલ્યા :

'યાદવનાથ! તમારા બેટા સાથે જ મલ્લયુદ્ધ કરવા લાગ્યા? હવે તો જોઈ જ લીધું હશે કે, જેમાં તમારો અંશ હોય તે જ આટલો પરાક્રમી થઈ શકે?'

શ્રીકૃષ્ણ નવાઈ પામીને નારદજી તરફ જોવા લાગ્યા. નારદજીને આવેલા જોઈને પ્રદ્યુમન તરત જ પિતાજીના પગમાં પડી ગયો અને તેમની ચરણરજ માથા પર ધારણ કરીને બોલ્યો :

'પિતાજી! આજે મારું જીવન ધન્ય થઈ ગયું. મારો બધો અવિવેક માફ કરો.'

કૃષ્ણના આનંદનો પાર ના રહ્યો. તેમણે પ્રદ્યુમનને છાતી સાથે ચાંપીને કહ્યું :

'બેટા! તેં યાદવ કુળને શોભે તેવું જ પરાક્રમ કરી બતાવ્યું છે. તારા જેવા સુપુત્રને મેળવીને યાદવ કુળ ઉજ્જવળ બની ગયું છે.'

પ્રદ્યુમને વારંવાર પિતાના ચરણમાં વંદન કર્યાં અને બલદેવજીને બેભાન જોઈને તેમની બેભાનાવસ્થા દૂર કરી તથા આખી સેનાને જીવતી કરી દીધી.

દ્વારકા ફરી એક વખત નવવધૂની જેમ સજાવવામાં આવી. પ્રદ્યુમનની શૂરવીરતા, પરાક્રમ અને ચમત્કારની ઘેર ઘેર ચર્ચા થતી હતી. વસુદેવજી તેને 'ચેટકવાળો મદારી' કહીને વારંવાર ખુશ થતા હતા. બલરામજી

પ્રદ્યુમનના કેસરી રૂપના વખાણ વારંવાર કરી રહ્યા હતા. શ્રીકૃષ્ણ, બલરામ, રુક્મિણી, સત્યભામા, જાંબવતી વગેરે બધાં પ્રદ્યુમનની આજુબાજુ બેઠાં હતાં. ભાનુકુમાર પણ ત્યાં બેઠો હતો અને પ્રદ્યુમનની અશ્વવિદ્યાના વખાણ કરતો હતો. સત્યભામાના મનનો મેલ પણ ધોવાઇ ગયો હતો. તેની દાસીઓ સુકેશી બની ગઇ હતી. રુક્મિણીની ક્ષમા માગતાં સત્યભામા બોલી :

'બહેન રુક્મિણી ! તમારા બેટાનું લગ્ન મારા બેટા કરતાં પહેલું થયું છે. તેથી શરત પ્રમાણે હું એક મહિનાની તમારી ગુલામી સ્વીકારું છું.'

રુક્મિણીએ નમ્રતાથી કહ્યું :

'જીજી ! તમે આ શું બોલ્યા ? શું મારો બેટો તમારો બેટો નથી ? અથવા ભાનુકુમાર મારો નથી ? આપણે બધાં જ આપણા સ્વામી શ્રીહરિની દાસીઓ જ છીએ અને એમની જ રહીશું. હવે દાસત્વની વાત ભૂલથી પણ ના કહેશો.'

રુક્મિણીના હૃદયની વિશાળતા જોઇને બધાં ખુશ થઈ ગયા. સત્યભામાએ ફરીથી કહ્યું :

બહેન રુક્મિણી ! તમે સાચા અર્થમાં મહાન છો. તમારી જગ્યાએ હું હોત તો આવી ઉદારતા

બતાવી શકત નહીં. તમારા વર્તનથી તમે મારું હૃદય જીતી લીધું છે.'

બલદેવજીને મશ્કરી કરવાનું મન થયું. તેમણે સત્ય-ભામાને કહ્યું :

'વહુરાણી ! એક દાસી બે સ્વામીનું દાસત્વ નિભાવી શકતી નથી. તમે પહેલેથી જ કનૈયાની દાસી છો. હવે રુકિમણીની દાસી કેવી રીતે બની શકશો? પહેલાં કનૈયાનું દાસત્વ છોડી દો, તો જ રુકિમણી તમને દાસી બનાવશે.'

બલદેવજીની વાતથી બધાં ખડખડાટ હસી પડયાં.

o o

પ્રદ્યુમને ઉદધિકુમારીને પોતાની માતા રુકિમણી પાસે સંતાડી રાખી હતી. દુર્યોધન આવે ત્યાં સુધી તે આ રહસ્ય છુપાવી રાખવા માગતો હતો. એક દિવસ રાજસભામાં યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ પોતાના રત્નજડિત સિંહા-સન પર હંમેશની જેમ શોભતા હતા. વસુદેવ, બલરામ, ભાનુકુમાર તથા પ્રદ્યુમન પણ પોત પોતાના સિંહાસન પર બેઠા હતા. તે વખતે દ્વારપાલે સમાચાર આપ્યા :

'પૃથ્વીનાથ ! કુરુરાજ મહારાજાધિરાજ દુર્યોધન પોતાના વિશાળ લશ્કરને દ્વારામતીની બહાર રોકીને તમારાં દર્શન કરવા પધાર્યા છે.'

શ્રીકૃષ્ણએ તેમને માન સહિત લઈ આવવાનો આદેશ આપ્યો. દ્વારપાળ તેમને અંદર લઈ આવ્યો. શ્રીકૃષ્ણએ તેમને બેસવા માટે આસન આપ્યું. દુર્યોધનનો દુઃખી ચહેરો જોઈને બધા કોઈ અજ્ઞાત આશંકાથી ધ્રૂજી ઊઠયા. એકલો પ્રદ્યુમ્ન જ હસી રહ્યો હતો. દુર્યોધને મનનું દુઃખ પ્રગટ કર્યું :

'યાદવેન્દ્ર! મારી દીકરી ઉદધિકુમારી પહેલા આપેલા વચન પ્રમાણે તમારી પુત્રવધૂ બની ચૂકી છે. પણ મારી સ્થિતિ નાજુક બની ગઈ છે. ગરમ દૂધના ઘુંટડાને હું ગળી શકતો પણ નથી અને કાઢી શકતો પણ નથી. દ્વારકાની નજીક એક ભીલરાજે મારી કન્યાનું અપહરણ કર્યું છે. હવે હું હસ્તિનાપુર પાછો ફરવા માટે પણ યોગ્ય નથી રહ્યો. તમે કંઈક ઉપાય બતાવો.'

દુર્યોધનની સ્થિતિ જાણીને દરબાર સ્તબ્ધ બની ગયો. બધા વિચાર મગ્ન થઈ ગયા. તે વખતે પ્રદ્યુમ્ન ધીમેથી ઊઠયો, એકાંતમાં ગયો અને ભીલરાજનું રૂપ લઈને હાજર થઈ ગયો. ભીલરાજને જોઈને દુર્યોધન ચમકીને બોલ્યો :

'યાદવેન્દ્ર! આ જ છે મારી પુત્રીનું હરણ કરનાર. તેણે જ પોતાની માયાથી ઉદધિકુમારીનું અપહરણ કર્યું છે.'

ભીલરાજે પણ પોતાનો ગુનો સ્વીકારી લીધો.

શ્રીકૃષ્ણએ પ્રદ્યુમનનું આસન ખાલી જોયું એટલે બધું સમજી ગયા. તેમણે ભીલને સંબોધીને કહ્યું :

'બેટા! પ્રદ્યુમન! તમારા મૂળ રુપમાં આવીને કુરુરાજનું દુઃખ દૂર કરો.'

પ્રદ્યુમન પોતાના મૂળ રુપમાં આવી ગયો. તેને જોઈને બધા ખુશ થયા. પછી પ્રદ્યુમને બધી વાત સંભળાવતાં કહ્યું :

'પિતાજી! રાજકુમારી ઉદધિ માતાજીની છત્રછાયામાં છે.'

બધી વાત જાણ્યા બાદ યદુનંદન શ્રીકૃષ્ણે દુર્યોધનને કહ્યું :

'હવે ઉદધિકુમારીના ભાગ્યનો નિર્ણય તો પ્રદ્યુમનકુમાર જ કરશે. પ્રદ્યુમનકુમાર મહાન યોદ્ધો અને બળવાન છે. તેમણે ઉદધિકુમારીને યુદ્ધ કરીને મેળવી છે. આવી સ્થિતિમાં હું તેમની પાસે ઉદધિકુમારીની માગણી કેવી રીતે કરી શકું?'

દુર્યોધને કહ્યું :

'યાદવેન્દ્ર! પ્રદ્યુમન જેવા વીરને મારો જમાઈ બનાવવામાં મને આનંદ આવશે. હું ખુશ થઈને મારી કન્યા તેમને આપવા માગું છું.'

તે વખતે પ્રદ્યુમન બોલ્યો :

'પૂજ્ય પિતાજી ! ઉદધિકુમારી મારા નાના ભાઈની વહુ છે. પૂર્વ સંકલ્પ પ્રમાણે તે મારી અનુજ વધૂ છે. તમે ભાનુકુમારનું જ લગ્ન તેની સાથે કરો.'

બધાએ ખુલ્લા દિલે પ્રદ્યુમનની ઉદારતા, નીતિમત્તા અને ધર્મનિષ્ઠાનાં વખાણ કર્યાં. ખૂબ ધામ-ધૂમથી ભાનુકુમાર અને ઉદધિકુમારીનાં લગ્ન થઈ ગયાં. શ્રીકૃષ્ણ અને રુકિમણીની આજ્ઞાથી પ્રદ્યુમન પણ યમસંવરને ત્યાંથી પોતાની બંને પત્નીઓને લઇ આવ્યો. બધાં આનંદથી રહેવા લાગ્યાં.

પ્રદ્યુમનને મેળવીને દ્વારકા નગરી ધન્ય બની ગઈ હતી. વાસુદેવ શ્રીકૃષ્ણ, રુકિમણી, બલદેવ અને દેવકી વસુદેવ બધાં પોતાને ધન્ય માનતાં હતાં. પ્રદ્યુમન પૂર્વ સંચિત કર્મોથી મહાન બન્યો હતો. વળી પોતાનાં ધર્મ કાર્યોથી પણ-પૂંજીને દિવસે દિવસે વધારી રહ્યો હતો.

સંસારમાં ત્રણ પ્રકારના વેપારી હોય છે. પહેલા તે કે જે મૂળ મિલકતમાં વધારો કરે છે. બીજા મૂળ મિલકતને સાચવી રાખે છે—નથી વધારતા કે નથી ઘટાડતા. ત્રીજા પ્રકારના વેપારી મૂળ મિલકતનો નાશ કરી નાખે છે. પ્રદ્યુમન પ્રથમ પ્રકારનો વેપારી હતો, જે પુણ્ય-પૂંજીને દિવસે દિવસે વધારતો હતો.

એક દિવસ વાસુદેવ શ્રીકૃષ્ણ રુકિમણીના મહેલમાં

બેઠા હતા. અલક--મલકની વાતો થતી હતી. વાતો કરતાં કરતાં પ્રદ્યુમનકુમારની વાત નીકળી. રુકિમણીએ શ્રીકૃષ્ણને કહ્યું :

'આર્યપુત્ર ! એ બે વિદ્યાધર કન્યાઓ સાથે કુમારે મેઘકૂટ નગરમા લગ્ન કર્યાં. પણ હું તો મારા પુત્રનો લગ્નોત્સવ જોઈ શકી નથી. મારી ઈચ્છા છે કે, હું અનેક કન્યાઓ સાથે કુમારને રાણીવાસમાં મોજમજા કરતો જોઉં અને લગ્ન મારા હાથે કરાવુ'.'

કૃષ્ણએ હસીને કહ્યું :

'જરૂર કરો. જ્યારે બીજી કોઈ બાબતમાં પુત્ર પિતાથી જાય તેવો નથી, તો પછી પત્નીઓ બાબતમાં પણ શા માટે પાછળ રહે ? હું દેશ–દેશની સુંદર રાજ-કન્યાઓ સાથે કુમારનું લગ્ન કરાવીશ.'

બીજા જ દિવસે શ્રીકૃષ્ણએ પોતાના દૂત વિવિધ રાજ્યોમાં મોકલી આપ્યા. કુમાર માટે દેવાંગના જેવી પચાસ રાજ કન્યાઓને પસંદ કરવામાં આવી. દ્વારકામાં તૈયારીઓ થવા લાગી. મિત્રો, કુટુંબીજનોને અને આત્મીય જનોને બોલાવવામાં આવ્યા. પ્રદ્યુમનના પાલક પિતા વિદ્યાધર રાજા યમસંવરને પણ સહકુટુંબ બોલાવવામાં આવ્યા. દ્વારિકા નગરીની બહાર તથા અંદર આમંત્રિત રાજાઓના પડાવ હતા. ઠેર ઠેર દેશ-દેશના રાજાઓની ધજાઓ ફરકતી હતી. દરેક ઘરની સજાવટ જોઈને

એમ લાગતું હતું જાણે દરેક ઘરનો લગ્નનો ઉત્સવ છે. બધા પોત-પોતાના કામમાં મગ્ન હતા. કોકિલ-કંઠી સ્ત્રીઓ મંગલ ગીત ગાતી હતી. મણિ-મુક્તાના ચોક પૂરાતા હતા. વાજિંત્રોના મીઠા અવાજ સાંભળીને બધાનાં હૃદય ડોલતાં હતાં. રાજ માર્ગો પર લગાવેલી મોતી-ઓની ઝાલર અને રત્નજડિત થાંભલા બધાનું મન મોહી લેતા હતાં. રથ, ઘોડા અને હાથી જુદી જુદી હારમાં ઊભા રહ્યા હતા, તે સુંદર શોભા આપતા હતા. દ્વારકાનો અસીમ વૈભવ જોઈ વિદ્યાધર રાજા યમસંવર અને રાણી કનકમાલા પ્રદ્યુમનકુમારના નસીબનાં વખાણ કરતાં હતાં. એક તરફ બેઠેલાં કનકમાલા અને રુક્મિણી વાતો કરતાં હતાં. રુક્મિણી કહેતી હતી:

'બહેન કનકમાલા! આ બધું તમારી કૃપાનું જ પરિણામ છે. એટલે જ હું મારી પોતાની નજર સમક્ષ પ્રદ્યુમનનું લગ્ન કરાવી શકું છું. તમે મારા કુમારનો જીવ જ નથી બચાવ્યો, પણ પાલન-પોષણ કરીને તેને સંપૂર્ણ લાયક બનાવ્યો છે. હું કદાપિ તમારા ઋણમાંથી મુક્ત નહીં થઈ શકું.'

કનકમાલાએ ખુશ થઈને કહ્યું:

'બહેન રુક્મિણી! ઉપકાર તો મારે તમારો માનવો જોઈએ. તમારા પુત્રને કારણે જ હું વાંઝણી હોવાના કલંકમાંથી બચી. પ્રદ્યુમને મને માતૃત્વની સાથે

ગૌરવ પણ અપાવ્યું. મેં જે કંઈ કર્યું, તે સ્વાર્થ માટે જ કર્યું છે.'

તે વખતે રાજા યમસંવર અને શ્રીકૃષ્ણે આવીને કહ્યું :

'તમે બંને અહીં બેઠાં છો અને ત્યાં કુમારની માતાઓ માટે પોકાર પડી રહ્યો છે.'

'કઇ માતાને બોલાવે છે ?' રુક્મિણીએ પૂછ્યું એટલે શ્રીકૃષ્ણએ મજાકમાં જ જવાબ આપ્યો : 'જે સાચી હોય તેને.'

રુક્મિણીએ પણ મજાકનો જવાબ તરત જ આપ્યો :

'પહેલાં તમે કહો કે માતા દેવકી અને યશોદામાં તમે કોને સાચી મા ગણશો ?'

રાજા યમસંવરે પણ ઝુકાવ્યું : 'અને વાસુદેવ તથા નંદમાં સાચા પિતા....?'

ત્યાં જ રાણી કનકમાલાએ કહ્યું : બાપનું અનુકરણ જ બેટાએ કર્યું છે. જેવો બાપ તેવો બેટો.'

બધાં ખડખડાટ હસી પડયાં.

રાજા યમસંવર બોલ્યા :

'તો પછી બંને ચાલો, વાર શા માટે કરો છો ?'

० ० ०

વર રાજાના પોશાકમાં પ્રદ્યુમન બધાનું મન મોહી લેતો હતો. કેસરી પોશાકમાં તેનું રુપ કામદેવને પણ લજ્જિત કરતું હતું. માથા પર રત્નજડિત મુગટ, કમરમાં તલવાર, કપાળ પર કુંકુમનો ચાંલ્લો અને કાનમાં કુંડળ ધારણ કરેલા કુમાર અલંકારોથી સજાવેલા ઘોડા પર બેઠા હતા. સાજન-મહાજનના મોટા સરઘસ સાથે નગરમાં ફરીને તે લગ્નમંડપમાં પહોંચ્યા. યોગ્ય વિધિ વડે તેમનું પચાસ રાજકન્યાઓ સાથે લગ્ન થયું. વહુઓ સાથે કુમારે રાજમહેલમાં પ્રવેશ કર્યો. લગ્ન પછી કેટલાય દિવસો સુધી દ્વારિકામાં ઉત્સવ મનાવવામાં આવ્યો. યોગ્ય સમયે લોકો વિદાય થયા.

પ્રદ્યુમન ધર્મ અને નીતિથી રાજનું કામ કરતાં કરતાં દાંપત્ય સુખને ભોગવતા જીવન પસાર કરવા લાગ્યા. મકરધ્વજ અને મદનકુમારના પ્રખ્યાત નામથી પ્રદ્યુમન આજે જે કંઇ હતા તે ધર્મને કારણે જ હતા કારણ કે ધર્મના પ્રભાવથી જ ઉત્તમ સંસ્કારવાળા કુટુંબમાં જન્મ થાય છે. ધર્મથી જ દૈવી રુપ મળે છે, ધર્મથી જ માલ-મિલકત મળે છે અને ધર્મના પ્રતાપથી જ જગતમાં કીર્તિનો વિસ્તાર થાય છે. જેમકે—

ધમ્મેણ કુલપસૂઈ, ધમ્મેણ ય દિવ્ય રુપ સંપત્તિ।
ધમ્મેણ ધણસમિદ્ધી, ધમ્મેણ સુવિત્થડા કિત્તી॥

૦ ૦ ૦

પ્રદ્યુમનકુમાર પૂર્વ જન્મમાં કોસલપુરના રાજા પદ્મનાભનો પુત્ર મધુ હતો. મધુનો નાનો ભાઈ હતો કૈટભ. મધુ-કૈટભ ચારિત્ર પાલન કરીને બારમા દેવલોકમાં દેવ બન્યા. મધુદેવનો જીવ રુક્મિણીના ગર્ભથી પ્રદ્યુમનકુમારના રૂપમાં જન્મ્યો અને કૈટભ દેવ હજુ સુધી બારમા દેવલોકમાં જ હતો. એક વખત કૈટભ દેવ સીમંધર સ્વામી પાસે ગયો. વિધિવત વંદન-નમસ્કાર કરીને તે આ પ્રમાણે પૂછવા લાગ્યો :

'પ્રભુ! મારા મોટા ભાઈ અત્યારે ક્યાં છે? હું મારા મોટાભાઈ મધુને ક્યારે મળીશ?'

સીમંધર સ્વામીએ જણાવ્યું :

'દેવ! તમારો ભાઈ મધુ પૃથ્વી પર દ્વારિકામાં કૃષ્ણ વાસુદેવના પુત્ર રૂપે જન્મ્યો છે. તમે ટૂંક સમયમાં જ તેને મળશો. શ્રીકૃષ્ણની ત્રીજી પટરાણી જાંબવતીની કૂખે તમારો જન્મ થશે. પૂર્વ જન્મના સંસ્કારને કારણે રુક્મિણીના પુત્ર પ્રદ્યુમનકુમાર સાથે તમારો વિશેષ પ્રેમ હશે.'

પોતાના ભવિષ્યની સ્થિતિ જાણીને દેવ ખુશ થતો પ્રભુને વંદન કરીને પોતાના લોકમાં પાછો ફર્યો. કૈટભ દેવે વિચાર કર્યો કે, જે દ્વારિકામાં મારો જન્મ થશે તે દ્વારકાને અને મારા પિતા શ્રીકૃષ્ણને મારે જોવા જોઈએ. વળી હું મારા જન્મના સમાચાર પણ શ્રીકૃષ્ણને આપું

તો પણ શો વાંધો ? આવો વિચાર કરીને કૈટભ દેવ દ્વારકામાં આવ્યો. દ્વારકાને જોઈને તે શ્રીકૃષ્ણના મહેલમાં આવ્યો. શ્રીકૃષ્ણએ પોતાની સામે દેવને ઊભેલા જોયા તો તેમને નવાઈ લાગી પછી. કૈટભદેવે પોતાની ઓળખાણ આપતાં કહ્યું :

'હું તમારે ત્યાં જ જન્મ ધારણ કરીશ તેથી હું તમને એક દૈવી હાર આપું છું. તમારી જે પટરાણીને તમે આ હાર આપશો તેની કૂખે મારો જન્મ થશે. વળી પ્રદ્યુમનકુમાર સાથે મારે વિશેષ પ્રેમ રહેશે.'

શ્રીકૃષ્ણને હાર આપીને દેવ ચાલ્યા ગયા. જો કે સીમંધર સ્વામીએ સ્પષ્ટ જણાવ્યું હતું કે કૈટભ દેવનો જન્મ જાંબવતીની કૂખે થશે. પણ દેવે હાર આપતી વખતે એમ ના કહ્યું કે, આ હાર જાંબવતીને જ આપશો. કારણ કે દેવ એ જાણવા માગતા હતા કે, રુકિમણી અને સત્યભામાને છોડીને શ્રીકૃષ્ણ જાંબવતીને હાર આપે છે કે નહીં ? કારણ કે તેમનો પ્રેમ જાંબવતી પર એ બંનેથી ઓછો છે.

આ તરફ શ્રીકૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે આ દૈવી અને પુત્રદાતા હાર કોને આપવામાં આવે. છેવટે શ્રીકૃષ્ણએ નિશ્ચય કર્યો કે રુકિમણી અને સત્યભામા વચ્ચે અણબનાવ રહ્યા કરે છે. જો આ દેવ સત્યભામાની કૂખે જન્મ લે

તો સત્યભામા અને રુકિમણી વચ્ચે સારા સંબંધો થાય કારણુ કે આ દેવના જીવવાળા પુત્રનો પ્રેમ પ્રદ્યુમન પર વધુ હશે. જ્યારે બંને અપર ભાઈઓ વચ્ચે ગાઢ પ્રેમ રહેશે, ત્યારે બંનેની માતાઓ પણ એક બીજાની ઈર્ષા કરવાનું છોડી દેશે. તેથી આ હાર સત્યભામાને જ આપવો જોઈએ.

દેવ દ્વારા શ્રીકૃષ્ણને હાર મળવો અને શ્રીકૃષ્ણ દ્વારા સત્યભામાને હાર આપવાનો નિશ્ચય કરવો વગેરે સમાચાર કર્ણપિશાચિની દેવીએ પ્રદ્યુમનને આપી દીધા. શ્રીકૃષ્ણએ નોકરને મોકલીને સત્યભામાને પોતાની પાસે બોલાવડાવી. આ તરફ પ્રદ્યુમને પોતાની વિદ્યાથી સત્યભામાને કામકાજમાં એવી રોકી દીધી કે, તે કૃષ્ણ પાસે જવાનું જ ભૂલી ગઈ. સત્યભામાને કામમાં રોકી રાખીને પ્રદ્યુમન માતા રુકિમણી પાસે પહોંચી ગયો અને હાર વાળો પ્રસંગ કહ્યો. બધી વાત સાંભળીને રુકિમણીએ પ્રદ્યુમનને કહ્યું.

'બેટા! તારા જેવા કુળદીપક પુત્રને મેળવ્યા પછી હવે મને બીજા પુત્રની ઈચ્છા નથી. સત્યભામાને પણ પુત્ર છે. તેનો પુત્ર ભાનુકુમાર પણ વીર અને તેજસ્વી છે. પણ જાંબવતી ખૂબ ભોળી અને સરળ છે. તેને પણ એક પુત્ર થવો જોઈએ તેથી તું એવી યુકિત કર કે એ હાર જાંબવતીને જ મળે.'

પોતાની માતાની ઇચ્છા જાણીને પ્રદ્યુમન સીધો જાંબવતીના મહેલમાં ગયો. તેને હારની વાત જણાવી. જાંબવતી ખૂબ ખુશ થઈને બોલી :

'બેટા ! ગમે તેમ કરો, પણ એ હાર મને અપાવો. હું જન્મભર તમારો ઉપકાર નહીં ભૂલું.'

'ઠીક મા ! કહીને પ્રદ્યુમને પોતાની વિદ્યાથી જાંબવતીને સત્યભામા બનાવી દીધી. પછી તેને શ્રીકૃષ્ણ પાસે મોકલી. અસલી સત્યભામા પોતાના કામમાં રોકાયેલી હતી. શ્રીકૃષ્ણએ સત્યભામાના રૂપમાં રહેલી જાંબવતીને દેવ તરફથી મળેલો હાર આપી દીધો. હાર લઈને જાંબવતી પોતાના મહેલમાં પાછી ફરી. ઘણા સમય પછી સત્યભામા ચમકી. જાણે સૂતેલી અચાનક જાગી ઊઠી ના હોય ! અરે ! મને તો શ્રીહરિએ બોલાવી હતી અને હું તો ભૂલી જ ગઈ. સત્યભામા ઝટપટ તૈયાર થઈને શ્રીકૃષ્ણ પાસે આવી. શ્રીકૃષ્ણએ ફરીથી સત્યભામાને આવતી જોઈને પૂછ્યું :

'ફરી કેમ આવી ? પેલો હાર ના ગમ્યો ?'

સત્યભામા ચમકી જ ગઈ. તે બોલી :

'શાનો હાર ? હું પહેલાં ક્યાં આવી હતી ? તમે હાર આપવા મને બોલાવી હતી ? હું કામને કારણે તમારી પાસે આવવાનું જ ભૂલી ગઈ. હમણાં જ આવી. પહેલાં ક્યાં આવી હતી ?'

શ્રીકૃષ્ણ સમજી ગયા કે કંઈક ગડબડ થઈ છે. તેથી પોતાના મનનું આશ્ચર્ય છુપાવતાં કહ્યું :

'અરે! તને ઘણી વાર થઈ? મારી આંખ મીંચાઈ ગઈ હતી. તેથી હું એમ સમજ્યો કે મને સૂતેલો જોઈને તું પાછી ફરી ગઈ હશે અને હવે ફરી આવી હશે.'

આમ કહીને શ્રીકૃષ્ણે એક બીજો હાર સત્યભામાને આપ્યો. સત્યભામા હાર લઈને પોતાના મહેલમાં પાછી ફરી.

× × ×

બનવા કાળને કોણ ટાળી શકે છે? જે બનવાનુ હોય છે, તેવા જ સહાયક મળી જાય છે, તેવી જ પરિ- સ્થિતિ પણ સર્જાય છે અને બુદ્ધિ પણ તેવી જ સૂઝે છે. એ હાર જાંબવતીને જ મળવાનો હતો, તેથી શ્રી કૃષ્ણની ઈચ્છા હોવા છતાં અને પ્રયત્ન કરવા છતાં પણ સત્યભામાને ન મળ્યો, જાંબવતીને જ મળ્યો.

દરેક વસ્તુ, દરેક વૈભવ પુણ્યથી જ મળે છે. જાંબવતીના પુણ્યનો ઉદય હતો, તેથી તે હાર તેને મળ્યો. સત્યભા- માએ પુણ્યનાં બીજ વાવ્યાં ન હતાં, તો પછી તેને તે હાર મળે કેવી રીતે? માણસે જે કંઈ સારું-ખરાબ પૂર્વ જન્મમાં કર્યું, તેનું ફળ તે ભોગવે છે અને જે શુભ- અશુભ કર્મ અત્યારે કરી રહ્યો છે, તેનું ફળ હવે બીજા જન્મમાં મેળવશે.

સંજોગવશાત્ સત્યભામા અને જાંબવતી-બંને સાથે સાથે ગર્ભવતી થઈ યોગ્ય સમયે બંનેનો ગર્ભ વિકાસ પામ્યો અને બંનેએ એક-એક સુંદર પુત્રને જન્મ આપ્યો. કૈટભદેવના જીવવાળો જાંબવતીનો પુત્ર ખૂબ રૂપ લઈને જન્મ્યો હતો. તેના રુપને જોઈને એવું લાગતું હતું, જાણે પોતાના દેવ-ભવનું દૈવી રુપ લઈને જ જન્મ્યો ન હોય! સત્યભામાનો પુત્ર પણ પુણ્યશાળી જીવ હતો.

તેનાં શુભ લક્ષણોથી જ ખબર પડતી હતી કે, તે પુણ્યાત્મા જીવ છે. આ જગતમાં અનેક સંજોગો એવા બને છે કે સાધારણ માણસ તો ચકિત જ થઈ શકે છે. સાચું કારણ જાણી શકતા નથી. જે દિવસે અને જે સમયે જાંબવતી–સત્યભામાએ પોત–પોતાના પુત્રને જન્મ આપ્યો, તે જ વખતે મહામંત્રી, સેનાપતિ અને સારથીને ઘેર પણ એક–એક પુત્રનો જન્મ થયો. એ ત્રણેના પુત્રો પણ પુણ્યશાળી જીવો હતા. પાંચ પુત્રોનો સામૂહિક જન્મોત્સવ ઉજવવામાં આવ્યો. પાંચે પુત્રોનાં નામ આ પ્રમાણે પાડવામાં આવ્યા. જાંબવતીના પુત્રનું નામ શંબકુમાર, સત્યભામાના પુત્રનું નામ સુભાનુકુમાર, મંત્રીના પુત્રનું નામ બુદ્ધિસેન, સેનાપતિના પુત્રનું નામ જયસેન અને સારથીના પુત્રનું નામ પદ્મનાભિ રાખવામાં આવ્યું.

પાંચે પુત્રો પોત–પોતાનાં વૈભવ પ્રમાણે મોટા થવા લાગ્યા. જે રીતે રામ–લક્ષ્મણ અને ભરત–શત્રુઘ્નની જોડી અતૂટ અને પ્રેમ–સંબંધે બંધાઈને શોભતી હતી, તે જ રીતે પ્રદ્યુમન અને શંબકુમાર તથા ભાનુકુમાર અને સુભાનુકુમારની જોડી બધાનું મન મોહી લેતી હતી. શંબકુમાર અને સુભાનુકુમાર–બંને વિદ્યાનિષ્ણાત થયા. શંબકુમાર પ્રદ્યુમનની આજ્ઞા વિશેષ માનતો. બંને વચ્ચે ખૂબ પ્રેમ હતો. જન્મથી બંને સહોદર ન હતા, પણ વર્તનમાં બંને સહોદરથી પણ અધિક સાચા મિત્ર હતા. સુભાનુકુમાર પણ પોતાના સહોદર મોટાભાઈ ભાનુકુમારનો

પરમ આજ્ઞાકારી હતો. મંત્રીપુત્ર બુદ્ધિસેન, સેનાપતિપુત્ર જયસેન અને સારથિપુગ્ર પદ્મનાભિ–આ ત્રણે પણ એક બીજા સાથે હળી–મળીને મિત્રભાવથી રહેતા હતા. ક્યારેક ક્યારેક પાંચે મળીને રાજ્યના રમતના મેદાનમાં દડો, ગેડી–દડો જેવી વિવિધ રમતો રમતા હતા.

એક દિવસની વાત છે. પ્રદ્યુમન–શંખ–બંને ભાઈ-મિત્ર તથા ભાનુ–સુભાનુ બંને સહોદર ચારે કુમાર રાજદરબારમાં પહોંચી ગયા. ચારે કુમારોએ બલરામ–શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા અને આજ્ઞા મેળવીને પોત–પોતાના આસન પર બેસી ગયા. પાંચે પાંડવ પણ રાજદરબારમાં હાજર હતા. બલદેવજી અને પાંડવોના મનમાં ચારે કુમારોના બુદ્ધિ–ચાતુર્યની પરીક્ષા લેવાનું મન થયું. બલદેવજીએ એક કરોડ સોનામહોર ચારેની સમક્ષ મૂકીને કહ્યું:

'ચારે કુમાર સોગટા–બાજી રમો, જોઈએ કોણ જીતે છે?'

શંખકુમાર અને સુભાનુકુમાર સોગટા–બાજી રમવા લાગ્યા. પ્રદ્યુમન શંખનો સહાયક બન્યો અને ભાનુકુમાર સુભાનુનો, પહેલી બાજી જાંબવતીના પુત્ર શંખે જીતી. તે પછી પણ સુભાનુકુમાર જ હારતો રહ્યો. પછી કૂકડા–યુદ્ધ થયું. પ્રદ્યુમનની મદદને કારણે આ હરીફાઈમાં પણ શંખની જ જીત થઇ. બંને હરીફાઈમાં શંખે એક કરોડ સોનામહોરો જીતી લીધી. સુભાનુનો ચહેરો ઊતરી ગયો. ભાનુકુમાર પણ નિસ્તેજ બની ગયો. પ્રદ્યુમનના કહેવાથી

શંબે જીતેલી મહોરોમાંથી અડધી સુભાનુને આપી દીધી. બીજી વખત ફરીથી હરીફાઇ થઈ. દડાની રમત, હાર-પરીક્ષા, મુક્કી-યુદ્ધ વગેરેમાં પણ શંબનો વિજય થયો.

હરીફાઇ પૂરી થતાં ચારે કુમાર સત્યભામા પાસે ગયા. પોતાના પુત્રની હાર જોઈને સત્યભામાએ પ્રદ્યુમનને ઠપકો આપતાં કહ્યું :

'આ બધી હાર-જીત એ તારી જ કરામત છે. તેં જ શંબને જિતાડયો છે. સૌથી મોટો હોવા છતાં તું આવો પક્ષપાત શા માટે કરે છે?'

સત્યભામાનો ઠપકો સાંભળીને પ્રદ્યુમને કહ્યું :

'માતાજી! રમતમાં તો હાર-જીત હોય જ છે. રમત મનોરંજન માટે જ હોય છે-માન કે અપમાન માટે નહીં. તમે ચિંતા શા માટે કરો છો? હવે સુભાનુ જીતશે.'

પ્રદ્યુમને શંબ-સુભાનુને એક રમત રમાડી. તેમાં સુભાનુ જીત્યો. સુભાનુ એક કરોડ સોનામહોર જીતી ગયો. સુભાનુને અભિમાન જાગ્યું. તેણે જીતેલી સોનામહોરોમાંથી અડધી શંબને આપવાની ઇચ્છા બતાવી પણ શંબે તેનો ઈન્કાર કરતાં કહ્યું :

'પરાજયનો એક પૈસો લેવાનું પણ મને પસંદ નથી.'

શંબની નિસ્પૃહતા અને સ્વાભિમાનની બધાએ પ્રશંસા કરી. શંબના આ જવાબથી સુભાનુ જીતીને પણ

હારી ગયો તે પોતાના ભાઇ સાથે પોતાના મહેલમાં ચાલ્યો ગયો.

શંબકુમાર જે ધન જીત્યો હતો, તેમાંથી તેણે એક દાનશાળા શરૂ કરી. જરૂરિયાતવાળાને યોગ્ય દાન મળવા લાગ્યું. આ દાનશાળાથી શંબની કીર્તિ ચારે બાજુ ફેલાઈ ગઇ. નીતિનું કથન છે કે, ભેરીનો અવાજ એક યોજન સુધી ફેલાય છે.ગાજનો અવાજ બાર યોજન સુધી ફેલાય છે અને દાનની કીર્તિ બધી દિશાઓમાં ફેલાઈ જાય છે.

શંબકુમારની દાનવીરતાની ચર્ચા ઘેર-ઘેર થવા લાગી એક દિવસ રાજસભામાં પણ તેની ચર્ચા થવા લાગી. દરબારીઓએ શ્રીકૃષ્ણને કહ્યું :

'પૃથ્વીનાથ ! શંબકુમારે પોતાની દાનવીરતાથી કુળ ગૌરવમાં વધારો કર્યો છે. તેથી તમારે તેનું સન્માન કરતું કોઈ ઈનામ આપવું જોઇએ.'

વાસુદેવ શ્રીકૃષ્ણએ કહ્યું :

'તમે લોકો જે કહો, તે ઇનામ શંબકુમારને આપવામાં આવશે. હું તો એક મહિના માટે દ્વારકાનું રાજ-સિંહાસન પણ આપવા તૈયાર છું.'

બલદેવજીએ આ વાતને ટેકો આપતાં કહ્યું :

'ગોપાલ ! મારી પણ એવી જ ઇચ્છા છે કે, પ્રદ્યુમન-મિત્ર શંબકુમારને એક મહિના માટે શાસનનો અધિકાર આપવામાં આવે.'

શ્રીકૃષ્ણએ તે જ વખતે શંબને બોલાવડાવ્યો અને

વિરાટ સમારંભમાં એક મહિના માટે શંબને રાજતિલક કર્યું. આખા નગરમાં જાહેરાત કરવામાં આવી કે, એક માસ સુધી વાસુદેવ શ્રીકૃષ્ણની જગ્યાએ શંબ બિરાજશે અને બધે જ તેમની આજ્ઞાને માન આપવામાં આવશે. શંબના આવા ગૌરવપૂર્ણ સન્માનથી પ્રદ્યુમનને ખૂબ આનંદ થયો.

'જગ બૌરાઈ રાજપદુ પાએ।
સબતેં કઠિન રાજમદુ ભાઈ।
પ્રભુતા પાઈ કાહિ મદ નાહીં ।"

જયારે રાજમદ ચડે છે, ત્યારે માણુસને આંધળો બનાવી દે છે. રાજમદથી મતવાલો બનેલો રાજા વિવેક અને ધર્મને અભરાઇ પર ચડાવી દે છે. ગઈ કાલ સુધીનો દાનવીર શંબકુમાર દ્વારકાનો રાજા બનતાં જ અનીતિ અને અધર્મનો સહોદર બની ગયો. તેની અનીતિ દિવસે દિવસે વધવા લાગી. ધનમદ, યૌવનમદ, બલમદ અને સત્તામદ–શંબને આ ચારે મદોએ ઘેરી લીધો. કહ્યું છે કે–

યૌવનં ધનસંપત્તિ, પ્રભુત્વમ્ અવિવેકિતા ।
એકૈકમ્ અપિ અનર્થાય, કિમુ યત્ર ચતુષ્ટયમ્ ।।

યૌવન, ધનસંપત્તિ, અધિકાર અને અવિવેક–આમાંથી દરેક વસ્તુ અનર્થનું કારણુ બની શકે છે. જ્યારે (જ્યાં) ચારે ભેગાં થઇ જાય તો તો પછી વાત જ શી ? ત્યાં તો અનર્થની હારમાળા સર્જાય છે.

રાજા શંબ ચારે મદ મળવાને કારણે કામાંધ બની ગયો. ઇચ્છામાં આવે તે યુવતીને પકડીને તેના ચારિત્ર્યનો

ભંગ કરવો, તે તેની રોજની રમત થઇ પડી. ઘૂવડને દિવસે દેખાતું નથી, કાગડાને રાત્રે દેખાતું નથી, પણ કામી પુરુષ તો આંખ હોવા છતાં રાત દિવસ આંધળો જ બની રહે છે શંબનો અત્યાચાર એટલો બધો વધી ગયો કે, પ્રજા ત્રાહિ-ત્રાહિ પોકારવા લાગી. ન્યાય તો કોણ જાણે ક્યાંય સંતાઇ ગયો. વળી મુસીબત તો એ હતી કે શંબના અત્યાચારની ફરિયાદ કોને કરવામાં આવે ? વાસુદેવ શ્રી કૃષ્ણએ તો કાંડાં કાપી આપ્યાં હતાં. પ્રજાનું કોઇ માનવી હેરાન કરે, તો તેની ફરિયાદ રાજાને કરવામાં આવે પણ રાજા પોતે જ અનીતિ કરે તો ફરિયાદ કોને કરવી ?

શંબનો આ ઉત્પાત કૃષ્ણના કાન સુધી પહોંચી ગયો. ન્યાય, નીતિ અને ધર્મપૂર્વક રાજ્ય કરનાર વાસુદેવ શ્રી કૃષ્ણથી પ્રજાનું દુઃખ જોવાતું ન હતું. તેઓ પ્રજાના દુઃખથી ચિંતિત થયા અને પટરાણી જાંબવતી પાસે જઇને બોલ્યો:

'પ્રિયે ! શંબના અત્યાચારથી પ્રજા ખૂબ હેરાન થઇ ગઇ છે. પ્રજાની વહુ-બેટીઓને પણ તે છોડતો નથી. તેનું આવું વર્તન મારાથી સહન થતું નથી. કોઇપણ રીતે તું જ એને સન્માર્ગે લાવી શકે છે. શંબ તમારી વાત ટાળશે નહીં. કંઇક ઉપાય કરો નહીં તો મોટો અનર્થ થશે.'

જાંબવતીને શ્રીકૃષ્ણની વાત પર વિશ્વાસ બેઠો નહીં. તે પોતાના વિશ્વાસના આધારે બોલી :

'એવું તો કદાપિ ન બની શકે કે, મારો લાલ નગરીની સ્ત્રીઓના ચારિત્ર્યનો ભંગ કરે. હજુ તો તેની ઉંમર પણ કેટલી છે? તેને તો ખાવા-પીવાનું પણ ભાન નથી. તેની ઉન્નતિ જોઈને ઈર્ષ્યા કરનારા તેના દુશ્મનોએ જ તમને કાનભંભેરણી કરી છે. ઘણી માનતા માન્યા પછી ભગવાનની કૃપાથી મને એક બેટો મળ્યો છે. મારા એકના એક પુત્રથી બધાને જલન થાય છે.'

કૃષ્ણએ કહ્યું:

'પ્રિયે! હું જે કહું છું, તે કલ્પિત વાત નથી, હકીકત છે. પણ તમારી આંખો પર મમતાનો પડદો પડેલો છે. તેથી જ તમને સાચી વાત દેખાતી નથી. તમે મારી સાથે ચાલો. હું તમને પ્રત્યક્ષ બતાવું.'

શ્રીકૃષ્ણએ પોતાની માયાથી જાંબવતીને સોળ વર્ષની કુમારી ગોપી બનાવી દીધી. તે પોતે ગોપ બન્યા. ગોપ કન્યા અતિશય રૂપાળી હતી. તેના માથા પર ગોરસની માટલી રાખેલી હતી. ઘરડો ગોપ તેની પાછળ પાછળ ચાલી રહ્યો હતો. ગોપ કન્યાના ઝાંઝરનો ઝણકાર અને ઘેરદાર ઘાઘરાની ઘુમાવટ મનને મોહી લેતી હતી. તેના હોઠ કુદરતી લાલીથી શોભતા હતા. તેના ગળામાં ચણોઠી અને મોગરાની માળા હતી. નાકની ચુની તેના સૌંદર્યને બેવડું કરતી હતી વૃદ્ધાવસ્થાને કારણે ગોવાળ ગોપ-કન્યાથી પચાસ ડગલાં પાછળ રહી ગયો હતો ગોવાળ બહુ પાછળ રહી જતો ત્યારે ક્યારેક કુમારી ગોપી ઊભી

રહીને તેના આવવાની રાહ જોતી. આ રીતે ચાલતાં ચાલતાં બંને શંબના મહેલની નજીક આવી ગયાં. ગોપ કન્યાનાં રુપને જોઈને શંબની વાસના બળવાન બની. તેણે વિચાર્યું : 'જો હું આ રૂપાળી ગોપીને ના ભોગવું તો રાજા બનેલા મને ધિક્કાર છે.' આવું વિચારીને શંબ ગોપીનો માર્ગ રોકીને ઊભો રહ્યો અને બોલ્યો :

'અરે ગાંડી! તું ઘેર ઘેર 'ગોરસ' વેચતી ફરે છે! મારી સાથે ચાલ, હું તને ગોરસનો સ્વાદ ચખાડું. અસલ ગોરસ તો તારી અંદર છે. આ માટલીના ગોરસની તો કોઈ મજા નથી.'

ચતુર જાંબવતી ગોરસના બીજા અર્થથી સમજી ગઈ કે શંબ કામાંધ બની રહ્યો છે. તેણે તેને પાછળ ધકેલ્યો અને આગળ ભાગી ગઈ. શંબે દોડીને તેને પકડી લીધી. જેમ જેમ ગોપના રુપમાં રહેલી જાંબવતી તેને રોકતી, તેમ તેમ તે વધુ જોર કરતો. તેને આ રીતે છેડ–છાડ કરતો જોઇને ઘરડો ગોપ બોલ્યો

'ભાઈ! અમને શા માટે રોકો છો? અમને અમારે રસ્તે જવા દો.'

પણ શંબ કયાં સાંભળે તેવો હતો. તેણે તો જાણે કંઈ સાંભળ્યું જ નહીં. ઘરડા ભરવાડે ધમકી આપતાં કહ્યું:

'અરે લંપટ! કૃષ્ણ વાસુદેવના નગરમાં પણ તું વહુ બેટીઓની લાજ લૂંટે છે? ખસી જા સામેથી, નહીં તો તારું માથું તોડી નાખીશ.'

ભરવાડની ધમકી સાંભળીને શંખ તેની નજીક આવ્યો અને ઘરડા ભરવાડને એક લાત મારીને બોલ્યો:

'ઘરડા ખચ્ચર! તારું પણ મોત ભમે છે કે શું? જાણતો નથી હું પોતે રાજા છું? કૃષ્ણ મને શું કરવાના છે? અત્યારે તો તે પણ મારી પ્રજા જ છે.'

હવે વધારે કૌતુક કરવાની જરૂર ન હતી. કૃષ્ણએ પોતાની માયા સમેટી લીધી. ગોપી અને ગોપની જગ્યાએ ત્યાં શંખની માતા જાંબવતી અને કૃષ્ણ ઊભા હતા. શંખને પોતાની આંખો પર વિશ્વાસ ના બેઠો. તેને ધરતી ફરતી લાગી. પોતાની સમક્ષ પિતા શ્રીકૃષ્ણ અને માતા જાંબવતીને જોઈને શંખ ધરતી માર્ગ આપે તો તેમાં સમાઈ જવા તૈયાર થયો. શરમને કારણે તે ઊભો રહી શકતો ન હતો, એટલે ઝડપથી મહેલમાં નાસી ગયો.

કૃષ્ણએ જાંબવતી તરફ જોયું. જાંબવતી તેમના પગમાં પડીને બોલી:

'સ્વામી! મોહ અને દુર્ગુણોના પ્રભાવથી દરેક માણસ આંધળો બની જાય છે. મોહને કારણે મને તમારી વાતમાં વિશ્વાસ બેઠો ન હતો. હવે તો મેં બધું મારી આંખોથી જ જોઈ લીધું છે. આવા કુલાંગાર પુત્રની મા બનવા કરતાં તો હું વાંઝણી હોવાનું વધુ પસંદ કરું. હવે તમે તેને કડકમાં કડક સજા કરીને પ્રજાના સુખની અને ધર્મની મર્યાદાનું રક્ષણ કરો.'

આખી રાત શંખ શરમ અને દુઃખમાં પિડાતો

રહ્યો. પરંતુ બીજા દિવસે તેના પર શક્તિ અને સત્તાનો મદ ચડી બેઠો તે કૃષ્ણને પોતાનો દુશ્મન માનવા લાગ્યો. શંબે વિચાર્યું: 'આ મારા પિતા નહીં', પણ શત્રુ છે. તેમણે જાણીને મને માતા સમક્ષ શરમમાં નાખી દીધો અને મને હલકો પાડવાનો પ્રયત્ન કર્યો. હું રાજા છું. હવે હું કૃષ્ણનો બદલો લઈશ.'

શંબના સંકોચે ગુસ્સાનું રૂપ ધારણ કર્યું. તેણે ડાબા હાથમાં લાકડાનો ખૂંટો લીધો અને જમણા હાથમાં તીણી કટાર લીધી. ખૂંટાને છોલતાં છોલતાં તે જાંબવતીના મહેલમાં પહોચ્યો. શ્રીકૃષ્ણ પણ ત્યાં બેઠા હતા. શંબને કટાર વડે ખુંટાની ટોચને અણીદાર કરતો જોઇને શ્રી કૃષ્ણએ પૂછ્યું:

'શંબકુમાર! આ શી રમત આદરી છે?'

શંબે ઉદ્ધતાઈથી જવાબ આપ્યો:

'જે ગઈ કાલની ગુપ્ત વાત પ્રગટ કરશે તેના મુખમાં ઠોકવા માટે આ ખૂંટો તૈયાર કરું છું.'

શંબ આવો ઉદ્ધત બનશે એવી કૃષ્ણને આશા ન હતી. શંબના જવાબથી તેમને લાગ્યું કે જાણે ખરેખર તેમના હૃદયમા કોઈએ ખીલો ઠોકી દીધો ન હોય! શ્રીકૃષ્ણ ગુસ્સાથી ધ્રૂજવા લાગ્યા. કૃષ્ણ વાસુદેવને સામાન્ય રીતે ક્રોધ આવતો નથી અને જો આવે છે તો કંઈ ને કંઈ કર્યા વિના શાન્ત પડતો નથી કૃષ્ણએ ગુસ્સે થઈને શંબને પડકાર ફેંક્યો:

'રે બેશરમી! લાગે છે કે કીડીને પાંખો આવી. તું પોતે જ એને લાયક છે કે તારા મુખમાં જ એ ખીલો ઠોકવામાં આવે. તારા જેવો કુલાંગાર હવે આ રાજ્યમાં રહી શકે નહીં. હું તને દેશનિકાલની સજા કરું છું.' આમ કહીને કૃષ્ણએ તાળી પાડી. તરત બે સુભટ હાજર થયા. તેમણે સુભટોને હુકમ કર્યો :

'આ નરાધમને કેદ કરો. કાલે રાજદરબારમાં હાજર કરજો.'

અભિમાનમાં ભાન ભૂલેલો શંખ એ ભૂલી ગયો હતો કે તેનો એક મહિનાનો સમય એક દિવસ પહેલાં જ પૂરો થઈ ગયો હતો. જેને બનાવતાં આવડે છે તેને બગાડતાં પણ આવડે છે. મર્યાદા પૂરી થઈ જવાને કારણે તેનું રાજપદ પૂરું થઇ ગયું હતું. છતાં પણ અભિમાનમાં ભાન ભુલેલા શંખે કહ્યું :

'મને કેદ કરવાનો અને દેશનિકાલ કરવાનો તમને અધિકાર જ ક્યાં છે? એક મહિના સુધી તો હું પોતે જ રાજા છું.'

કૃષ્ણએ તેને સાવચેત કરતાં કહ્યુ :

મૂર્ખ! તારાં કાળાં કૃત્યનો ગઈ કાલે છેલ્લો દિવસ હતો. જે દિવસે અને જે સમયે તારું રાજતિલક થયું હતું તે સમય અને દિવસ પૂરો થયો. તારા રાજપદનો અંત આવી ગયો. હવે દ્વારકાધીશ કૃષ્ણ તને દેશનિકાલની સજા કરે છે.'

શંબને ભાન આવ્યું. દેશનિકાલની સજા સાંભળીને તે એવો લાચાર બની ગયો, જેમ પાંખ કપાઈ જતાં પક્ષી લાચાર બની જાય છે. શંબે વિચાર કર્યો; ત્રણ ખંડમાં મારા પિતાનું રાજ્ય ફેલાયેલું છે. હું જઉં તો પણ ક્યાં જઉં? હવે મારો ઉદ્ધાર કેવી રીતે થશે? મારા પર રાજાનું અભિમાન એવું છવાઈ ગયું હતું કે મારા અસ્તિત્વને જ ભૂલી ગયો. રાજપદેથી ઊતર્યો તે પણ ત્યારે ઊતર્યો જ્યારે હું મારી દુર્ગતિ કરી બેઠો. શું મારી માતા જાંબવતી મને ક્ષમા અપાવી શકે? ના, તે પણ શા માટે મારી લાગવગ કરે? તેમણે તેમની સાથેનું મારું ખરાબ વર્તન જોયું છે. કોઈ પણ પતિવ્રતા આર્ય નારી પોતાના પુત્ર દ્વારા પતિનું અપમાન કરાવી શકે નહીં. એક પતિને માટે સતી સ્ત્રી સેંકડો પુત્રોને છોડી શકે છે. બસ, હવે તો પ્રદ્યુમનભાઈની જ એક આશા છે કે તેઓ કોઈ પણ ઉપાય કરીને મને બચાવશે '

શંબકુમાર પહેલાં જાંબવતી પાસે જ ગયો તેને આશા હતી કે રડવા કકળવાથી માતાનું દિલ કદાચ પલળે. એક વખત પ્રયત્ન કરવામાં શું બગડી જવાનું છે? શંબકુમારે રડી રડીને પોતાની વાત જાંબવતીને સંભળાવી. જાંબવતીએ સ્પષ્ટ કહ્યું:

"શંબ! તે બહુ જ ખરાબ કામ કર્યું છે. તારા દેવતુલ્ય પ્રાતઃ વંદનીય પિતા સાથે દુષ્ટતાભર્યું વર્તન કરીને તે તારા પોતાના પગ પર કુહાડી મારી છે.

મારામાં એટલી હિંમત નથી કે હું વાસુદેવ પાસે તને ક્ષમા અપાવું. તારા દુષ્ટ આચરણથી તો મને પોતાને જ શરમ આવે છે. તારી જોડે તેં મને પણ કલંકિત કરી. આખી પ્રજા જાણે છે કે જાંબવતીનો પુત્ર શાંબ કેવો છે.

જાંબવતી પાસેથી રોકડો જવાબ મળવાથી શંબ સીધો પ્રદ્યુમન પાસે પહોંચ્યો. તેના પગમાં પડીને ધ્રુસકે ધ્રુસકે તે રડવા લાગ્યો. પ્રદ્યુમને શંબને છાતી સાથે ચાંપી દીધો અને કહ્યું :

'શંબ ! ગમે તેટલું મોટું સંકટ હોય ! સંકટનો પહાડ કેમ ના તૂટી પડે પણ વીર પુરુષો ધીરજ ગુમાવતા નથી. સ્ત્રીઓની જેમ રડવું એ કાયરતા છે. જે હોય તે સ્પષ્ટ જણાવ. હું મારા પ્રાણના ભોગે તને સંકટમાંથી બચાવીશ.'

પ્રદ્યુમનની આ મીઠી વાણીથી શંબને દિલાસો મળ્યો. તેને પોતાના બચાવની કંઇક આશા બંધાઈ અને તેણે તેની દુઃખની કથા શરૂઆતથી અંત સુધી કહી સંભળાવી. શંબની આખી વાત સાંભળ્યા પછી પ્રદ્યુમને કહ્યું:

'શંબ ! તારો ગુનો તો સજા કરવા લાયક છે જ. રાજમદમાં આંધળો બનીને તેં જે અનર્થ કર્યો એટલા માટે તો તું ભયંકર અપરાધી છે જ. કુટુંબની દૃષ્ટિએ પણ તેં પૂજ્ય પિતાનું અપમાન કર્યું છે. એટલા માટે પણ અક્ષમ્ય અપરાધી છે. પણ પસ્તાવો એક એવી સજા છે કે જેમાં ગુનેગારના બધા દોષ

ધોવાઇ જાય છે. તેનું મન શુદ્ધ થાય છે. જો તારા હૃદયમાં પસ્તાવો થતો હોય તો હું તને જરૂરથી માફી અપાવીશ.'

શંબે લાચાર વાણીમાં કહ્યું :

'ભાઇ! તમારો એકે એક શબ્દ સાચો છે. જો મારા મનમાં મારા કૃત્ય બદલ દુઃખ અને પસ્તાવો ના થાત તો મારા અપરાધની સમજ પણ ન પડત. હું દરેક પ્રકારે પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છું. બસ, મને માફી અપાવો.'

પ્રદ્યુમને કહ્યું :

'તું જઈને આરામથી રહે. હું બધું સંભાળી લઈશ.'

શંબને દિલાસો આપીને પ્રદ્યુમન શ્રી કૃષ્ણ પાસે આવ્યો. તેમને વિવેકપૂર્વક શંબને માફી આપવા માટે પ્રાર્થના કરી. શ્રી કૃષ્ણ ગંભીર થઈ ગયા. પ્રદ્યુમન જેવા સુપુત્રની વાત તેઓ ટાળવા માગતા ન હતા અને ન્યાયની મર્યાદા જાળવવા શંબને માફ પણ કરી શકતા ન હતા. તેથી તેમણે પ્રદ્યુમનને પૂછ્યું :

'બેટા પ્રદ્યુમન! શું તને એમ લાગે છે કે, શંબને દેશનિકાલની સજા કરીને મેં તેને અન્યાય કર્યો છે?'

પ્રદ્યુમને કહ્યું :

'પૂજ્ય પિતાજી! અન્યાય તો તમે કરી શકો જ

નહીં. તમે ન્યાય જ કર્યો છે. '

'તો પછી કયા આધારે તું શંબને છોડાવવા માગે છે ? ' કૃષ્ણએ પૂછ્યું.

પ્રદ્યુમન બોલ્યો :

' એટલા માટે કે સજાનો હેતુ પૂરો થઈ ગયો છે. સજા પ્રતિહિંસા કે બદલાની ભાવનાથી કરવામાં આવતી નથી. પણ સુધારણાની દૃષ્ટિથી કરવામાં આવે છે. હવે શંબને ભાન આવ્યું છે. તે સાચી દિશામાં જોવા લાગ્યો છે. હૃદયમાં તે પોતાના મહાન અપરાધની લાગણી અનુભવી રહ્યો છે. અને પશ્ચાત્તાપમાં બળી રહ્યો છે. '

શ્રી કૃષ્ણએ ફરીથી પૂછ્યું :

' તો શું તને પૂરો વિશ્વાસ છે કે, ભવિષ્યમાં તે પોતાના અપરાધનું પુનરાવર્તન નહીં કરે ? '

પ્રદ્યુમને આશ્વાસન આપતાં કહ્યું :

' પૂજ્ય પિતાજી ! જો એમ થશે તો તેની સાથે હું પણ મને સજાને લાયક ગણીશ '

શ્રીકૃષ્ણ બોલ્યા :

' પ્રદ્યુમન ! તેના વ્યકિતગત અપરાધ માટે હું તેને માફ કરી શકું છું. પણ પ્રજાને કોણ સમજાવશે ? તે પ્રથમ પ્રજાનો અપરાધી છે. મારો પછી. પ્રજા એમ જ કહેશે કે કૃષ્ણએ પોતાના બેટાનો પક્ષ લઈને ન્યાય નું નાટક માત્ર કર્યું. '

પ્રદ્યુમને ફરીથી કહ્યું :

'પિતાજી! હૃદયની સચ્ચાઇ કદાપિ છૂપી રહી શકતી નથી. જો તમારા મનમાં પક્ષપાત નથી, તો પછી પ્રજા એવું શી રીતે વિચારશે?'

કૃષ્ણએ વાતને ટાળવાના વિચારથી કહ્યું :

'જો સત્યભામા પોતાની સાથે શંબને હાથી પર બેસાડીને નગરમાં ફરે તો હું તેને છોડી શકું.'

પ્રદ્યુમન કૃષ્ણનો નિર્ણય સાંભળીને શંબ પાસે આવ્યો. એક બાજુ તેને શંબને માફી મળી તેનો આનંદ હતો અને બીજી તરફ સત્યભામાને ખુશ કરવાની મુશ્કેલી પણ હતી. સુભાનુકુમારને કારણે સત્યભામાને શંબ પર સ્વાભાવિક રીતે જ ઈર્ષ્યા છે. આખું નગર જાણે છે કે સત્યભામાને શંબ દીઠો નથી ગમતો. જો મહારાણી સત્યભામા શંબને હાથી પર બેસાડીને નગર ભ્રમણ કરે તો પ્રજાને આશ્વાસન આપી શકાય. પ્રદ્યુમને બધી વાત શંબને કહી. શંબે કહ્યું :

'ભાઈ! મારો કે બચાવો. હવે તો તમે જ કંઇક કરી શકો. જ્યારે તમે પિતાજીને રાજી કર્યા છે, તો હવે સત્યભામાની સમસ્યાને પણ તમે જ ઉકેલશો.

પ્રદ્યુમને આશ્વાસન આપ્યું :

'તું ચિંતા ના કરીશ. હજુ સુધી તો જે કામમાં હાથ નાખ્યો છે તેમાં સફળતા જ મળી છે. હું પ્રાણના ભોગે પણ પ્રયત્ન કરીશ, કે જેથી તું બધાની નજરે સારો બની જાય.'

શંખકુમારને સાથે લઈને પ્રદ્યુમન મહારાણી સત્ય ભામાના બગીચામાં પહોંચ્યો અને શંખને કહ્યું :

' શંખ ! હવે હું જેમ કહું, તેમ તારે કરવાનું છે. મારી કોઈ પણ વાતમાં આનાકાની ના કરીશ. '

શંખે કહ્યુ :

' ભાઈ ! તમે કહેશો તેમ કરીશ. જે માણસ મારો હિતેચ્છુ હોય તેની કોઈ પણ વાતમાં દોષ જોવા એ ક્યાંની હોશિયારી ? તમે હુકમ આપો. '

પ્રદ્યુમને પોતાની વિદ્યાના પ્રભાવથી શંખને સોળ વર્ષની યુવતી બનાવી દીધી. તેનું અજોડ સૌંદર્ય અપ્સરાઓને પણ શરમાવવા લાગ્યું. શંખકુમાર શંખકુમારી બની ગયો. રાજ કન્યાના રુપમાં રહેલા શંખને પ્રદ્યુમને બધી વાત સમજાવી દીધી. સાથે ભવિષ્યની યોજના પણ સમજાવી દીધી કે હવે શું શું કરવાનું છે અને કેવી રીતે કરવાનું છે ? આ રીતે શંખકુમારીને સમજાવીને પ્રદ્યુમન એક ઝાડીમાં છુપાઈને બેસી ગયો.

રોજના નિયમ પ્રમાણે યોગ્ય સમયે સત્યભામા બગીચામાં ફરવા માટે આવી. તેણે એક અનુપમ સુંદરી ને પોતાના બગીચામાં બેઠેલી જોઈ. તેથી તે તેનો પરિચય મેળવવાની જિજ્ઞાસાથી તેની પાસે ગઈ. સત્યભામા એ કન્યા રુપી શંખને પૂછયું :

' તું કોણ છે ? અહીં એકલી કેમ બેઠી છે ? શું તારી સાથેના લોકો છૂટા પડી ગયા છે ? આટલી દુઃખી કેમ છે ? '

સત્યભામાના આત્મીયતાભર્યા પ્રશ્નો સાંભળીને રાજકન્યા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેને રડતી જોઈને સત્યભામાની સહાનુભૂતિ વધી ગઈ. કુમારીને દિલાસો આપતાં તેણે કહ્યું :

' પુત્રી ! તું શંકા રાખ્યા વિના તારા દુઃખની કથા મને કહે. હું કૃષ્ણ વાસુદેવની પટરાણી સત્યભામા દરેક રીતે તને મદદ કરશે '

કુમારી તેના પગમાં પડીને બોલી :

' મહારાણીજી ! મારી વાત ખૂબ વિચિત્ર છે. હું પણ એક રાજાની બેટી છું. મેં મારું બાળપણ મારા મોસાળમાં જ વિતાવ્યું છે. અત્યાર સુધી હું મારા મામા મામી પાસે જ રહી છું. મારાં મામી મને તેમની બેટીની જેમ જ ચાહતાં હતાં. જ્યારે હું ઉંમરલાયક થઈ ત્યારે મારા પિતાજી મને લેવા આવ્યા. અનેક સુભટોની સાથે મારા પિતાજી મામાને ઘેરથી મને લાવી રહ્યા હતા. રાત્રે અહી આરામ કરવા રોકયાં. મોડી રાત સુધી હું મારા મામીના લાડ પ્યાર બાબતમાં વિચારતી રહી. મોડી રાત્રે મને ઊંઘ આવી ગઈ. સવારે ઊઠીને જોયું તો મારા પિતાજી અને સાથેના લોકો કોણ જાણે કયાં અદૃશ્ય થઈ ગયા ? મેં આજુબાજુ ખૂબ તપાસ કરી, પણ કયાંય તેમની કોઈ માહિતી મળી નહીં, અત્યારે હું એકલવાયી અને નિરાધાર છું. હવે તો તમે જ મારો આધાર છો. હું એકલી જાઉં પણ કયાં ? '

કુમારીના રમણીય રુપને જોઈને સત્યભામા પોતાની પુત્ર વધૂ બનાવવાનો વિચાર કરવા લાગી. તેણે પોતાના મનની વાત રાજકન્યા રુપી શંબને કહી :

'જો તું મારી પુત્રવધૂ બનવાનું સ્વીકારે તો હું તને મારા મહેલમાં લઈ જઉં. મારા નાના પુત્ર સુભાનુ-કુમારનું લગ્ન ટૂંક સમયમાં જ થવાનું છે. તેના રાણીવાસમાં સો રાજકન્યાઓ હાજર છે. બધાની સાથે તારો હસ્તમેળાપ પણ તેની સાથે થઈ જશે. જો તને મંજૂર હોય તો.... !'

વચ્ચે જ રાજકન્યા બોલી :

'માતાજી ! તમારી પુત્રવધૂ બનવાનું મળે એ તો મારું સૌભાગ્ય. મારું એવું નસીબ કયાંથી કે હું શ્રી હરિની પુત્રવધૂ !

સત્યભામાએ પોતાના હાથી પર કુમારીના રુપમાં રહેલા શંબને બેસાડયો અને બજાર વચ્ચે થઈને પોતાના મહેલમાં પહોંચી. ઝાડીમાં છુપાયેલા પ્રદ્યુમને આ આખું દૃશ્ય પોતાની આંખોથી જોયું. પોતાની યોજના પૂરી કરીને હવે તે જાંબવતીના મહેલમાં પહોંચ્યો અને બગીચાની આખી વાત તેને સંભળાવી. આ તરફ સત્યભામાએ શંબકુમારીને રાણીવાસની કન્યાઓ સાથે લાવી રાખી અને તેને બધા પ્રકારની સુખ સગવડ આપવા લાગી.

એક દિવસ શંબકુમારી પોતાની સખીઓ સાથે

બગીચામાં ફરવા ગઈ. ત્યાં તે હીચકો ખાવા લાગી. સંજોગવશાત સુભાનુકુમાર પણ ત્યાં આવી પહોંચ્યો. શંખકુમારીના રુપ લાવણ્યને જોઈને તે બેભાન થઈ ગયો. શીત ઉપચાર કર્યા પછી તે ભાનમાં આવ્યો. તેણે પોતાના મંત્રીને સ્પષ્ટ રીતે કહી દીધું : આ રૂપવતી વિના હું જીવતો રહી શકું તેમ નથી. '

જ્યાં સુધી ભ્રમર રુપી (દોરી વિનાનાં વિચિત્ર) ધનુષ્યમાંથી છોડવામાં આવેલાં નજરનાં (તિરછાં) બાણ માણસના ચંચલ હૃદય (અસ્થિર લક્ષ્ય) ને વીંધતાં નથી ત્યાં સુધી માણસ સન્માર્ગે રહે છે. ઇન્દ્રિયોને કાબૂમાં રાખી શકે છે અને શરમ તથા વિવેક જાળવે છે. જેના હૃદયમાં રમણીઓનાં નયન બાણ વાગે છે, તે પુરુષ વિવેક વિનાનો થઇ જાય છે અને બેશરમ બનીને ખરાબ માર્ગે ચડી જાય છે.

કામ વાસનાથી પિડાતો સુભાનુકુમાર પણ પોતાનો વિવેક ખોઈ બેઠો. ખાવાનું પીવાનું છોડીને એકલો મહેલમાં પડી રહેવા લાગ્યો. મહારાણી સત્યભામાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે સુભાનુને કહ્યુ :

' બેટા ! તારે માટે મેં એક સો રાજકન્યાઓ ભેગી કરી છે. જે રાજકુમારીને તેં બગીચામાં જોઇ છે તે પણ મેં તારે માટે જ પસંદ કરી છે. તે પણ રાણી વાસમાં જ રહે છે.'

સુભાનુનો ચહેરો આનંદથી ચમકી ઊઠયો. સત્ય-

ભામાએ ઝડપથી લગ્નની તૈયારીઓ કરવા માંડી. કૃષ્ણ વાસુદેવે પણ પૂર્ણ ઉત્સાહથી લગ્નની તૈયારીઓ શરૂ કરી દીધી. મંડપમાં વરરાજાના વેશમાં સુભાનુ બેઠો હતો. બધી રાજકન્યાઓ શૃંગાર કરતી હતી. પણ શંબ કુમારી ઉદાસ બેઠી હતી, તેને ઉદાસ જોઈને સત્યભામાએ ચમકીને પૂછ્યું :

'બેટી ! તેં હજુ સુધી શૃંગાર કેમ નથી કર્યો ? પુરોહિતજી બધી રાજકુમારીઓની રાહ જુએ છે.'

શંબકુમારીએ કહ્યું :

'માતાજી ! મારી પ્રતિજ્ઞા છે, કે હું બધી કન્યાઓના હાથ પર મારો હાથ રાખીશ, તમારા કુમાર ને હું મારો ડાબો હાથ આપીશ.'

સત્યભામાએ આશ્ચર્યથી પૂછ્યું:

'પુરુષનો હાથ જ ઉપર રહે છે. શું તું આ બધી કન્યાઓ સાથે લગ્ન કરવાની છે કે સુભાનુ આ બધી કન્યાઓ સાથે લગ્ન કરશે ? વહુ હોવા છતાં તું વરની રીત કેમ અપનાવે છે ? કુમારને પણ તારે જમણો હાથ જ આપવો જોઈએ, નહીં તો તું તેની વહુ કેવી રીતે બનીશ ?'

કુમારીએ દઢતાથી કહ્યું :

'ગમે તેમ હોય, મારી તો આ પ્રતિજ્ઞા છે.'

સત્યભામા શંબકુમારી જેવી રુપવતીને ખોવા માગતી ન હતી, કારણ કે તેનો પુત્ર સુભાનુ તેના વિના રહી

કેમ શકશે ? તેથી તેણે લાચાર બનીને શંબકુમારીની શરત માન્ય રાખી. દાસીઓએ ઝડપથી તેને શણગારી દીધી.

બધી કન્યાઓ મંડપમાં આવી. શંબકુમારીએ જ્યારે પોતાનો ડાબો હાથ સુભાનુને આપ્યો, તો પુરોહિતે તેને ટકોર કરી સત્યભામાએ પુરોહિતને સમજાવી દીધોઃ

'પુરોહિતજી ! એ જેમ કરે, તેમ કરવા દો. ડાબા જમણામાં શો તફાવત છે ? હસ્તમેળાપ તો ગણાશે જ ને ?

આ રીતે બધી કન્યાઓની ઉપર શંબકુમારીએ પોતાનો હાથ રાખ્યો. લગ્ન થઈ ગયું. જોનારાઓની નજરે તો સુભાનુકુમારનું લગ્ન એક સો એક રાજકન્યાઓ સાથે થયું હતું, પણ સાચા અર્થમાં તો શંબકુમારી જ સો કન્યાઓને પરણી હતી. હવે પ્રદ્યુમનના નાટકનો છેલ્લો ભાગ બાકી રહ્યો હતો.

સુભાનુકુમારના મહેલમાં શંબકુમારી પહોંચી ગઈ. ત્યાં જઈને તે પોતાના અસલ રૂપમાં આવી ગઇ. એટલે કે શંબકુમાર પોતાની સો વહુઓની રાહ જોવા લાગ્યો. મિલન-ગૃહમાં સો વહુઓ આવી. સુભાનુની જગ્યાએ શંબકુમારને જોઈને બધી ચમકી ગઇ. શંબકુમારે બધી રાજકુમારીઓને હકીકત જણાવી કે કુમારીના રૂપમાં મેં જ તમારી સાથે લગ્ન કર્યું છે. તમે બધી મારી પત્નીઓ છો. એટલામાં સુભાનુકુમાર પણ આવી ગયો. પોતાની કહેવાતી પત્નીઓની વચ્ચે શંબકુમારને જોઇને તેનો ગુસ્સો વધી ગયો. બંનેએ તલવારો ખેંચી. બહારના લોકો અવાજ

સાંભળીને દોડી આવ્યા. સત્યભામા પણ આવી ગઈ. પ્રદ્યુમન પણ ત્યાં હાજર હતો. જ્યારે રહસ્ય પ્રગટ થઇ ગયું ત્યારે સત્યભામા પોતાનું કપાળ કૂટતી રહી ગઇ: 'અરે દેવ! હું દરેક વખત ઠગાઉં છું.'

નવપરિણીતા સો વહુઓ જાંબવતીના મહેલમાં આવી અને તેના પગમાં પડી. જાબવતીએ બધી રાજકુમારીઓને આશીર્વાદ આપ્યા. શંબકુમારનું જીવન સુખી થઇ ગયું. પ્રદ્યુમનની મદદથી તે દેશનિકાલની સજામાંથી બચ્યો અને વળી સો રમણીઓનો સ્વામી પણ બન્યો. શ્રીકૃષ્ણએ પ્રદ્યુમનની ચતુરાઇના સમાચાર સાંભળ્યા તો તેમણે કહ્યું:

'બેટા! તું માતા-પિતાનો ભકત તો છે જ, શંબનો સાચો મિત્ર પણ છે. સાચો મિત્ર એ છે કે, જે મિત્રના દુર્ગુણોને છુપાવે અને ગુણોને પ્રગટ કરે, કુમાર્ગે ચાલતા મિત્રને સન્માર્ગે વાળે. પ્રદ્યુમન! સાચો મિત્ર તો એ છે કે, પોતાનાં પહાડ જેવાં દુઃખને રજ સમાન ગણે અને મિત્રના રજ જેવા દુઃખને મેરુ સમાન ગણે અને દુઃખમાં સો ગણો સ્નેહ રાખે.

'પુત્ર, મિત્ર, ભાઈ, પતિ અને રાજા-બધા રુપમાં તું આદર્શ અને અભિનંદનને લાયક છે.'

પિતાના શ્રીમુખે પોતાનાં વખાણ સાંભળીને પ્રદ્યુમનને સંકોચ થયો અને તે વારંવાર પિતાના પગમાં વંદન કરવા લાગ્યો. તે પછી તેણે પિતા શ્રીકૃષ્ણને કહ્યું:

'પૂજ્ય પિતાજી! આનંદ-શોક, સુખ-દુઃખ,

નુકસાન-લાભ, જીવન-મરણ, કીર્તિ-અપકીર્તિ રાત દિવસની જેમ પોતપોતાના ક્રમમાં આવ્યા જ કરે છે. મારો હંમેશાં એ પ્રયત્ન છે કે હું અનુકૂળ પ્રતિકૂળ બધી પરિસ્થિતિમાં સમભાવથી રહું. મારી પ્રભુને સદા એક જ પ્રાર્થના રહે છે કે, હે પ્રભુ! સુખ-દુઃખમાં, દુશ્મન-ભાઈમાં, સંયોગ-વિયોગમાં, ભવન-વનમાં બધી પરિસ્થિતિમાં મમત્વના ભાવને છોડીને મારું મન હંમેશાં સમભાવમાં જ રહે.'

મહાપુણ્યાત્મા અને ધર્મનિષ્ઠ પુત્રને કૃષ્ણ ગળગળા બનીને ભેટી પડયા. આવો પુત્ર મેળવીને કયો પિતા ધન્ય ના બને !

○ ○ ○

સાસરીમાં ગમે તેટલાં સુખ હોય, છતાં પિયરની માયા-મમતા છૂટી શકતી નથી. રુકિમણીને પોતાના પિયર સાથે બનતું ન હતું. તેનો ભાઈ રાજા ભીષ્મકનો પુત્ર રુકમી કુંડિનપુરનો પ્રતાપી રાજા હતો. પણ પોતાની બહેન રુકિમણી પર તેને દ્વેષ હતો. તેનું ફક્ત એક જ કારણ હતું રુકિમણીએ સ્વેચ્છાથી કરેલું શ્રીકૃષ્ણ સાથેનું લગ્ન. ચેદિનો રાજા શિશુપાલ જાન લઈને રુકિમણીની સાથે લગ્ન કરવા કુંડિનપુર આવ્યો હતો. શ્રીકૃષ્ણએ રુકિમણીનું હરણ કર્યું. રુકમી લશ્કર લઈને બલરામ-શ્રીકૃષ્ણની પાછળ પડયો. પણ શ્રીકૃષ્ણએ રુકમીને હરાવીને

કેદ કર્યો. વિનંતિ કરીને રુકિમણીએ પોતાના ભાઈને અભયદાન અપાવ્યું. ત્યારથી આજ સુધી રુકમીનો શ્રીકૃષ્ણ પર અને સાથે સાથે બહેન રુકિમણી પરનો દ્વેષ-ભાવ દૂર થયો નથી.

રુકમીની પુત્રી વૈદર્ભીકુમારી અત્યંત સુંદર હતી. સ્વભાવે તે શાન્ત, ગંભીર અને સુશીલ હતી. એક દિવસ એકલી બેઠી બેઠી રુકિમણી વિચાર કરતી હતી: 'જો મારી ભત્રીજી મારી પુત્રવધૂ બનીને દ્વારકા આવી જાય તો પિયર સાથે બગડેલા સંબંધો ફરીથી મીઠા બને. અમે બંને ફોઈ-ભત્રીજી હળીમળીને રહીશું. પોતાની બેટીને કારણે ભાઈ રુકમી પણ મારા પ્રત્યે ઉદાર બનશે. આવો વિચાર કરીને રુકિમણીએ એક દૂતને બધી વાત સમજાવીને કુંડિનપુર મોકલ્યો.

મહારાણી રુકિમણીનો આદર્શ શિરોધાર્ય ગણીને દૂત કુંડિનપુર ગયો. વિદર્ભરાજ રુકમીને યોગ્ય રીતે નમસ્કાર કરીને તેણે રુકિમણીનો સંદેશ આ પ્રમાણે આપ્યો:

વિદર્ભરાજ ! તમારી બહેન રુકિમણી પોતાના મહાપ્રતાપી, વીર્યવાન અને રૂપવાન પુત્ર પ્રદ્યુમન માટે તમારી પુત્રી અને પોતાની ભત્રીજી વૈદર્ભીકુમારી માટે યાચના કરે છે. ત્રણ ખંડના સ્વામી અપરાજિત મહાપરાક્રમી વાસુદેવ શ્રીકૃષ્ણના પુત્રને પોતાની પુત્રી આપવી તમને ગમશે જ, એવી આશા છે.'

દૂતના મુખે રુક્મિણીનો આ સંદેશ સાંભળીને રુકમીને બહેન રુકમિણીનો લગ્નપ્રસંગ યાદ આવી ગયો. વિચારતાં-વિચારતાં તેનો સૂતેલો દ્વેષ જાગૃત થઈ ગયો અને મનનો દ્વેષ ક્રોધનું સ્વરૂપ ધારણ કરીને ઉભરાવા લાગ્યો. ગુસ્સે થઈને રુકમીએ કહ્યું :

'દૂત ! જો તું દૂત ના હોત તો મેં તારું માથું કાપી નાખ્યું હોત. જે ગોવાળિયા કૃષ્ણને મેં મારી બહેન આપવાનું પણ ઉચિત માન્યું નથી, તેના બેટાને હું મારી કન્યા આપવાની કલ્પના પણ કરી શકતો નથી. આજે તો કૃષ્ણ દ્વારકાનો રાજા બની બેઠો છે, પણ તેનું ગજું કેટલું ? તેનું બાળપણ ભરવાડને ત્યાં ગાયો ચરાવતાં પસાર થયું. એટલે, છાનોમાનો આવ્યો એવો જ પાછો ચાલ્યો જા.'

દૂતે ફરીથી પોતાની વાત રજૂ કરી :

'મહારાજ ! અત્યારે આપ ગુસ્સામાં છો ધૂળીમાં પડયા રહેવાથી હીરાની કિંમત ઘટી જતી નથી. બાળપણમાં ગાયો ચરાવવાને કારણે તેમના ગૌરવમાં કોઇ ફરક પડતો નથી. આવા વિશ્વમાં જાણીતા કુટુંબમાં કન્યા ના આપવી એ તો નવાઇની વાત છે. એક વખત ફરીથી શાન્ત મગજથી વિચાર કરીને જવાબ આપો.'

દૂતના શબ્દોથી રુકમીનો ગુસ્સો વધારે ભભૂકી ઊઠયો. તેણે કહ્યુ :

'દૂત ! હું કૃષ્ણને ખૂબ સારી રીતે ઓળખું છું.

ચોર લૂંટારાની જેમ તેણે રુક્મિણીનું હરણ કર્યું. મારી બહેન રુક્મિણી પણ કુળઘાતક છે. તેણે મારા કુળને કલંક લગાવ્યું છે તમારો કૃષ્ણ મારો દુશ્મન છે. દુશ્મનના કુળમાં હું મારી રાજકુમારી આપી શકું નહીં. એના કરતાં તો મારી રાજકુમારી ભંગી કે ચાંડાળને આપવી વધુ સારી. આ મારો છેવટનો અને અડગ નિર્ણય છે. તમે જઈ શકો છો.'

આટલું કહીને રુકમી દરબારમાંથી ચાલ્યો ગયો. દૂત દ્વારકા પાછો આવ્યો. કુંડિનપુરના બધા સમાચાર તેણે રૂક્મિણીને આપ્યા. રૂકમીનો આ અપમાન ભરેલો નકાર સાંભળીને રૂક્મિણીને મોટો આઘાત લાગ્યો. તેનું મોં દુઃખી થઈ ગયું. દરરોજના નિયમ પ્રમાણે પ્રદ્યુમન માતાને વંદન કરવા આવ્યો. તેણે માતાને ઉદાસ અને દુઃખી જોઈ એટલે માતાને પૂછવા લાગ્યો :

'મા ! આજે તમે શાની ચિંતાથી ઘેરાઈ ગયાં છો ? બધી રીતે સુખી હોવા છતા આજે ઉદાસ કેમ ?'

રુક્મિણીએ બધી વાત પ્રદ્યુમનને આદિથી અંત સુધી સંભળાવી. પ્રદ્યુમને તે જ વખતે પ્રતિજ્ઞા કરી :

'મા ! જો હું તમારી ઈચ્છા પૂરી ના કરી શકું અને પિતાજીના અપમાનનો બદલો ના લઈ શકું તો ધિક્કાર છે મારા જીવનને. હું મારી તાકાતથી વૈદર્ભી-કુમારીને તમારી પૂત્રવધૂ બનાવીને તમારી ઇચ્છા પૂર્ણ કરીશ અને અભિમાની રૂકમીએ પિતાને જે ખરાબ

વચન કહ્યાં છે, તેનો પણ બદલો લઈશ જો એમ ના કરી શકું તો હું વાસુદેવ કૃષ્ણનો બેટો નહીં.'

પુત્રનું ક્રોધી સ્વરૂપ જોઈને રૂક્મિણી ધ્રૂજી ગઈ. તેણે પુત્રને સમજાવ્યો .

'બેટા ! આવેશમાં આવીને કરેલો નિર્ણય ખોટો પણ હોય છે. રૂકમી તારા મામા છે, તારા વડીલ છે. પોતાના સંતાનનું લગ્ન તેમની ઇચ્છા હોય ત્યાં કરે. એ તેમના અધિકારની વાત છે. જો તું વૈદર્ભીકુમારીને પરણી લાવીશ, તો એમાં જ આ બધી વાતો આવી જશે લગ્ન કર્યા પછી એમની સાથે બદલો લેવાની ભાવના તું બિલકુલ છોડી દે યાદવેન્દ્ર કૃષ્ણ જો તારા પિતા છે, તો તેમના પણ બનેવી છે.'

પ્રદ્યુમને માતાને પ્રણામ કરીને કુંડિનપુર જવાની આજ્ઞા માગી. તેણે શંબકુમારને સાથે રાખીને કુંડિનપુર તરફ પ્રયાણ કર્યું. ત્યાં પહોંચીને બંનેએ ચાંડાલ (ડૂમ) ગાયકનું રૂપ ધારણ કર્યું. કુંડિનપુરની ગલીઓમાં ગાતા ગાતા બંને ગાયક રાજદરબારમાં આવી પહોંચ્યા. તેમની ગાવાની અને વગાડવાની કલા જોઈને રાજા રૂકમી ચકિત થઈ ગયો પ્રદ્યુમન રાગનો આલાપ કરતો હતો અને શંબ વાજિંત્ર વગાડતો હતો. આખી સભા મંત્રમુગ્ધ બની ગઈ. પ્રદ્યુમનના સંગીતના જાદુથી રુકમી પોતાનું સાન-ભાન ખોઈ બેઠો. શંબનું સંગીત સોનામાં સુગંધનું કામ કરતું હતું. તેનાં વાંસળી, વીણા, સિતાર વગેરે વાજિંત્રો

બધાને મોહિત કરતાં હતાં. રુકમીના રાણીવાસની રાણીઓ પણ ચાંડાળ ગાયકોનું સંગીત સાંભળતી હતી. પ્રદ્યુમનને જોઇને રાજકુમારી વૈદર્ભી કાન સાથે પોતાની આંખોને પણ તૃપ્ત કરતી હતી. ચાંડાળ રૂપી પ્રદ્યુમનના રૂપ લાવણ્ય પર તે ઓવારી ગઇ.

સંગીત સભા પૂરી થયા પછી રૂકમી બોલ્યો :

'હે કલાકારો ! ચાંડાળ કુળમાં જન્મ લેવા છતાં તમે ઉત્તમ વિદ્યા મેળવી છે, કલાની સાધના કરી છે. તમારી કલાની સાધના જોઈને અમે ઘણા ખુશ થયા છીએ. આજે હું તમને મોં માગ્યું ઈનામ આપીશ. બોલો, તમારે શું જોઈએ ?

પ્રદ્યુમન કંઇ કહે તે પહેલાં જ શંબકુમાર બોલ્યો : 'મહારાજ ! હજુ તો થોડા દિવસ અમે તમારા નગરમાં રહેવાના છીએ. અમને વિચાર કરવાની તક આપો યોગ્ય પ્રસંગે અમે મનમાની વસ્તુ માગી લઈશું.'

'તમારી ઇચ્છા. જયારે ઇચ્છા થાય ત્યારે માગી લેજો.'

આમ કહીને વિદર્ભરાજ રૂકમીએ સભાનું વિસર્જન કર્યું. દરબારમાંથી ઊઠીને ચાંડાલ ગાયકના રૂપમાં રહેલા પ્રદ્યુમન અને શંબ બહાર આવ્યા. પ્રદ્યુમને શંબને કહ્યું :

શંબ ! આજે તેં હાથમાં આવેલો પ્રસંગ જવા

દીધો વિદભીંકુમારી માગવાની આજે તક હતી.'

શંબે કહ્યું:

'ભાઈ ! મેં થોડો વિચાર કરીને જ આમ કર્યું છે. આજે રાત્રે આપણે છૂપી રીતે રાજકુમારીને બધો ભેદ બતાવ્યા પછી રાજા પાસે માગણી કરવાનું ઠીક રહેશે. જો તેને આપણી સાચી ઓળખાણ ન હોય તો તે પણ એક ચાંડાલ સાથે જવાનું પસંદ કરશે નહીં.'

પ્રદ્યુમને શંબને આવી ચતુરાઈ બદલ અભિનંદન આપ્યાં. રાત્રે વિદ્યાના બળથી પ્રદ્યુમન-શંબ વૈદર્ભી-કુમારીના મહેલમાં પહોંચી ગયા. પોતાના મહેલમાં ચાંડાલ ગાયકોને જોઇને રાજકુમારી ગભરાઇ ગઈ. તેને ગભરાયેલી જોઇ બંને પોતાના મૂળ રૂપમાં આવી ગયા. શંબે પ્રદ્યુમનનો અને પોતાનો પરિચય આપ્યો અને પ્રદ્યુમન સાથે લગ્ન કરવા બાબતમાં રાજકુમારીની ઇચ્છા પૂછી. રાજકુમારીએ નજર નીચે રાખીને કહ્યું ·

'દ્વારકાના દૂત પાસેથી જ્યારે મેં મારી ફોઈ રુક્મિણીનો સંદેશ સાંભળ્યો, ત્યારથી જ હું તો તમારા ચરણોની દાસી છું. અત્યાર સુધી તો તમારી કીર્તિ જ સાંભળી હતી. આજે મારા નેત્રો પણ સફળ થયાં.'

રાજકુમારીના આ વિચારથી પ્રદ્યુમન શંબને ખુબ-આનંદ થયો. યોગ્ય સમયે બંને પોતાના શિબિરમાં આવી ગયાં. કોઈને ખબર પણ ન પડી. ફક્ત રાજ-

કુમારી જ જાણતી હતી કે આ ચાંડાલ ગાયક દ્વારકાના સૂર્ય ચંદ્ર છે.

એક દિવસ રાજા રુકમીનો એક હાથી ગાંડો બનીને ગજશાળામાંથી ભાગી છૂટયો. તેણે ચારે તરફ એવી તોડફોડ કરી કે બધા ત્રાહિ–ત્રાહિ પોકારી ઊઠયાં. રાજા રુકમીના સુભટ કોઈ પણ રીતે તેને કાબૂમાં લઈ શકયા નહીં. એટલે રાજાએ ઢંઢેરો પિટાવ્યો કે જે વીર પુરુષ આ મદોન્મત હાથીને વશ કરશે તેને મોં માંગ્યું ઇનામ આપવામાં આવશે. પ્રદ્યુમને એ હાથીને કાબૂમાં લેવા માટે બીડું ઝડપ્યું. તેણે સંગીતના તાલથી તેને એવો વશ કરી દીધો કે ઉન્મત હાથી પાળેલા કૂતરાની માફક ઊભો રહ્યો. પ્રદ્યુમન તેના પર બેસી ગયો અને તેને ગજશાળામાં લઈ જઈને બાંધી દીધો.

આખા કુંડિનપુરમાં ચાંડાળ ગાયકોની ચર્ચા થવા લાગી. પોતાના ભાવિ પતિના શૌર્યની ચર્ચા સાંભળીને રાજકુમારી ખુબ ખુશ થઈ. રાજા રુકમીએ રાજસભામાં બંને ગાયકોનું સન્માન કર્યું અને કહ્યું :

‘ કલાકારો ! તમારા સંગીતથી પ્રભાવિત થઈને અમે આ પહેલાં પણ તમને મોં માગ્યું ઈનામ આપવાનું વચન આપી ચૂકયા છીએ. આજે પણ અમારી જાહેરાત પ્રમાણે અમે તમારી માગણી પૂર્ણ કરવા માટે તૈયાર છીએ. ગાંડા હાથીને વશ કરીને તમે તમારી શૂરવીરતાનો પણ અમને પરિચય કરાવ્યો છે. તેથી તમે મોં માંગ્યું ઈનામ માગવાના બમણા અધિકારી છો. ’

પ્રદ્યુમને શાંબ તરફ જોયુ શાંબે હકારદર્શક ઇશારો કર્યો. એટલે પ્રદ્યુમન બોલ્યો .

'મહારાજ ! અમારે બીજુ કંઇ જોઇતું નથી. બસ, તમે તમારી રાજકુમારીનું કન્યાદાન મારે માટે કરી દો.'

રુકમીને પોતાના કાન પર વિશ્વંસ બેઠો નહીં. એકાદ ક્ષણ ચૂપ રહ્યા પછી તે બોલ્યો :

'ચાંડાલો ! તમે કલાકાર, રુપવાન, વિદ્વાન અને વીર છો. ગમે તેમ પણ છેવટે તો તમે ચાંડાલ છો. માગતી વખતે શું તમે તમારી જાતિ પણ ભૂલી ગયા? હજુ પણ સમય છે, સમજી વિચારીને કંઇક બીજું માગી લો. હું તમને અડધું રાજ્ય પણ આપી શકું તેમ છું.'

પ્રદ્યુમને કહ્યું :

'મહારાજ ! ગુસ્સે ના થશો. ચાંડાલ પણ માણસ છે, તેને પણ માનવ સહજ ઇચ્છાઓ હોય છે. મને જે ઠીક લાગ્યુ, તે મેં માગી લીધું વચન આપીને ફરી જવું એ ક્ષત્રિયોનું લક્ષણ નથી. વચન આપીને પાળે નહીં તે ક્ષત્રિય પણ ચાંડાલથી કયાં કમ છે? ગુણ કે અવગુણથી માણસ ઊંચ વર્ણનો કે ચાંડાલ બને છે.'

રુકમીનો ગુસ્સો હવે કાબૂમાં ન રહ્યો. એક તો ચાંડાલોએ રાજકુમારી માગવાની હિંમત કરી, વળી તેને જ ચાંડાલ ગણાવ્યો. ક્રોધના આવેશમાં આવીને રુકમીએ કહ્યું:

'રે નરાધમ ચાંડાલ! ઈચ્છા તો એવી થાય છે કે તારી જીભ ખેંચાવી લઉં. તારી આટલી બધી હિંમત કે કાગડો બનીને મોતી મેળવવાની ઈચ્છા રાખે છે? યાદ રાખ કે જે માણસ પોતાના ગજા કરતાં વધારે મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખે છે, તે અભાગી છે અને સર્વ-નાશના માર્ગે છે. હવે ભવિષ્યમાં આવી વાત મુખ પર લાવતો નહીં. સમજી વિચારીને બીજું કંઈક માગ.'

શકિતશાળી પ્રદ્યુમન બોલ્યો:

'મારે કંઇ જોઈતું નથી. જે માણસ પોતાના વચનનું જ પાલન કરી શકતો નથી, જેનાં વાણી-વર્તન એક નથી, એવા માણસ કરતાં ચાંડાલ હજાર ગણો વધુ સારો.'

રુકમી હવે ધીરજ રાખી શકયો નહીં. તેણે સેવકોને આદેશ આપ્યો:

'આ બંને નરાધમોને અત્યારે જ મારી નજર આગળથી દૂર કરો.'

રાજાના સેવકો પ્રદ્યુમનને પકડવા દોડયા, તે પહેલાં જ પ્રદ્યુમન ખસી ગયો. પ્રદ્યુમન અને શંબ રાજદરબારથી બહાર નીકળીને પોતાની છાવણીમાં ગયા અને આગળની યોજના પર વિચાર કરવા લાગ્યા. શંબે પ્રદ્યુમનને કહ્યું:

'ભાઇ! સીધી આંગળીએ કદાપિ ઘી નીકળતું નથી. હવે આંગળીને વાંકી જ કરવી પડશે.'

'હું પણ એ જ વિચાર કરું છું કે વિદ્યાબળથી

રાજકુમારી સાથે ગુપ્ત લગ્ન કરીને મારી અસલ ઓળખાણ પ્રગટ કરું. તે પછી જેવી પરિસ્થિતિ આવશે તેવો મુકાબલો કરીશું.' પ્રદ્યુમને કહ્યું.

શંબે સમર્થન આપ્યું:

પરિસ્થિતિ અનુકૂળ હોય કે પ્રતિકૂળ હોય પણ નસીબ તો અનુકૂળ જ લાગે છે વૈદર્ભીકુમારી તમારા પ્રેમમાં પૂરેપૂરી રંગાયેલી છે આપણે માટે એ જ સર્વસ્વ છે.'

વૈદર્ભીકુમારીએ જ્યારથી પ્રદ્યુમનને જોયો હતો ત્યારથી બેચેન હતી. તે મનમાં ને મનમાં વિચારતી હતી: એ દિવસ કેટલો ધન્ય હશે જયારે હું વાસુદેવ શ્રી કૃષ્ણની પુત્રવધૂ બનીને દ્વારકા જઈશ. આજે તો પિતાજીએ સ્પષ્ટ રીતે ના પાડી દીધી. એ તો ના જ પાડે. ફોઈ રુકિમણીનું લગ્ન પણ ક્યાં રાજીખુશીથી કર્યું હતું! જો નસીબ મારી તરફેણમાં હશે તો તે પણ પોતાના પિતાની જેમ મારી સાથે લગ્ન કરવામાં સફળ થશે.

કુમારી વૈદર્ભી એકલી પથારીમાં પડી છે. આંખ બંધ કરે છે. ઊંઘને બોલાવે છે, પણ તે તો દૂર જઈને ઊભી રહી છે. રાજકુમારી આંખ ખોલી નાખે છે. તેની આંખ સામે પ્રદ્યુમનનો ચહેરો દેખાયા કરે છે. અને તેનું મન દ્વારકામાં ભટકી રહ્યું છે. આ રીતે રાતના બે પ્રહર વીતી ગયા કે તરત જ એકદમ પ્રદ્યુમનકુમાર

રાજકુમારી સામે આવીને ઊભો રહ્યો. પ્રદ્યુમનને આમ અચાનક આવેલો જોઈને નવાઈ તો લાગી. પણ સંતોષ અને આનંદ વધારે થયો. રાજકુમારીને એક વખત આ રીતે એકાંતમાં શંબ સાથે ઓળખાણ થઇ ચૂકી હતી. ખુશ થઇ ગયેલી રાજકુમારીએ પ્રદ્યુમનને પોતાની પાસે બેસાડયા અને વાતો કરવા લાગી :

'સ્વામી ! હ્રદયથી હું તમને મારા પ્રાણાધાર માની ચૂકી છું હવે વિધિ પ્રમાણે મને તમારી બનાવીને જીવનદાન આપો.'

પ્રદ્યુમન બોલ્યો :

'હું એટલા માટે તો અહીં આવ્યો છું. અત્યાર સુધી તો હું તારા પિતાની દૃષ્ટિએ માત્ર એક ચાંડાલ ગાયક કલાકાર છું. તારી સાથે લગ્ન કર્યા પછી હું મારો અસલ પરિચય આપીશ કે હું કોણ છું. આપણા બંનેના લગ્નમાં માતા રુક્મિણીના આશીર્વાદ તો આપણને મળી ગયા જ છે. મને વિશ્વાસ છે કે લગન પછી મામા રુકમી પણ સંમત થઈ જશે.'

રાજકુમારી કંઇક ચિંતામાં પડી ગઇ. પ્રદ્યુમનને કહ્યું :

તમે આ ઓરડામાં મારી સાથે લગ્ન કરશો ? લગ્ન કરવામાં સમય તો લાગશે જ. બે પ્રહરથી વધુ રાત તો વીતી ચૂકી છે. જો કોઈને ખબર પડી જશે તો આપણે બંને સંકટમાં ફસાઈ જઈશું. તેથી તમે મને તમારા નગરમાં લઈ જાઓ. ત્યાં લગ્ન કરીશું.'

પ્રદ્યુમને રાજકુમારીની ચિંતા દૂર કરતાં કહ્યું :

'તેની ચિંતા તું ના કરીશ. વિદ્યાના પ્રભાવથી મને અહીં કોઈ જોઈ શકશે નહીં. મેં માતાને વચન આપ્યું છે કે કુંડિનપુરથી તને પરણીને જ લઈ જઈશ.'

વૈદર્ભીકુમારી અને પ્રદ્યુમનનું લગ્ન થઈ ગયું. વિદ્યાબળથી પ્રદ્યુમને રાજકુમારીને દુલ્હનના વેશમાં સજાવી અને તેણે પોતે પણ વરવેશ ધારણ કર્યો. બંનેના હાથમાં ફૂલની માળા બાંધી હતી. રાજકુમારીની સેંથીમાં સિંદૂર હતું અને કપાળમાં બિંદી પણ હતી. હાથમાં મહેંદી અને પગમાં ઝાંઝર જોઈને કોણ કહી શકે કે રાજકુંવરી કુમારી છે. લગ્ન કરીને પ્રદ્યુમન શંબની પાસે પોતાના તંબુમાં આવી ગયો અને પહેલાંની જેમ જ ચાંડાલનું સ્વરૂપ ધારણ કરી લીધું. તેણે શંબને બધી વાત જણાવીને કહ્યું :

'હવે રુકમીની ગતિ વિધિની પરીક્ષા કરવી છે. જોઈએ, તે શું કરે છે'

સવારે વૈદર્ભીકુમારીને તેની માતાએ લગ્નના શણગાર સજેલી જોઇને અત્યંત નવાઈ લાગી. તેણે કડકાઈથી કહ્યું :

'અમારી ઇચ્છા વિના અને અમારાથી અજાણ્યું રાખીને તેં કોની સાથે લગ્ન કર્યું ?

રાજકુમારી મૌન રહી. રાણીએ તરત રાજાને બોલાવડાવ્યા. ગુસ્સાના આવેશમાં રાજા રુકમીએ રાજકુમારીનો

ચોટલો પકડીને ખેંચવાનું શરૂ કરી દીધું અને બોલ્યો :

'જો તું તારા કારસ્તાનનું રહસ્ય નહીં જણાવે તો તારી દશા ખરાબ થશે. તેથી જેની સાથે તેં આ લગ્નનું નાટક કર્યું છે તેનું નામ જણાવી દે હું તારું મોં કાળું કરીને તેની સાથે મોકલી દઇશ. હવે આ ઘરમાં તારે માટે કોઈ જગ્યા નથી.'

રાજકુમારીએ શરમ સંકોચ છોડીને સ્પષ્ટ રીતે જણાવી દીધું :

'હવે તમારે જે કરવું હોય તે કરો. મેં તો એ ચાંડાલ ગાયક સાથે લગ્ન કરી લીધું છે, જેણે તમારી પાસે મારી માગણી કરી હતી.'

હવે તો રુકમીનો ગુસ્સો કાબૂમાં જ ન રહ્યો. તેણે તરત ચાંડાલ ગાયકને બોલાવડાવ્યો અને ચાંડાલના વેશમાં રહેલા પ્રદ્યુમનને કહ્યું :

'ચાંડાલ ગાયક ! મેં મારા કુળ ગૌરવને કારણે તને મારી દીકરી આપવાની ના પાડી હતી. પણ તેણે મારું નાક તો કાપી જ નાખ્યું છે, તેથી એ કાળમુખીને તારી જોડે જ લઇ જા. હવે હું આનંદથી તેને તારી સાથે મોકલું છું. તેને જલદીથી તારી સાથે લઇ જા. પછી મારું નગર ખાલી કરો.

પ્રદ્યુમન રાજા રુકમીને હેરાન કરવા માગતો હતો. તેણે કહ્યું :

' જ્યારે તમે પહેલાં આપવાની ના પાડી અને

તમારા વચનમાંથી પણ છટકી ગયા. ત્યારે હવે શા માટે હું તેનો સ્વીકાર કરું ? મારે પણ હવે તે જોઇએ નહીં.'

રુક્મી ખિજાઈ ગયો. તે બોલ્યો :

'પણ તેં છુપાઈને એની સાથે લગ્ન શા માટે કર્યાં ? હવે તો તારે સ્વીકારવી જ પડશે.'

પ્રદ્યુમન બોલ્યો :

'કોઈ પણ જાતના સાક્ષી વિના તમે કેવી રીતે કહી શકો કે મેં તમારી દીકરી સાથે લગ્ન કર્યાં છે ? તમારી આફત ટાળવા માટે મારા ગળે વળગાડો છો. હું તેને કદાપિ લઈ જઈશ નહીં.'

ચિડાઈ ગયેલા રુક્મીએ રાણીને કહ્યું :

'મહારાણી ! વૈદર્ભી ચાંડાલને જ પોતાનો પતિ ગણાવે છે, અને ચાંડાલ તો સ્વીકારતો નથી. હવે હું શું કરું ?'

રાણીએ ઉકેલ બતાવ્યો :

'સ્વામી ! તેને ચાંડાલના તંબુમાં જ ફેંકાવી દો. પછી તે ત્યાં રહે કે બીજે કયાંય જાય. ચાંડાલ ગાયક તેને પોતાની પાસે રાખે કે કાઢી મૂકે. આપણે શું જોવાનું ?'

રુકમીએ નગર બહાર ચાંડાલ ગાયકોના તંબુમાં વૈદર્ભીકુમારીને મોકલી દીધી. પ્રદ્યુમનકુમાર પણ તેની પાછળ જ તંબુમાં પહોંચી ગયો. તે વખતે રાજકુમારીએ હસીને કહ્યું :

'તમે તો કેવા છો કે બધાની સામે જ મારો અસ્વીકાર કર્યો ?'

પ્રદ્યુમન હસી પડયો અને બોલ્યો :

'પ્રિયે ! રહસ્યને રહસ્યમય રીતે જ ખોલવું જોઈએ. બધાની સમક્ષ હું કેવી રીતે પ્રગટ કરું કે તું ચાંડાલની પત્ની છે ? હવે હું પ્રગટ કરીશ કે તારું લગ્ન દ્વારકાના રાજા શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમન સાથે થયું છે.'

તંબુમાં બેઠેલા શંબે પ્રદ્યુમનને કહ્યું :

'આપણો કુંડિનપુર આવવાનો હેતુ પૂરો થઈ ગયો છે. હવે પૂજય ભાભીને લઈ દ્વારકા જવું જોઈએ.'

પ્રદ્યુમને પોતાની અસંમતિ પ્રગટ કરતાં કહ્યું :

'ગમે ત્યારે દ્વારકા જવાનું છે. પણ આ રીતે ચુપચાપ ચાલ્યા જવું ઠીક નથી. કુંડિનપુરની પ્રજાને અને મામા રુકમીને પણ બતાવી દેવું જોઈએ કે વૈદર્ભીકુમારી સાથે લગ્ન કરનાર કોણ છે. આપણી શૂર-વીરતા બતાવ્યા વિના જવું એ અધૂરાપણું છે.'

શંબે પ્રદ્યુમનની વાતને ટેકો આપ્યો. પ્રદ્યુમન માટે કોઈ કરામત અઘરી ન હતી. તેણે વિદ્યાના પ્રભાવ-થી નવ ઓરડાનો મહેલ બનાવી દીધો. મેઘકુટ નગરમાં રાજા યમસંવરના પાંચસો પુત્રો સાથે પ્રદ્યુમન દડો રમવા માટે જંગલમાં ગયો હતો. જંગલમાં રહેલી બે ગુફાઓના રાક્ષસોને હરાવીને તેણે બંને પાસેથી દૈવી ભેટ મેળવી હતી. ત્રીજી ગુફામાં પ્રવેશીને પ્રદ્યુમને નાગરાજને

હુશાવીને મહેલ બનાવવાની વિદ્યા મેળવી હતી વિદ્યાના બળે તેણે નવ માળનો મહેલ બનાવ્યો હતો. પ્રદ્યુમન પાસે વિદ્યાઓની ખોટ ન હતી સોનાના રત્નથી જડેલા થાંભલાવાળા આ મહેલમાં જુદીજુદી અનેક જગ્યાએ રાગ રંગ ચાલવા લાગ્યા. ક્યાંક નાટક થઇ રહ્યું હતું, તો ક્યાંક સંગીતસભા ભરાઇ હતી પ્રદ્યુમનકુમાર પોતાના મૂળ રૂપમાં દૈવી રત્નાભૂષણ ધારણ કરીને વૈદર્ભીકુમારી સાથે નાટક અને સંગીતનો રસાસ્વાદ માણી રહ્યો હતો. એક બીજા સિંહાસન ઉપર જાંબવતીનો પુત્ર શંબકુમાર પણ બેઠો હતો મહેલની બહાર એક વિશાળ દાનશાળા ખુલી હતી. જ્યાં યાચકોને મોં માંગ્યું દાન મળતું હતું.

ક્રોધમાં આંધળા બની ગયેલા લોકો પોતાનાં માતા પિતા અને ગુરુની હત્યા કરતાં પણ અચકાતા નથી. ક્રોધમાં આંધળાં બની ગયેલાં પ્રાણી પોતાના મિત્ર, સહોદર ભાઈ અને પત્ની પુત્રનો પણ જીવ લઈ લે છે. કોઈ કોઇ તો આત્મહત્યાનું પાપ પણ કરી નાખે છે. ક્રોધ માણસને કઠોર. ઘાતકી, અવિવેકી અને કલંકિત કરી દે છે. ક્રોધી ધર્માધર્મનો પણ ભેદ પાડી શકતો નથી અને પોતાના અત્યંત નજીકના પ્રેમપાત્ર પર પણ દ્વેષ રાખે છે. ક્રોધી માણસને પછીથી ખૂબ પસ્તાવું પડે છે, અને પસ્તાવા સિવાય કોઇ ઉપાય રહેતો નથી.

આજે રુકમી પણ પોતાના ગુસ્સા પર ખુબ પસ્તાવો કરી રહ્યો હતો. ગુસ્સાના આવેશમાં તેણે બળજબરીથી

પોતાની પુત્રીને ચાંડાલને હવાલે કરી દીધી. તેને કડવા શબ્દ પણ કહ્યા અને તેને કુલક્ષણી કહીને સદાને માટે ત્યાગી દીધી. જયારે તેનો ગુસ્સો શાન્ત પડયો ત્યારે પોતાના કૃત્ય પર ખુબ પસ્તાવો થયો. તે વિચારવા લાગ્યો: 'હાય! ક્રોધમાં પાગલ બનીને મેં કેટલો મોટો અનર્થ કરી નાખ્યો ? રાજસુખમાં ઉછરેલી ફૂલ જેવી સુકોમળ રાજકુમારીનો બલિ ચડાવીને મેં ખુબ ખરાબ કર્યું". છોરુ કછોરુ થાય પણ માબાપ કદાપિ ખરાબ બનતાં નથી. હું ગુસ્સે થઈ ગયો. પાણી લાકડાને સિંચીને તેને પોષણ આપે છે. પછી તે જ લાકડામાંથી નાવડી બને છે અને લાકડાની એ નાવડી પાણીની જ છાતી ચીરે છે, છતાં પણ પાણી લાકડાને ડુબાડતું નથી. તેને કંઇ કહેતું પણ નથી પણ હું તો માણુસ હોવા છતાં પાણીથી પણ હલકો બની ગયો.'

રાજા રુકમી પશ્ચાત્તાપના અગ્નિમાં બળી રહ્યો હતો. તે વખતે એક રાજકુમારે આવીને સમાચાર આપ્યા:

'મહારાજાધિરાજ! કુંડિનપુરમાં એક ચમત્કાર થઈ ગયો છે. અલકાપુરી (સ્વર્ગ) નો એક ભવ્ય મહેલ કુંડિનપુરની ધરતી પર ઊતરી આવ્યો છે. મહેલની બહાર યાચકોની લંગાર લાગી છે. ત્યાં બહુ મોટી દાનશાળા ખુલી છે. તમારી રાજકન્યા કોઈ દેવ જેવા પુરુષની સાથે રાજસિંહાસન પર શોભે છે. નજીકમાં જ એક બીજો રાજકુમાર પણ બેઠો છે. ગીત સંગીતનો સમારંભ ચાલે છે.'

રુકમીને પણ ખૂબ નવાઈ લાગી. તેણે પોતાના અંગત માણુસોને સાચી વાત જાણવા માટે મોકલ્યા. સેવકોએ પણ જેમના તેમ સમાચાર આપ્યા અને વધારામાં એ પણ કહ્યું :

'મહારાજ ! એ નવ માળના મહેલમાં દ્વારકાના રાજા શ્રીકૃષ્ણના બે પુત્ર રોકાયા છે. વૈદર્ભીકુમારી પણ તેમની પાસે છે. જે ગાયક ચાંડાલના રૂપમાં અહીં આવ્યા હતા તે બીજા કોઈ નહીં, પણ મહારાજ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમન અને શંબ જ છે. તમારી પુત્રી સાથે પ્રદ્યુમને જ લગ્ન કર્યું છે. અમે ત્યાંના સેવકો પાસેથી પૂરી માહિતી મેળવીને આવ્યા છીએ.'

બધી વાતો સાંભળ્યા પછી રાજા રુકમીના આનંદનો પાર ના રહ્યો તે ચાલતો જ પોતાના ભગિની સુતને મળવા આવ્યો. મામાને પોતાની તરફ આવતા જોઈને બંને કુમાર ઊભા થઈ ગયા અને આગળ આવીને તેમનું સ્વાગત કર્યું. પછી પોતાની જોડે જ સિંહાસન પર બેસાડયા રાજકુમારીએ પણ પોતાના પિતા તરફ કૃતજ્ઞતાભરી નજર નાખી. રાજા રુકમીએ બંને કુમારોને છાતી સાથે ચાંપીને પ્રેમ પ્રગટ કર્યો. પોતાના ઘાતકી વ્યવહાર બદલ પુત્રીની માફી માગી. ચારેના મનનો મેલ ધોવાઈ ગયો. બધા પ્રસન્ન હતા. રાજા રુકમીએ ખૂબ ધામધૂમથી લગ્નનો ઉત્સવ ઉજવ્યો પ્રદ્યુમનના રૂપ, વ્યકિતત્વ અને વિદ્યાનાં ખૂબ ખૂબ વખાણ કરવા લાગ્યા.

વૈદર્ભીકુમારીની માતાને પણ પારાવાર આનંદ થયો. પ્રદ્યુમન જેવો જમાઈ મળવાને કારણે તે પોતાના નસીબને વખાણી રહી હતી.

થોડા દિવસ તો પ્રદ્યુમન અને શંબ કુંડિનપુરમાં જ રહ્યા. તે પછી તેમણે સસરા રુકમી પાસે દ્વારકા જવા માટે આજ્ઞા માગી. રાજા રુકમીએ હાથી, ઘોડા રથ તથા ખૂબ ધન આપીને પુત્રી તથા જમાઈને વિદાય કર્યા. બંને કુમારો યથાસમય નવવધૂ સાથે દ્વારકા પહોંચ્યા. પોતાની ભત્રીજી વૈદર્ભીકુમારીને પુત્રવધૂના રૂપમાં મેળવીને રુક્મિણી ફૂલી સમાતી ન હતી. રુક્મિણીની ખૂબ મોટી અને અસંભવિત લાગતી ઇચ્છા પ્રદ્યુમને પૂરી કરી હતી. આવા સુયોગ્ય સમર્થ પુત્રને મેળવીને કઇ માતા પોતાની જાતને ધન્ય ન માને?

પ્રદ્યુમનકુમારનું પુણ્ય અનુપમ અને પ્રબળ હતું. તે જ્યાં હાથ નાખતો ત્યાં તેને સફળતા જ મળતી. આ રીતે પોતાની માતા, વિમાતા, પિતા, ભાઇ, પત્નીઓ અને પ્રજાજનોને પ્રસન્ન રાખતો પ્રદ્યુમન પોતાના સંચિત કર્મનું ફળ ભોગવતો હતો. શરીરે બળવાન, રૂપાળો, વિદ્વાન, અતુલ વૈભવનો માલિક, વીર, ધીર અને ધર્મનિષ્ઠ પ્રદ્યુમનના દિવસો સુખેથી પસાર થતા હતા. પુણ્યશાળી જીવોને પણ બધી વસ્તુઓ અનુકૂળ નથી મળતી આવા પુણ્યશાળી તો કોઈ વિરલ જ હોય છે, જેમને ઉત્તમ કુળ, સ્વસ્થ શરીર, દાન-ધર્મમાં ખર્ચ કરવા માટે પૂરતું

ધન, પતિપરાયણ પત્ની, સ્નેહી ભાઈ, વિનયી પુત્ર, ચતુર મિત્ર વગેરે બધું જ મળે છે. પ્રદ્યુમન આવો જ વિરલ અને ઉત્તમ પુણ્યશાળી પુરુષ હતો.

જેમને પણ સુખની ઈચ્છા હોય તેમણે પુણ્યનાં બી જ વાવમાં જોઈએ. દાનની શક્તિને જાગૃત કરવી, ભક્તિ કરવી, ગુરુ પર શ્રદ્ધા રાખવી, સદ્ગુણો પર પ્રેમ, ઇંદ્રિય-દમનની ભાવના અને બધા તરફ દયાનો ભાવ રાખવો આ જ એ બીજ છે, જેનું વાવેતર કરવાથી પુણ્યનાં મીઠાં ફળ મળે છે. પ્રદ્યુમને આવાં જ બી વાવ્યાં હતાં. તે જ તેને મધુર ફળ આપી રહ્યા છે. તે લૌકિક સુખોને ભોગવી રહ્યો છે. તેના બધા મનોરથ પૂર્ણ થાય છે. તેની કીર્તિ ચારે બાજુ ફેલાઈ રહી છે. તે પોતાના પિતા વાસુદેવ શ્રીકૃષ્ણથી પણ દસ કદમ આગળ છે.

o o o

યદુકુળની વિમલ વિભૂતિ વાસુદેવ શ્રીકૃષ્ણના નાના ભાઈ ભગવાન અરિષ્ટનેમિ તીર્થંકર–પરંપરાનું પાલન કરતા જગતમાં વિચરણ કરતા હતા. અઢાર હજાર સાધુ અને ચાલીસ હજાર સાધ્વીઓ ભવસાગરને પાર કરવાના મહાન હેતુથી તેમને અનુસરતા હતા. મિથ્યાત્વના ગહન અંધ-કારનો નાશ કરીને ધર્મનો પ્રકાશ વેરતા ભગવાન અરિષ્ટ નેમિ ધર્મની નાવ પર બેસાડીને ભવ્ય જીવોને સંસાર સાગરથી પાર ઉતારી રહ્યા હતા. બાવીસમા તીર્થંકર પ્રભુ નેમિનાથ (અરિષ્ટનેમિ) ચોત્રીસ અતિશય અને પાંત્રીસ

વાણીની અસાધારણ વિશેષતાઓથી શોભતા હતા. એક વખત તેઓ દ્વારકા નગરીની બહાર શ્રીવન અથવા દેવ-રમણ નામના રાજબગીચામાં રહ્યા તેમનો વિશાળ સાધુ પરિવાર તેમની સાથે હતો. તે પોતાની ધર્મસભાને સંબોધી રહ્યા હતા અશોકના ઝાડ નીચે તેમની પરિષદ ભરાઈ હતી. દ્વારકાની સમસ્ત પ્રજા, વાસુદેવ શ્રીકૃષ્ણ તથા તેમનું સમગ્ર રાજ કુટુંબ પ્રભુની વાણી સાંભળીને પોતાની શ્રવણેન્દ્રિયને સફળ બનાવતા હતા. પ્રભુ કહેતા હતા :

'ભવ્ય જીવો! સંસારી જીવ અનાદિ કાળથી ભવ ભ્રમણ કરી રહ્યો છે. સ્વભાવથી સિદ્ધ બુદ્ધ સ્વરૂપ હોવા છતાં પણ વિભાવ પરિણતિને અધીન હોવાને કારણે જીવ જન્મ મરણના ચકકરમાં પડયો છે. સમ્યક દર્શન, સમ્યક જ્ઞાન અને સમ્યક ચરિત્રના આ ત્રિરત્નની પરિપૂર્ણતાથી જ ચોરાસીનો-જન્મ મરણનું ચકકર છૂટી જાય છે. માનવ જન્મ નસીબથી મળે છે. દેવ લોકો પણ મનુષ્ય જન્મ મેળવવા માટે તલસે છે. આવા અણુમોલ માનવ જન્મને જે લોકો ખાવું પીવું સૂવું અને ઈન્દ્રિય સુખ ભોગવવામાં પસાર કરી દે છે તેઓ મૂર્ખ જેવા છે, જે ચિંતામણિનો ઉપયોગ કાગડો ઉડાડવામાં કરે છે અથવા ઐરાવત હાથીનો ઉપયોગ માટીને લાવવા લઈ જવામાં કરે છે અથવા કલ્પવૃક્ષ મેળવીને પણ દુઃખી રહે છે.

'હજુ તો ધર્મની આરાધના માટે ઘણો સમય છે. થોડા દિવસ પછી ધર્મ કર્મ કરીશું- સંયમનું પાલન

કરીશું આવું વિચારનાર લોકોની મૂર્ખતાનું ઠેકાણું નથી. આવો ઇરાદો તેઓ જ કરી શકે છે જે મોત સાથે મિત્રતા રાખે છે. જેમ દૂધની ઉપરની સપાટી પર પરપોટા હોય છે તે ગમે ત્યારે ફૂટી જાય છે, તેવી જ રીતે આ જીવનનો પણ કોઈ વિશ્વાસ નથી. અહીંનો બધો જ વૈભવ અહીં જ રહી જશે, ફક્ત ધર્મ જ સાથે આવે છે અને તે જ કામ લાગે છે તેથી યાદ કરી લો. આજનો દિવસ હજારો વીતેલાં વર્ષો કરતાં વધારે મહાન છે. આજનો દિવસ ફરી કદી આવશે નહી આવું વિચારીને જીવનનો સદુપયોગ કરો. જો ચારિત્ર ધર્મનું પાલન કરીને માનવ-જીવનનો સદુપયોગ કરી લીધો તો અનંત, અક્ષય અને અસીમ સુખને યોગ્ય બનશો.

ભગવાન અરિષ્ટનેમિની અમૃતવાણી સાંભળીને શ્રોતાઓ મુગ્ધ બની ગયા. અનેકોએ રત્નમય લાભ લીધો. અનેકોએ શ્રાવક વ્રતને ધારણ કર્યું. રાજકુટુંબના લોકોમાં પ્રદ્યુમન, શંબ, ભાનુ અને સુભાનુ ચારે રાજકુમારોના હૃદયમાં વૈરાગ્યના તરંગો હિલોળા મારવા લાગ્યા. ચારેએ પોતાના મનની વાત આ રીતે પ્રભુને કહી;

હે તરણ તારણ પ્રભુ! તમારા પ્રવચન-અમૃતથી અમને અપૂર્વ શાન્તિ મળી છે. તમારી વાણી અવિરલ, તથ્ય, પથ્ય અને સત્ય છે. તમારા વચનાંજનથી અમારી આંખ ખુલી ગઈ છે. અમે આત્મ કલ્યાણ કરવાનો સંકલ્પ કરી લીધો છે. માતા પિતા તથા બીજા કુટુંબી-

ઓની મંજૂરી મેળવીને અમે સંયમ ધારણ કરવા માગીએ છીએ.

ચારેની વિવેક વાણી સાંભળીને ભગવાને કહ્યું :

'જહા સુહં દેવાણુપ્પિયા યા મા પડિ બન્ધ કરેહ. એટલે કે જેમાં તમને સુખ મળે તે કરો, પણ ધર્મના કામમાં ઢીલ ના કરો.'

આ રીતે પ્રભુની આજ્ઞા મેળવીને ચારે કુમાર ખુશ થઇ ગયા. પ્રભુના પવિત્ર પગકમળની વિધિ પ્રમાણે વંદના કરીને રાજમહેલમાં પાછા આવ્યા. ચારેએ યથા સમય શ્રીકૃષ્ણ અને માતાઓ પાસે સંયમ ધારણ કરવાની રજા માગી. વાસુદેવ શ્રીકૃષ્ણ પણ મોહવશ બન્યા અને બોલ્યા :

'શું ચારે મને વિલાપ કરતો છોડી જશો ? ધર્મનું પાલન તમે ઘરમાં રહીને પણ કરી શકો છો. હજુ તમારી ઉંમર પણ સંસાર છોડવાની નથી.'

ત્રણે ભાઇઓ તરફથી પ્રદ્યુમને કહ્યું :

પૂજ્ય પિતાજી ! ઘેર તો અણુવ્રતનું જ પાલન થઇ શકે છે પણ મુક્તિ-લાભ માટે તો પૂર્ણ ચારિત્ર ધર્મનું પાલન જ યોગ્ય છે. જો તમારા નાના ભાઈ ભગવાન અરિષ્ટનેમિ પછી આવો વિચાર કરીને ઘરમાં જ બેસી રહેત તો તીર્થંકર બનીને જગતનું કલ્યાણ કેવી રીતે કરત ? તેથી માયા મમતા છોડીને અમને સંયમ માટે આજ્ઞા આપો.'

શ્રી કૃષ્ણ નિરુત્તર થઇ ગયા. ધર્મના કામમાં તેઓ

અંતરાય બનવા માગતા ન હતા. તેથી તેમણે આજ્ઞા આપી દીધી. કુમારની માતાઓને પણ સત્ય આગળ નમવું પડ્યું અને આંખમાં આંસુ સાથે તેમને પણ મંજૂરી આપવી પડી. જ્યારે બધા રાજી હતા તો પછી પોતાના સ્વાર્થ માટે કુમારની પત્નીઓ પણ શા માટે બાધક બને ? એટલું જ નહીં તેમણે પણ સંયમ ધારણ કરવાનો નિશ્ચય કરી લીધો. તેમણે પોતાના પતિઓને પણ કહ્યું : પત્ની ફક્ત ભોગ માટે જ જીવન સંગિની નથી, યોગ અને ધર્મ માટે પણ છે. અમે તમારી ધર્મસંગિની છીએ તેથી તમારી જોડે અમે પણ સંયમ ધારણ કરીશું. આ પ્રસ્તાવથી કુમાર વધુ ખુશ થયા.

કુમારના આનંદનો પાર ન હતો. તેમના દીક્ષા–સમારંભની ભવ્ય તૈયારીઓ થવા થવા લાગી. મેઘકૂટ નગરથી પ્રદ્યુમનનાં પાલક માતા પિતા રાજા યમસંવર અને રાણી કનકમાલા પણ આવ્યા. સાધુ બનવાની કલ્પનામાં ડુબેલા પ્રદ્યુમનકુમાર વગેરે વિચારી રહ્યા હતા :

'સાધુ બનવાથી સમભાવના અમૃત અંતઃકરણમાં ઝરવા લાગે છે. આત્મરમણનો અતીન્દ્રિય અને અનિર્વચનીય આનંદ બધાં બાહ્ય દુઃખોને નગણ્ય બનાવી દેવાનો છે સાધુ બનવાથી નથી રાજભય રહેતો, ચોરોનો પણ ભય નહી અને નથી આજીવિકાની ચિંતા રહેતી કે નથી વિયોગની ચિંતા રહેતી. સાધુ જીવન આ લોકમાં તો સુખદાયક છે જ, પરલોકને પણ તે સુખમય બનાવે છે.

o o o

ચારે કુમાર અને તેમની પત્નીઓનો દીક્ષા–સમારંભ થઈ રહ્યો છે. ચતુરંગી સેના સજાવવામાં આવી. હજાર પુરુષો દ્વારા ઉઠાવી શકાય તેવી પાલખી તૈયાર કરાવી. દીક્ષા લેનાર રાજકુમાર અને પુત્રવધૂઓને સ્નાન કરાવીને સુંદર વસ્ત્ર પહેરાવવામાં આવ્યા. જો કે મનથી બધા શૃંગાર છોડી દીધા હતા. છતાં કુટુંબીઓની છેલ્લી અભિલાષા પૂર્ણ કરવાના વિચારથી બધાનું શરીર શણગારેલું હતું. પાલખી રવાના થઈ. પાછળ–પાછળ વાસુદેવ કૃષ્ણ, બળદેવ, યમસંવર વગેરે અનેક રાજાઓ ચાલતા હતા. યાદવકુળની સ્ત્રીઓ મંગળ ગીત ગાતી હતી. રાજમાર્ગની ધારે તથા ઝરુખામાં ઊભાં રહેલાં સ્ત્રી પુરુષો દીક્ષા સમારંભને જોઈ રહ્યાં હતાં. બધાંને કુમારના વિરહનું દુઃખ હતું પણ આ દુઃખમાં છૂપો આનંદ પણ હતો.

યથા સમય પાલખી રાજબગીચાની નજીક પહોંચી. દીક્ષાર્થી નીચે ઊતર્યા અને ભક્તિભાવથી અશોક ઝાડની નીચે બિરાજેલા ભગવાન અરિષ્ટનેમિ નજીક પહોંચ્યા. પ્રભુને વિધિ પ્રમાણે વંદન કરીને બધા દીક્ષાર્થી ઈશાન ખૂણા તરફ ગયા. ત્યાં જઈને વસ્ત્રાભૂષણ ઉતાર્યા અને મુનિવેશ ધારણ કર્યા પછી વાળ ખેંચાવી નાખ્યા. કૃષ્ણજીએ વસ્ત્ર પહોળું કરીને તે વાળ ભેગા કરી લીધા. મોહનો મહિમા એટલો પ્રબળ છે કે મહાપ્રતાપી શ્રીકૃષ્ણ પણ આજ બાળકની જેમ રડી પડયા હતા.

બધા દીક્ષાર્થી પ્રભુની સામે મસ્તક નમાવીને ઊભા

હતા. તે વખતે બલરામ-કૃષ્ણએ ગળગળા બનીને ભગવાન અરિષ્ટનેમિને આ પ્રમાણે કહ્યું :

'હે તરણ-તારણ પ્રભુ! આ શિષ્ય ભિક્ષાનો સ્વીકાર કરો. આ પુત્ર અને પુત્રવધૂઓ અમને પ્રાણથી પણ અધિક વહાલી છે. આજે તેમની ભિક્ષા આપતાં અમને જે દુઃખ થાય છે તે તમે સારી રીતે જાણો છો, હે પ્રભુ! તમે તો અંતર્યામી છો. હૃદય પર પથ્થર રાખીને અમે તમને સોંપીએ છીએ. પ્રભુ! તેમનો મનોરથ પૂરો કરો.'

અરિષ્ટનેમિએ બધાને દીક્ષા આપી. તે પછી બધાં કુટુંબીજનો પ્રભુને વંદન નમસ્કાર કરીને પાછાં ફર્યાં. આનંદ-પ્રમોદ અને શોર બકોરથી ગાજતી નગરી આજે સૂમસામ લાગતી હતી. બધે ગંભીરતા, નીરવતા, ખિન્નતા અને વિષાદનું સામ્રાજ્ય હતું. એટલે સુધી કે પક્ષીઓએ પણ અવાજ કરવાનું છોડી દીધું હતું, ઘેર ઘેર ઉદાસી હતી.

સમય જતાં બધું પૂર્વવત બની ગયું અને વાસુદેવ શ્રીકૃષ્ણ ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યા. સંસારમાં અદલા બદલી તો ચાલ્યા જ કરે છે અને સમય તો કોઇની તરફ ધ્યાન આપ્યા વિના પોતાની નિશ્ચિત ગતિથી ચાલ્યા જ કરે છે. અરિષ્ટનેમિ પણ પોતાના સાધુ પરિવાર સાથે વિહાર કરવા માટે બીજે ચાલ્યા ગયા.

o o o

પરમ પ્રતાપી વાસુદેવ શ્રી કૃષ્ણ જેવા પિતા, રુકિમણી, સત્યભામા અને જાંબવતી જેવી માતાઓ, અપ્સરાઓને

પણ શરમાવે તેવી પત્નીઓ, અક્ષય ઋદ્ધિ, અસીમ સમૃદ્ધિ, અનુપમ સામ્રાજ્ય, અપાર પ્રભુતા, અજોડ બળ વૈભવ, અસાધારણ વિદ્યાસિદ્ધિ અને જગતને માન્ય એવો યાદવ વંશ મેળવવા છતાં પણ મુનિ પ્રદ્યુમ્ન, શાંબ, ભાનુ અને સુભાનુએ બધું જ તણખલાની જેમ છોડી દીધું. જે લોકો સુખની આ માયાજાળને સમજી લે છે તેઓ જ આત્મ કલ્યાણ કરી શકે છે.

મુનિ પ્રદ્યુમ્ન સહિત ચારે મુનિઓએ લોકોત્તર સાધનાના દુર્ગમ માર્ગ પર ચાલવાનું શરૂ કરી દીધું. બધી નવદીક્ષિત સાધ્વીઓને ભગવાન નેમિનાથે રાજીમતી ને સોંપી દીધી. બધાં સાધુ સાધ્વીઓ પોત–પોતાની સાધનામાં મગ્ન બની ગયા. પાંચ મહાવ્રત, ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ વગેરે મૂળ અને ઉત્તર ગુણોનું પાલન કરતા બધાએ કઠોર તપ શરૂ કરી દીધું.

તપનો પ્રભાવ અમોઘ છે. તપથી જ સાધક આઠ કર્મોનો નાશ કરીને મોક્ષ પ્રાપ્ત કરે છે. તપથી ધર્મની વૃદ્ધિ, પાપનો નાશ, દુઃખોનો અંત, આત્મબળની વૃદ્ધિ અને તમોભાવનો નાશ થાય છે. જેમ સૂર્યનો ઉદય થતાં અંધકાર નષ્ટ થઇ જાય છે, એ જ રીતે તપનો ઉદય થતા મુશ્કેલીઓની પરંપરા નાશ પામે છે. સ્વર્ગના દેવતા પણ તપસ્વીના ચરણમાં પોતાનું મસ્તક નમાવે છે. તપની પ્રચંડ જ્વાળામાં કામવાસના બળીને ભસ્મ થઇ જાય છે. તેથી જ કલ્યાણ તપસ્વીના ચરણ ચૂમે છે. તપસ્વી સ્વર્ગ

અને મોક્ષનો અધિકારી બને છે. તપસ્વીને અલક્ષ્ય વસ્તુ પણ સરળતાથી મળી જાય છે.

તપના ઉપર્યુક્ત મહત્ત્વને જાણતા મુનિ પ્રદ્યુમન, મુનિ શંબ, મુનિ ભાનુ અને સુભાનુ કઠોર તપશ્ચર્યામાં મગ્ન બની ગયા. ચારે ઋષિ ફક્ત કાયાકષ્ટ જ સહન કરતા ન હતા, પણ મનની સાધનામાં પણ તે સદા તત્પર હતા. સ્વકલ્યાણની સાથે સાથે વિહાર કરતા સંસારી જીવોનું કલ્યાણ કરતા આ રીતે વિહાર કરતા ચારે મુનિ ગિરનાર પર્વત પર પધાર્યા.

એક વખત મુનિ પ્રદ્યુમન ધ્યાનમાં મગ્ન હતા. તેમને અપૂર્વ કરણની પ્રાપ્તિ થઇ. દસમા ગુણસ્થાન પર પહોંચ્યા પછી પ્રબળતમ મોહકર્મનો પણ પૂર્ણ ક્ષય કરીને બારમા ગુણસ્થાન પર પહોંચ્યા અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયનો નાશ કરીને કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત કર્યું. કેવલી પ્રદ્યુમન સર્વજ્ઞ અને સર્વદર્શી થઈ ગયા. કેવલી મુનિ પ્રદ્યુમને ઉચ્ચતર હેતુને પ્રાપ્ત કરી લીધો. દેવ અને દેવાંગનાઓએ ગિરનાર પર્વત પર કેવલજ્ઞાન મહોત્સવ ઉજવ્યો. દેવ દુંદુભિ અને પુષ્પવર્ષાથી જંગલમાં પણ મંગલ થઇ ગયું. કેવલમુનિ પ્રદ્યુમને બધાને ધર્મોપદેશ આપીને તૃપ્ત કરી દીધા.

આ રીતે શંબ મુનિ અને ભાનુ મુનિએ પણ કેવલજ્ઞાન મેળવી લીધું. તે પછી ત્રણે મુનિ બાકીનું આયુષ્ય નામ, ગોત્ર અને વેદનીય કર્મોને એક સાથે

ક્ષીણ કરીને મોક્ષ પામ્યા. સુભાનુ મુનિને કેટલાક જન્મો પછી મોક્ષ પ્રાપ્ત થશે.

એટલા માટે જ સંતોએ ચેતવણી આપી છે:

કરતા થા સો ક્યોં કિયા,
અબ કરિ ક્યોં પછિતાય;
બોવે પેડ બબૂલ કા,
આમ કહાંસે ખાય.

તુલસી કાયા ખેત હૈ, મનસા ભયે કિસાન,
પાપ પુણ્ય દોઉ બીજ હૈ, બુવૈ સો લુવૈ નિદાન.

સમાપ્ત